# રાસ—સારની અનુક્રમણિકા.

## બીજો અધિકાર.



ગ્રંથકાર કવિ દર્શનવિજયજીએ સં. ૧૬૭૯માં પોતાના હાથે લખેલી પ્રતિના પ્રથમ પત્રનો ફોટો.

# પ્રસ્તાવના.

—o∞o—

પ્રાચીન જૈન રાસાઓ ઇતિહાસમાં કેટલું મહત્ત્વનું સ્થાન ભોગવે છે, એ સંબંધી પૂજ્યપાદ પરમ ગુરૂ આચાર્ય શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજે ઐતિહાસિકરાસસંગ્રહ ભા૦ ૧ ની પ્રસ્તાવનામાં બહુ સારી રીતે સમજાવ્યું છે, એટલે તે સંબંધી અહિં કહેવાની કંઇ આવશ્યક્તા નથી. આ રાસ–વિજયતિલકસૂરિરાસ–પણ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણો ઉપયોગી રાસ હોવાથીજ ' ઐતિહાસિકરાસસંગ્રહના ચોથા ભાગ ' તરીકે બહાર પાડવો ઉચિત ધાર્યો છે.

જ્હે વખતે આ રાસ મ્હારા જોવામાં આવ્યો, તે વખતે આ રાસનો વર્ણિત વિષય જોઇ તે છપાવવો કે કેમ ? એ સંબંધી ' હા ' ' ના ' નું માનસિક યુદ્ધ ઘણો વખત ચાલ્યું હતું છેવટે ઐતિહાસિક દૃષ્ટિએ આની અત્યુપયોગિતા જણાયાથી ' હા ' નીજ જીત થઇ.

રાસાન્તર્ગત વિષય સંબંધી નિરીક્ષણ જુદું લખવામાં આવેલું છે, એટલે તે સંબંધી આ પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરવાની કંઇ જરૂર નથી. આ પ્રસ્તાવનામાં જહે કંઇ કહેવાનું છે, તે કેવળ કવિ–રાસકાર કવિ–સંબંધીજ છે.

રાસના કર્ત્તા કવિ દર્શનવિજયજીએ, આ રાસની અંતમાં આપેલા પોતાના પરિચય ઉપરથી જણાય છે કે–તેઓ રાજવિમલવાચકના શિષ્ય મુનિવિજય ઉપાધ્યાયના શિષ્ય થતા હતા. આ રાજવિમલ તે છે, કે જ્હેઓ હીરવિજયસૂરિ ( હીરહર્ષ ) અને ધર્મસાગરજીની સાથેજ દક્ષિણમાં ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરવાને ગયા હતા. કવિ દર્શનવિજયજીની કવિત્વશક્તિ જાણવાને માટે આ રાસ ઉપયોગી છે, તેમ ત્હેમનો બનાવેલો ' પ્રેમલાલચ્છીરાસ ' પણ અતીવ ઉપયોગી છે, આ રાસ ( પ્રેમલાલચ્છીરાસ ) ત્હેમણે સ. ૧૬૮૯ માં બનાવ્યો હતો અને તે દેવચંદ લાલભાઇપુસ્તકોદ્ધારફંડ તરફથી **आनंद काव्य-महोदधि** મૌક્તિક ૧ લામાં બહાર પડયો છે. કવિની આ બે પ્રસિદ્ધ કૃતિઓ સિવાય અન્ય કોઇ કૃતિઓ જાણવામાં આવી નથી. અને તેથી કવિનો આથી વધારે–ત્હેમનું ગામ–નામ–માત–પિતા વિગેરે સંબંધી–પરિચય આપવાને અસમર્થ નિવડ્યો છું.

પ્રસ્તુત રાસ–વિજયતિલકસૂરિ રાસ–કવિએ બે અધિકારમાં વિભક્ત કર્યો

છે, અને તે બન્ને અધિકારો જુદા જુદા સમયમાં પૂરા કર્યા છે. પહેલો અધિકાર સં. ૧૬૭૯ ના માગશર વદિ ૮ મે પૂરો કર્યો છે, જ્યારે બીજો અધિકાર સં. ૧૬૯૭ ના પોસ સુદિમાં પૂરો કર્યો છે, એટલે બન્ને અધિકારો પૂરા કરવામાં અઢાર વર્ષનું અંતર પડેલું છે, તેમ છતાં કવિએ બન્ને અધિકારોની સંકલના જેવી જોઇએ તેવી જાળવીજ રાખેલી છે.

આ રાસ, માત્ર એકજ પ્રતિ ઉપરથી, કે જે લીંબડીના ભંડારમાંથી પ્રાપ્ત થઈ હતી, સંશોધન કરવામાં આવ્યો છે, પરન્તુ જહે પ્રતિ ઉપરથી સંશોધન કરવામાં આવ્યો છે, તે પ્રતિમાં ખાસ એક વિશેષતા છે, કે જે વિશેષતા કવચિતજ પ્રાપ્ત થાય છે, આ વિશેષતા એ છે કે—આ પ્રતિ ખુદ રાસકાર કવિ દર્શનવિજયજીએ પોતે લખેલી છે. અને તેથીજ આ પ્રતિના પ્રથમ પત્રનો ફોટો પણ આ સાથે મૂકવાનું ઉચિત ધારવામાં આવ્યું છે.

અહિં એક ખુલાસો કરવો સમુચિત સમજું છું. યદ્યપિ આ રાસ (આ ચોથા ભાગ) ને છપાવવાનું કાર્ય લગભગ ચારેક વર્ષ ઉપર શરૂ કરવામાં આવ્યું હતું; પરન્તુ આનું કામ પૂરૂં થાય તે દરમીયાન **સૂરીશ્વર અને સમ્રાટ્**નું કામ હાથ ધરવાથી અને તે ઐતિહાસિક ગ્રંથને પૂરો કરવામાં અને બહાર પાડવામાં લાંબો સમય જવાથી આ રાસનું કાર્ય અટકી પડ્યું હતું અને તેથી આ ભાગની પ્રતીક્ષા કરી રહેનારાઓની ઇચ્છા જલદી પૂર્ણ કરી શકાઇ નહિં, તે માટે દિલગીર છું, પરન્તુ વિલંબથી પણ ગ્રન્થના વિષયની સાથે સંબંધ રાખનારાં અન્યાન્ય સાધનોના નિરીક્ષણ પૂર્વક આ ભાગ બહાર પડતો હોઇ વાચકોને સંતોષપ્રદ નિવડશે, એવી ઉમેદ રાખું છું.

એક બીજી વાત—આ રાસનો વિષય પરસ્પરના વિવાદનો વિષય છે, અને તેથી આ પુસ્તકમાં કોઇપણ ગચ્છ કે વ્યક્તિઓ પ્રત્યે જે કંઈ શબ્દો નો ઉલ્લેખ થયો છે, તે મૂલગ્રન્થકારના શબ્દોને આભારીજ થયેલો છે, અતએવ ત્હેનો આરોપ મારા ઉપર નહિં લઇ જવાની સૂચના અસ્થાને નહિંજ ગણાય.

આ રાસનું સંશોધન માત્ર એકજ પ્રતિ ઉપરથી કરવામાં આવ્યું છે. તેથી સંપૂર્ણ કાળજીથી સંશોધન કરવા છતાં કેઇ સ્થળે શબ્દો છૂટા પાડવાની કે એવી બીજી કોઇ ભૂલો રહેવા પામી હોય, તો તે સુધારીને વાંચવાની ભલામણ કરું છું.

આ પ્રસંગે ઇતિહાસતત્ત્વમહોદધિ ઉપાધ્યાયજી શ્રી ઇંદ્રવિજયજી મહારા-

જનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવો નહિં જ ભૂલું કે-જહેઓએ હમેશાંની માફક આ પુસ્તકના સંપાદન કાર્યમાં પણ તમામ પ્રકારનાં ઐતિહાસિક સાધનો પૂરાં પાડી આપી મને ઉપકૃત કર્યો છે.

પ્રાન્તે—લીંબડી ભંડારના કાર્યવાહકોને અને તે લેખકોને પણ ધન્યવાદ આપી આ વક્તવ્યને અહિં જ સમાપ્ત કરૂં છું કે—જહેમના ભંડારની પ્રતિયો અને લેખો મને આ રાસના સંશોધન કરવામાં ઉપયોગી થયાં છે.

ધૂલિયા—( ખાનદેશ )
ભાદરવા સુ. ૧૫, વીર સં. ૨૪૪૭

વિદ્યાવિજય.

परमगुरुश्रीविजयधर्मसूरिभ्यो नमः ।

# નિરીક્ષણ.

## ઉપક્રમ.

આ ગ્રંથનું નિરીક્ષણ લખવાનું કાર્ય જેટલું જરૂરનું છે તેમ કઠિન પણ છે. જરૂરનું એટલા માટે કે—યદ્યપિ નામથી તો આ પુસ્તક એક રાસરૂપે–એક આચાર્યના જીવનચરિત્ર રૂપેજ છે, પરન્તુ વસ્તુતઃ વિક્રમની સત્તરમી શતાબ્દિના પ્રારંભકાલથી લઈ સત્તરમી શતાબ્દિની આખર સુધીનો જૈનસમાજની સ્થિતિને પ્રદર્શિત કરનારો આમાં ખાસો ઇતિહાસજ છે. એટલે જે ગ્રંથ લગભગ એક સૈકાનો ઇતિહાસ પૂરો પાડતો હોય, એ ગ્રંથને માટે સ્વતંત્ર નિરીક્ષણ લખવાની આવશ્યક્તા હોયજ. કઠિન એટલા માટે કે—આ ગ્રંથમાં, વર્ણિત ઇતિહાસ, રાજાઓના જીવન–મરણની તિથિઓ કે લડાઇઓનાં વર્ણનો પૂરાં પાડનો નથી. આમાં છે શાસનપ્રભાવક ગીતાર્થ અને વિદ્વાન્ મહાપુરૂષોનાં ચરિત્રો, આમાં છે શાસ્ત્રના ગહન વિષયોની ચર્ચાઓ અને આમાં છે ન કલ્પી શકાય એવી ધાર્મિક ઝનૂનતાની ભાંજગડો. અતઃ મ્હારા જેવો એક અલ્પજ્ઞ માણસ, સેંકડો વર્ષ ઉપર તે પૂજ્ય પુરૂષોદ્વારા બનેલા બનાવોનું યથાતથ્ય નિષ્કર્ષ કેમ કાઢી શકે ? છતાં પણ, આવા ઐતિહાસિક પુસ્તકનું સમ્પાદન કાર્ય, સમ્પાદકના નિરીક્ષણ વિના અપૂર્ણ નહિં રહેવું જોઇએ; એટલા માટે આ નિરીક્ષણ લખવાનું કાર્ય હાથ ધર્યું છે, પરન્તુ સાથે સાથે એટલું સ્પષ્ટ કરીશ કે–જે પૂજ્ય પુરૂષોનાં નામો પ્રસ્તુત પુસ્તકમા અંકિત થયેલાં છે, તે તમામ પ્રત્યે સમાન પૂજ્ય બુદ્ધિ ધારણ કરીનેજ મારા ક્ષયોપશમ પ્રમાણે અને વિષયને લગતાં પ્રાપ્ત થયેલાં સાધનો ઉપર દૃષ્ટિપાત કરીનેજ હાથ ધરેલું કાર્ય પૂરૂં કરીશ.

## સમય.

સમય સમયનુ કાર્ય કર્યે જાય છે. તેમ ભવિષ્યમાં કેવો સમય આવશે ? જનતાને કેવા સંયોગોમાંથી પસાર થવુ પડશે, એની પણ મનુષ્ય જાતિને ખબર પડતી નથી. ચોક્કસ વર્ષો પહેલા હિન્દુ–મુસલમાનો, અરે–હિન્દુ અને

જેનો આપસમાં બિલાડી અને ઉંદરનું વૈર રાખતા હતા, ત્હારે આજે એકત્ર-તાનો પવન ફૂંકાઇ રહ્યો છે અને એવા પારસ્પરિક ઝઘડાઓ પ્રત્યે લોકો તિરસ્કારની દૃષ્ટિથી જૂએ છે. ભવિષ્યમાં પાછો કેવો સમય આવશે, એને માટે અત્યારથી કોઈ પણ વ્યક્તિ કંઇ પણ કહેવાને સમર્થ નથી. આવીજ રીતે કોઈ સમય સ્વતંત્રતાની ઉદ્ઘોષણા કરે છે તો કોઇ સમય જનતા પર સુસ્તાઇનો પડદો પાડે છે; કોઇ સમય સમભાવનો પાઠ શીખવે છે, તો કોઇ સમય ખેંચાતાણીનું ક્ષેત્ર વિશાળ કરે છે. જહે સમયનુ આ પુસ્તકમાં કવિએ વર્ણન કર્યું છે, તે સમય લગભગ ખેંચાતાણીનો અને અમર્યાદિત સ્વતંત્રતાનો હતો, એમ કહીએ તો કંઇ ખોટું નથી. વધુ ઉમેરીને કહીએ તો તે ધાર્મિક ઝનૂનતાનો પણ સમય હતો. 'એક બીજા ગચ્છવાળા, જનતાને પોતપોતાના વાડામાં લઇ જવાનો પ્રયત્ન—અને તે નિમિત્તે એક બીજા સમુદાયો ઉપર વાક્બાણોનો વરસાદ આજ સમયમાં વરસાવતા હતા અને તેમ કરીને ધાર્મિક લાગણીઓના આવેશમાં અસહિષ્ણુતા ખુલ્લી રીતે બતાવતા હતા. આ વીસમી સદીના નવયુવકો તે સત્તરમી સદીના સમયને ગમે તેવો ગણતા હોય, પણ આ લેખક ત્હેને એક કમનસીબ સમય ગણવા છતાં પણ સર્વથા હાનિપ્રદ તો નથીજ ગણતો. એક વિદ્વાનનું કથન છે અને તે અનુભવ સિદ્ધ છે કે—"વિરોધના દાંતોમાં ઉન્નતિ છે." તે સમયમાં જે કંઇ બનાવો બન્યા, અને ત્હેને આશ્રીને જે કંઇ લખાયું તે ભવિષ્ય કાળને માટે ઉપયોગીજ નિવડ્યું, નહિં તો તે પછીના કાળમાં સમાજની—જૈન સમાજની શી સ્થિતિ થાત ? તેની છિન્ન—ભિન્નતાની સીમા કેટલી આગળ વધી હત એની કોને ખબર છે ? જેઓ ચાલુ સમયને એક ઉચ્ચ કોટીનો સમય ગણી તે સત્તરમી શતાબ્દિનાં કાર્યો અને બનાવોથી ભડકી ઉઠતા હોય, અથવા છિ છિ કરવાને તૈયાર થતા હોય, તેઓ આ વીસમીસદીની વર્તમાન પરિસ્થિતિ ઉપર પણ જરા દૃષ્ટિપાત કરશે, તો ત્હેમને જણાશે કે—જહે જમાનાને તેઓ સ્વતંત્રતાનો—વ્યક્તિસ્વાતંત્ર્યનો જમાનો હોવાની ઉદ્ઘોષણા કરે છે, તે જમાનામાં પણ વ્યક્તિસ્વાતંત્ર્યને છીનવી લેવાના કયા પ્રયત્નો નથી થતા ? કહેવાની મતલબ કે કોઇ પણ સમયના બનાવો આપણી દૃષ્ટિએ આપણને ગમે તેવા ભાસતા હોય, પરન્તુ તેથી ભડકવાની કે છિઃછિઃ કરવાની કંઇ આવશ્યકતા નથી. ભવિષ્યમાં તેનું કેવું પરિણામ આવશે, એની શી ખબર છે ? કુદરતનાં કૃત્યોમાં જે કંઇ ગુપ્તસંકેત રહેલો હોય છે, તેને જાણવાનું કે સમજવાનુ કાર્ય, મનુષ્યની શક્તિથી બહારનું છે.

## રાસ નાયકો.

યદ્યપિ રાસનાયક તરીકે રાસના નામ સાથે વિજયતિલકસૂરિનું નામ કવિએ જોડ્યું છે; પરંતુ રાસનો વિષય તપાસતાં રાસનાયક તરીકે એકલા વિજયતિલકસૂરિજી નથી રહ્યા, પરન્તુ તે શતાબ્દિના બીજા મહાન્ પુરૂષો પણ ખાસ નાયક તરીકેજ જોડાયા છે, એ સ્પષ્ટ જોવાય છે. બલ્કે ખરી રીતે કહીએ તો વિજયતિલકસૂરિને ગૌણતા મળી ગઈ છે. મ્હારી દૃષ્ટિએ રાસનાયક તરીકે ચોક્કસ વ્યક્તિ કે વ્યક્તિઓ નહિં, પણ બે પક્ષોજ છે. વિજયપક્ષ અને સાગરપક્ષ. ચર્ચિત વિષયની શરૂઆતમાં વિજયપક્ષનું નાયકપણું ગચ્છાધિરાજ શ્રીવિજયદાનસૂરિએ લીધેલું છે, જ્યારે સાગરપક્ષનું નાયકપણું લીધું છે ઉપાધ્યાય શ્રીધર્મસાગરજીએ. તે પછી એક તરફ ગચ્છનાયક જગદ્ગુરૂ શ્રી હીરવિજયસૂરિ અને બીજી તરફ ઉપાધ્યાય ધર્મસાગરજી હતા. આ બન્નેના સ્વર્ગવાસ પછી એક તરફ ગચ્છનાયક વિજયસેનસૂરિ અને બીજી તરફ ઉપાધ્યાય નેમિસાગર અને ભક્તિસાગરજી હતા. આમ સમયના વ્હેવા સાથે એક પછી એક વ્યક્તિઓએ પોતપોતાના પક્ષનું સમર્થન કરવાને કમરો કસી હતી. તેમ છતાં પણ સમુદાયનો એકનો એકજ લાંબાકાળ સુધી કાયમ રહ્યો હતો. એટલે કે ગચ્છનાયકની આજ્ઞાઓ તો બધાએ-સાગર-વિજય બન્ને-માનતા હતા. પરન્તુ જ્યારે વિજયદેવસૂરિને ગચ્છનાયક તરીકે નહિ માની કેટલાક ઉપાધ્યાયોએ વિજયતિલકસૂરિને ગચ્છપતિ તરીકે સ્થાપન કર્યા, ત્યારથીજ તપાગચ્છનું વિશાળક્ષેત્ર ખુલ્લી રીતે બે વિભાગોમાં વ્હેંચાઇ ગયુ હતુ.

## વિષય.

યદ્યપિ રાસકાર કવિએ આ રાસ રચવાનાં પાચ કારણો બતાવ્યાં છે, (જૂઓ રાસસાર. પૃ. ૨) પરન્તુ રાસનો વિષય તપાસતાં આખા રાસમાં પ્રધાન વિષય તપાગચ્છમાં પડી ગયેલા બે પક્ષોની ચર્ચાનોજ ઉલ્લેખવામાં આવ્યો છે. અને તેથી બાકીનાં ચાર કારણો, જે કવિએ બતાવ્યા છે તે, એટલાં બધા તો ગૌણુ થઇ ગયાં છે કે-આખા રાસમાં પ્રારંભથી લઇ છેવટ સુધી ચર્ચાનોજ વિષય ઉપર તરી આવે છે. આ ઉપરથી એ ખુલ્લું થાય છે કે-આ રાસ રચવાનો કવિનો ઇરાદોજ કેવળ તે વખતની આખી ચર્ચા 'અથ' થા 'ઇતિ' સુધી લિપિબદ્ધ કરવાનો હોવો જોઇએ. જો કે-આવા વિષયો પુસ્તકારૂપે આલેખવા અને તેને પ્રગટ કરવાનું કેટલાકો પસંદ નહિં કરતા હોય, પરન્તુ ઇતિહાસની દૃષ્ટિએ આવા ઇતિહાસો પણ લખવા અને પ્રકટ કરવા, એ ભવિષ્યમાં

આશીર્વાદ રૂપ થાય છે, એ મારૂં નમ્ર પરન્તુ દૃઢમન્તવ્ય છે—તે તે સમયની જ્હે પરિસ્થિતિઓ આવા ઇતિહાસોમાંથી પ્રાપ્ત થાય છે, તે, કેવળ એક બીજાની સ્તુતિઓ અને તારીફોની ભરમારોમાંથી નથી પ્રાપ્ત થતી. બેશક, એ વાત ખરી છે કે—આવા ઇતિહાસોમાંથી—આવા વિષયોમાંથી સત્ય વસ્તુ તેજ માણસો તારવી શકે કે—જ્હેઓ કોઇપણું જાતના પક્ષપાત કે દૃષ્ટિરાગથી દૂર હોય. ચોક્કસ પક્ષને પકડી રાખી આવા વિષયનું અવલોકન કરનાર યથાતથ્ય સત્યને ન શોધી શકે, એ બનવા જોગ છે, પરન્તુ એટલું તો દરેકે કબૂલ કરવું જોઇએ કે—આવા વિષયના ઇતિહાસો, ઇતિહાસ દૃષ્ટિએ જરૂર ઉપયોગીજ છે.

કવિએ જ્હે વિષયને પ્રધાનપદ આપી આ રાસમાં વર્ણવ્યો છે, તે વિષયને એટલો બધો સ્ફુટ કરી બતાવ્યો છે, કે—ત્હેના માટે ભાગ્યેજ કોઇને શંકા આવી શકે. ચર્ચાનો કોઇપણ પ્રસંગ, કેવા સંયોગોમાં ઉભો થયો ? ત્હેમાં કઇ કઇ વ્યક્તિઓએ ભાગ લીધો ? ક્યાં તે પ્રસંગ બન્યો ? એ બધું બતાવવા ઉપરાન્ત તે તે પ્રસંગો બન્યાના ઘણે ભાગે સંવતો અને તિથિઓ આપવાની પણ ખામી રાખી નથી. જ્હેમ એક માણસ ચોક્કસ કાર્યને માટે મુકરર કર્યો હોય, અને તે, તે કાર્યના પ્રત્યેક સમયના પ્રત્યેક બનાવને નોંધી લે, એવુંજ કવિએ આ રાસમાં વર્ણવેલા વિષયના સંબંધમાં પણ બન્યું હોય, એમ સ્પષ્ટ ભાસ થાય છે. કોઇપણ બનાવને આટલા બધા સ્પષ્ટ આકારમાં કોણ આલેખી શકે ? આનો જવાબ એટલોજ છે કે—'જ્હેણે તે તે બનાવો સ્વયં જોયા હોય તે, અથવા સ્વયં જોનારની પાસેથી અક્ષરશઃ સાંભળી લીધા હોય તે.' કહેવાની કંઇજ આવશ્યકતા નથી કે—આ રાસનાં ઘણાં ખરાં પૃષ્ઠોમાં દર્શનવિજયનું નામ વખતો વખત વંચાય છે અથવા બીજા શબ્દોમાં કહું તો—ઝગડાના ઘણા ખરા પ્રસંગોમાં જ્હે દર્શનવિજયજી દર્શન દે છે, તેજ દર્શનવિજયજી આ રાસના કર્તા છે. જાતિ અનુભવનું વર્ણન લખનાર આવું સુંદર—સ્પષ્ટ રૂપે વર્ણન લખે, એમાં કંઇ નવાઇ જેવું નથી.

આ પ્રસંગે એક બાબતનો ખુલાસો કરવો જરૂરનો છે, અને તે એ કે—રાસમાં વર્ણવેલા વિષયોના વિવેચનોમાં કેટલેક સ્થળે અતિશયોક્તિ અને કેટલેક સ્થળે અસંભવિત વાતોનું પણ સંભવિતપણું, અને તે ઉપરાન્ત તમામ પ્રસંગોમાં એકજ પક્ષનો—વિજયપક્ષનોજ વિજય બતાવી સાગરપક્ષને નિંદવામાં આવ્યો છે. એનું કારણ માત્ર એટલુંજ છે કે—રાસકાર પોતે તે પક્ષના (વિજય-પક્ષના) હતા. અને એતો દેખીતુંજ છે કે—એક પક્ષકાર પોતે જ્યારે કોઈપણ

તરફદારી વિષયનું વર્ણન લખે, ત્યારે તે પોતાના પક્ષનો વિજય પ્રત્યેક પ્રસંગમાં બતાવે, એમા કંઇ નવાઇ નથી એક તટસ્થ લેખક પાસેથી જે સત્ય આપણે મેળવી શકીએ, તે એક પક્ષકાર પાસેથી નજ મેળવી શકીએ, અને કુદરતીનિયમ પ્રમાણે તેનુ એ કર્તવ્ય ક્ષન્તવ્યજ ગણવુ જોઇએ. હા, જહેઓ તે સમયના ઇતિહાસોમાથી–તે વર્ણનોમાથી સત્ય તારવી કાઢવાની જિજ્ઞાસા ધરાવતા હોય, ત્હેમની ફરજ છે કે-ત્હેમણે બન્ને પક્ષકારો તરફથી લખાએલા પુસ્તકો અને મળતા સાધનો પ્રાપ્ત કરી યથાતથ્ય હકીકત મેળવવા અથવા ચોખ્ખો ઇતિહાસ તારવી કાઢવા પ્રયત્ન કરવો જોઇએ.

આટલુ બાહ્ય અવલોકન કર્યા પછી હવે આપણે રાસાન્તર્ગત વિષયોનું સ્થૂલરીત્યા અવલોકન કરીશુ

## સાધનો.

રાસાન્તર્ગત વિષયો–બનાવોનું અવલોકન કરવામા આ રાસ ઉપરાન્ત બીજા પણ કેટલાક સાધનો પ્રાપ્ત થયાં છે જહેવા કે–નેમિસાગર નિર્વાણ રાસ, રાજસાગરસૂરિ રાસ, પ્રરૂપણા વિચાર પટ્ટિશલ્લજલ્પવિચાર, બાર બોલનો રાસ, વીરવંશાવલી ( જૈનસાહિત્યસંશોધક અંક ૩ મા પ્રકટ થએલ ), કેરવાડાના શિલાલેખો, કલ્પકૌમુદી, પ્રવચનપરીક્ષા, મહાવીરવિજ્ઞપ્તિદ્વાત્રિંશિકા, સર્વજ્ઞશતકબાલાવબોધ, સોહમકુલરત્નપટ્ટાવલી,–વિગેરે ઉપરાન્ત કેટલાક છૂટક પાનાઓ પટ્ટાઓ અને પત્રો પણ મળેલ છે, કે જહે રાસમા વર્ણવેના વિષયને સ્પષ્ટ કરવામા ઘણા ઉપયોગી નિવડેલ છે મ્હારા આ હવે પછીના રાસાન્તર્ગત વિષયોના અવલોકનમા જહે જહે પ્રસંગના અન્યાન્ય પૂરાવાઓ પ્રાપ્ત થયા છે, તેનો ઉલ્લેખ કરવાની યથાયોગ્ય ચેષ્ટા કરીશ જહેથી કરીને વાચકને તે તે વિષયને સમજવાની સુગમતા થઇ પડે

## વિષયાવલોકન.

રાસાન્તર્ગત વિષયોનુ–બનાવોનુ સ્થૂલરીત્યા અવલોકન કરવામા સમયના વિભાગો પાડવા વધારે ઉપયોગી થઇ પડશે કારણ કે–તેમ કરવાથી એ સહજ સમજી શકાશે કે–કયા અને કોના સમયમા કેવા બનાવો બનવા પામ્યા હતા

## સં. ૧૬૧૬ થી ૨૨.

આ સમયમાં તપાગચ્છના નાયક આચાર્યવિજયદાનસૂરિ હતા. આ ગચ્છનાયકના વખતમાજ જૈન સમાજના કમભાગ્યે તપાગચ્છ રૂપી

ફળદ્રુપક્ષેત્રમાં વિખવાદરૂપી વિષનું બીજ રોપાયું હતું. અને તે બીજ તરીકે રાસકારે 'उत्सूत्रकंदकुद्दाल' ગ્રંથને ગણ્યો છે. આ ગ્રંથ ઉપાધ્યાય શ્રીધર્મસાગરજીએ બનાવ્યો હતો એમ કવિ કહે છે. ઉપાધ્યાય ધર્મસાગરજી તે સમયના અસાધારણ વિદ્વાનો પૈકીના એક હતા. તેઓ વિદ્વાનજ નહિં હતા, પરન્તુ શાસનના પ્રેમી, તીવ્રજ્ઞાગણીવાળા અને ઉત્તમ લેખક પણ હતા. ત્હેમની કૃતિઓ તેમના આ ગુણો ઉપરાન્ત જે કંઇ વિશેષતા બતાવે છે તે તેમનો ઉગ્ર સ્વભાવ અને નિડરતા છે. ધર્મસાગરજી કોના શિષ્ય હતા? તે સંબંધી માત્ર એક પ્રમાણ મળ્યું છે અને તે ભાવવિજય ઉપાધ્યાયે બનાવેલ षट्त्रिंशज्जल्पविचार છે. ત્હેમણે આ ગ્રંથની શરૂઆતમાં એક સ્થળે લખ્યું છે—

"तपागच्छे श्रीविजयदानसूरिराज्ये पं० जीवर्षिगणि-विनेयाः श्रीविजयदानसूरिपाठिता बहुश्रुता इति लोकैः बहुमन्यमान-वचनाः श्रीधर्मसागरोपाध्याया आसन्"। (હસ્તલિખિત પ્રતિ પત્ર ૧)

આ ઉપરથી જણાય છે કે—તેઓ પં૦ જીવર્ષિગણિના શિષ્ય થતા હતા. (આ જીવર્ષિગણિ લક્ષ્મીભદ્રની શાખામાં થયેલ આનંદમાણિક્યગણિના શિષ્ય અને શ્રુતસમુદ્રગણિના સાત શિષ્યો પૈકીના એક હતા.) વિજયદાનસૂરિની પાસે ત્હેમણે અભ્યાસ કર્યો હતો. ઉપરનો ગ્રંથ ઉપાધ્યાય ભાવવિજયજીએ ધર્મસાગરજીના વિચારોની વિરૂદ્ધમાં લખ્યો છે, છતા પણ ધર્મસાગરજીનો પરિચય કરાવતાં ત્હેમણે ત્હેમની વિદ્વત્તાની લોકો ઉપર પડેલી છાપ અવશ્ય સ્વીકારી છે.

વિજયદાનસૂરિના સમયમા, અથવા કહો કે સં ૧૬૧૬ થી ૧૬૨૨ સુધીમાં જે કંઈ ધ્યાન ખેંચનારા બનાવો બન્યા, તે કવિના કથન પ્રમાણે આ છે.— 'उत्सूत्रकंदकुद्दाल' નું જલશરણ કરવું. અમદાવાદના મેતા ગલાને પક્ષમાં લઇ તેની પ્રરૂપણા કરવી, ત્હેમને ગચ્છબહાર કરવા અને પાછા ગચ્છમાં લેવા, વિજયદાનસૂરિએ એક પટો બહાર પાડવો. ધર્મસાગરજીએ હવે પછી તેવી પ્રરૂપણા નહિં કરવાની કબૂલાત આપવી, સાતબોલ સંબધી મિચ્છામિ-દુક્કડ દેવો અને સં. ૧૬૧૯ ના માગશર સુદિ ૧ ના દિવસે આજ્ઞાપત્ર બહાર પાડવું.

રાસકાર કવિએ ઉપર્યુક્ત ' उत्सूत्रकंदकुद्दाल ' ગ્રંથ ક્યારે પાણીમાં બોળ્યો, તે બતાવેલ નથી, પરન્તુ ઉપાધ્યાય ભાવવિજયજી પોતાના षट्त्रिंशत्-जल्पविचार માં જણાવે છે કે–તે ગ્રંથ વીસનગરમાં સં. ૧૬૧૯ માં બોળવામાં આવ્યો હતો. કવિ કથે છે કે–આ ગ્રંથ ધર્મસાગરજીએ બનાવ્યો હતો, પરન્તુ તે વાત ઠીક નથી.

'આત્માનંદ પ્રકાશ' ના ૧૫ માં પુસ્તકના ૩–૪ અંકમાં સાહિત્યપ્રેમી જિનવિજયજીએ ધર્મસાગરજી સંબંધી એક લેખ પ્રકટ કરાવ્યો છે. જેમાં તેમણે પોતાને મળેલા પ્રાચીન પાનાં જોઈને તેવી ભાષામાં આપ્યાં છે. તેમાં એક સ્થળે જણાવ્યું છે કે —

' ૫૭૭ ઉપાધ્યાય શ્રીધર્મસાગરગણિ | પાટણ મધ્યે વડીપોસાલનો ભંડાર સર્વ જોયો, લહુડીપોસાળનો ભંડાર જોયો, તે બે ભંડાર મધ્યે વડીપોસાલનો "કાઢ્યો ગ્રંથ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રંથ સટીક નીકળ્યો. તે મધ્યે પૂનમિઆ, ' ખરતર આંચલિઆ સાઢપૂનમિઆ, આગમિઆ એ પાંચનો આમૂલ વૃત્તાંત ' નીકળ્યો. એ પાંચનઇ જમાલિ સરિષા નિહ્નવ કહ્યા છઇ, અનઇ તપાગચ્છનં ' ઇજ વિષઇ ચારિત્ર છઇ ઇત્યાદિક નિષ્યું છઇ. તે નતિ પામ્યા. તે ગ્રંથ ' લિખાવી લીધો. '

ઉપરના ફકરાથી સ્પષ્ટ જણાય છે કે— આ ગ્રંથ ધર્મસાગરજીને પાટણમાં વડીપોસાલ અને લઘુપોસાલના ભંડારો તપાસતાં વડીપોસાલના ભંડારમાંથી પ્રાપ્ત થયો હતો. વળી આ ઉપરથી એ પણ જણાય છે કે–આ ગ્રંથમાં પૂનમિયા, ખરતર, આંચલિયા, સાઢપૂનમિયા અને આગમિયા–એ પાંચ ગચ્છોને નિહ્નવ બતાવેલા હતા.

ઉપરના બે ભંડારો જોવાનું શું કારણ પડ્યું હતું ' એ પણ ઉપરના ફકરાની પહેલાં જણાવ્યું છે. ને ઉપરથી જણાય છે કે—ખરતરગચ્છીય ઉપાધ્યાય ધનરાજની સાથે ઉપાધ્યાય ધર્મસાગરજીને 'અભયદેવસૂરિ ખરતરગચ્છીય હતા કે નહિં ?' તે સંબંધી વિવાદ થયો હતો. અને આ વિવાદને માટે જ તેમણે ઉપર્યુક્ત બે ભંડારો જોયા હતા. પરિણામે ધર્મ-સાગરજીએ ૨૧ ગ્રંથોની સાક્ષી અભયદેવસૂરિ ખરતરગચ્છીય ન્હોતા, એ ખાતરમાં આપી હતી. અને વિજયદાનસૂરિની પણ ખાતરી કરી આપી હતી. ( વધુ માટે જૂઓ આત્માનંદ પ્રકાશ નો તે અંક પૃ. ૮૬ થી ૮૮ )

આવીજ રીતે ઉપાધ્યાય ભાવવિજયજીએ પણ ' षड्त्रिंशज्जल्पविचार ' માં લખ્યું છે—

" तेषां [ धर्मसागरोपाध्यायानां ] चैकदा तादृशरागद्वेषोदयवता वृद्धच्छालीयेन केनचित्कृत ' उत्सूत्रकंदकुद्दाल ' नामा ग्रंथो नयनविषयीबभूव । "

આ ઉપરથી પણ જોવાય છે કે— उत्सूत्रकंदकुद्दाल ગ્રંથ વડીપોશાલના ભંડારમા હેમના જોવામાં આવ્યો હતો, કે જહે ગ્રંથનો કર્તા કોઈ વડીપોશાલનો અનુયાયી હતો

એટલે રાસકાર કવિ આ ગ્રંથના કર્તા તરીકે ધર્મસાગરજીને બતાવે છે, તે ઠીક નથી. બેશક તેઓએ આ ગ્રંથમા લખ્યા પ્રમાણે તપાગચ્છને છોડીને બાકીના પાંચગચ્છોને નિહ્નવ તરીકે ગણ્યા હશે અને તેથીજ હેમને ગચ્છબહારની શિક્ષા ગચ્છનાયકે કરી હશે.

આ પ્રસંગે આપણે ધર્મસાગરજીની ઉદારચરિતતા, ગચ્છનાયક પ્રત્યેનુ બહુમાન અને શાસન પ્રિયતા અવશ્ય જોઇ શકીએ છીએ જો હેમનામાં તે ગુણો ન હત, તો તેઓ તે ગ્રંથને પાણીમા બોળવા દે પણ નહિ અને એવા સમર્થ હોવા છતા માફી કે મિચ્છામિદુક્કડ પણ દે નહિં, એ દેખીતુ છે.

આ उत्सूत्रकंदकुद्दाल ગ્રંથની સં ૧૬૮૩ના વૈશાખ વદિ ૨ ગુરૂવારે લખેલી એક પ્રતિ ભાવનગરમા મુનિરાજ શ્રી ભક્તિવિજયજીના ભંડારમા છે. તેની પ્રશસ્તિ આ ગ્રંથને માટે એક ઓરજ પ્રકારનો પ્રકાશ પાડે છે હેની અંતમાં જહે કંઇ લખ્યુ છે તે આ છે —

" अयमुत्सूत्रकंदकुद्दालापरपर्यायो गुरुतत्त्वप्रदीपनामा ग्रंथः पत्तननगरे पं० श्रीविमलसागरगणि पं. श्रीज्ञानविमलगणिविनयसागरगणि–विवेकविमलगणिभिर्यथादृष्टो यथावगतश्च जीर्णताडीयपुस्तकालिपि करणद्वारेणगारितमुद्धृतस्तत्रेिज्ञानं चेदम्ः—नारदपूर्यां सर्वपंडितशिरोमणीयमानमहोपाध्यायश्रीधर्मसागरगणिभिस्तत्त्वतरंगिणीनाम्नि प्रकरणे विरचिते खरतरैर्वयं निह्नवत्वे

नात्र प्रकरणे प्रकीर्त्तिता इति स्वयमेव प्रलपद्भिः कलहायितमाकलय्य महोपाध्यायश्रीधर्मसागरगणिभिर्व्यचिंत्ययं वाग्विलासो दिव्यानुभावादेव प्रादुर्भूतस्ततः ठा. सद्यवच्छगृहे विनयसागरगणयो जीर्णताडीयपुस्तकभांडागारशुद्धयर्थं नियोजितास्तैश्च तत्र गत्वा श्रीमहावीरशासनं जयत्विति प्रतिज्ञां कृत्वा च श्रीविजयदानसूरीश्वर-श्रीहीरविजयसूरीश्वरनाम्नी स्मरद्भिः स्वहस्तविन्यासे शासनदेवतार्पितमिव प्रथमत इदममेव पुस्तकमवाप्तं, तत एतत्पुस्तकप्रवर्त्तनभीत्या खरतरैर्वृहच्छालिकलिंगिकाः प्रेरिताः, तैश्चास्माकीनं पुस्तकमेतत् त्वरितमर्पत्वन्यथा महती हानिर्भाविष्यतीति कलहायितं। ततस्तस्य पश्चादर्पणाय त्वरितं सं. १६०६ ( १६१६ ) वर्षे आश्विनसितत्रयोदश्यां लिखितं। पश्चात् तत्त्वतरंगिण्यामप्येतद्ग्रंथोक्तानुसारेण सम्याशंकानिराकरणवादः प्रकारान्तरेण विरचितस्तत्प्रकरणकर्तृभिरिति विद्वद्वरैरेतद्ग्रंथे वाच्यमाने यत्पुण्यं तदेतत्प्रशस्तिलिपिकर्मकर्त्तुः सकलवाचकशेखरमहोपाध्यायश्रीधर्मसागरगणिचरणाम्भोजचंचरीकायमाणविवेकविमलस्याप्यनुमोदनाद्भवत्विति भद्रम् ॥ स्तंभतीर्थे सवत् १६=३ वर्षे वैशाख वदि २ रवौ श्रे० लालजीलिखितं ॥

આ પ્રશસ્તિ ઉપરથી જાણુવા જેવી આ હકીકતો મળે છેઃ—

१ उत्सूत्रकंदकुद्दालनु બીજુ નામ गुरूतत्त्वप्रदीप હતુ.

२ उत्सूत्रकंदकुद्दाल ગ્રથ ધર્મસાગરજીનો બનાવેલો નહિં, પરન્તુ તે સદ્યવચ્છ નામના ગૃહસ્થના પ્રાચીન ભડારમાંથી નિકળ્યો હતો.

૩ વિનયસાગરને તે ગ્રથ પ્રાપ્ત થયો હતો અને ત્હેની વિમલસાગર, જ્ઞાનવિમલ, વિનયસાગર અને વિવેકવિમલે સ ૧૬૧૬ ના આસો સુ ૧૩ ના દિવસે નકલ કરી લીધી હતી

૪ આ ગ્રંથ પ્રામ થયા પહેલાં ધર્મસાગરજીએ તત્ત્વતરંગિણી નામનો ગ્રંથ બનાવ્યો હતો.

૫ उत्सूत्रकंदकुद्दाल ગ્રંથમળ્યા પછી હેને અનુસરીને तत्त्वतरं-ગિણીમાં સર્વ્યાશંકાનિરાકરણવાદ ' બનાવ્યો હતો.

૬ આ પ્રશસ્તિના લખનાર છે ધર્મસાગરજીના અનુયાયી વિવેકવિમલ. આ વિવેકવિમલ, તે उत्सूत्रकंदकुद्दाल ગ્રંથની નકલ કરી લેનારા ચાર પૈકીના એક છે.

પ્રશસ્તિમાંથી નિકળતી ઉપરની બાબતો, उत्सूत्रकंदकुद्दाल ગ્રંથને માટે અસાધારણ અજવાળુ પાડે છે. ખરી રીતે તપાગચ્છ સિવાય અન્ય ગચ્છોની વિરૂદ્ધમાં જહે ગ્રંથ બનાવ્યો હતો તે तत्त्वतरंगिणी છે, એ ઉપરની પ્રશસ્તિથી સ્પષ્ટ જણાય છે.આજ વાતની પુષ્ટિ, હીરવિજયસૂરિના શિષ્ય ઉપાધ્યાય સુમતિ-વિજયના શિષ્ય કવિ સિંહવિજયજીએ સં. ૧૬૭૪માં દીવાલીના દિવસે બના-વેલી सागरबावनी પણ આપે છે. કવિ ત્હેમાં કહે છે:—

" પહિલું ધરમ રચિઉ ધર્મસાગર ગ્રંથ કરિઉ એક મોટો,
ચુરાસી ગછ તેહમાં નંધા તત્ત્વતરંગિણી પોટો. " ૨૨

આ કવિ આગળ વધીને એમ પણ જણાવે છે કે:—

" ગલા વણાયગ આદિ શ્રાવક સબલ સખાયત કીધા;
શ્રીવિજયદાનસૂરિ સંધાતિં ફિરી ફિરી ઝઘડા કીધા. ૨૩
સુણ્યો શરઇ ન પોતઇ સાગર શંક તણી પરિ રૌલ્યા,
કુમતિકુદ્દાલ ન તત્ત્વતરંગિણી સંધિં પાણી માંહિં બોલ્યા."૨૪

આમાં ગલા શ્રાવકનું જહે નામ આવ્યું છે, તે અમદાવાદનો રહીશ હતો, અને જહેને પક્ષમાં કરીને ધર્મસાગરજીએ કરેલી અરૂપણાની હકીકત પ્ર-સ્તુત રાસમાં દર્શનવિજયજીએ જણાવી છે. કવિના ઉપર્યુક્ત કથનથી એ પણ જણાય છે કે उत्सूत्रकंदकुद्दाल અને तत्त्वतरंगिणी બન્ને ગ્રંથો પાણીમાં બોળવામાં આવ્યા હતા, પરંતુ તે સંબંધી બીજું કંઇ પ્રમાણ મળતું નથી.

વિજયદાનસૂરિના સમયમાં બનેલા બનાવોમાં કવિ ધર્મસાગરજીએ સાત બોલ સંબંધી દાખેલા મિચ્છામિદુક્કડનું પણ કહે છે, પરન્તુ આ સાત બોલનો

પટ્ટો વિજયદાનસૂરિએ ક્યારે આપ્યો, તે જણાવ્યું નથી; પરન્તુ શ્રાવક કવિ ઋષભદાસ, પોતે બનાવેલ ' હીરવિજયસૂરિબારબોલરાસ ' માં તે સાત બોલનાં નામો આપવા સાથે તે પટો વીસનગરમાં સં. ૧૬૧૯ ના માગશર સુદિ ૧૪ ની મિતિએ લખ્યાનું જણાવે છે.

"સંવત સાલ ઉગણીસો જામ, માગશર શુદિ ચઊદશ કહી તામ." ૩૯

## ૧૬૨૨ થી ૫૨

આ સમય એ હીરવિજયસૂરિના ગચ્છાધિપત્યનો સમયછે. ગચ્છનાયક વિજયદાનસૂરિના સમયમાં ધર્મસાગરજીની પ્રરૂપણા નિમિત્તે જહે કલેશનું બી વવાયું હતું, ત્હેનો અંકુરો આ સમયમાં ફૂલ્યો હોય તેવું રાસ ઉપરથી જોવાય છે. જોકે વિજયદાનસૂરિએ તે કલેશના બીજને દગ્ધ કરવા માટે યથાસાધ્ય પ્રયત્નો કર્યા હતા, અને ત્હેમાં ત્હેમણે પોતાના સમયમાં તો કેટલેક અંશે સફળતા પણ મેળવી હતી, પરંતુ પાછો તે અંકુરો બહાર દેખાવા લાગ્યો હતો. પ્રસ્તુત સમયમાં જહે બનાવો બન્યા, ત્હેમાં ખાસ ધ્યાન ખેંચનારા આ છેઃ—

૧ પ્રવચનપરીક્ષા ગ્રંથની ઉત્પત્તિ, ૨ હીરવિજયસૂરિએ કાઢેલા બાર બોલ, ૩ ભદ્દુઆ શ્રાવક વિગેરે પર જણને સંઘ બહાર મૂકવા, ૪ ધર્મસાગરજીએ માગેલો મિચ્છાદુક્કડ અને ૬ ' સર્વજ્ઞશતક ' ની ઉત્પત્તિ.

ઉપર્યુક્ત બનાવોમા સૌથી પ્હેલા બનાવ ધર્મસાગરજીએ પ્રવચનપરીક્ષા ( સટીક ) ગ્રંથ બનાવ્યો તે છે. આ ગ્રંથને શાસ્ત્રથી વિરૂદ્ધ બતાવવામાં આવે છે; પરન્તુ સાથે સાથે એમ પણ રાસકાર કહે છે કે—" ધર્મસાગરજીએ તે ગ્રંથ બનાવી હીરવિજયસૂરિને શોધવા આપ્યો,સૂરિજીએ ચાર ગીતાર્થોને તપાસવા આપ્યો, અને તે ગ્રંથનો પ્રચાર કરવાનો આદેશ પણ સૂરિજીએજ આપ્યો. " પરન્તુ રાસકાર એટલો બચાવ અવશ્ય કરે છે કે " જે ગીતાર્થોને આ ગ્રંથ શોધવા આપ્યો હતો, તેઓ ધર્મસાગરજીના મળતીયા હતા ત્હેમણે વગર શોધેજ ' શોધી લીધો ' એમ કહીને સૂરિજીને તે ગ્રંથ આપ્યો હતો. "

આ પ્રસંગે સ્વાભાવિક્તઃ એવી શંકા ઉપસ્થિત થઇ શકે કે—જહેઓને ગ્રંથ શોધવા માટે આપવામાં આવ્યો હતો, તેઓ ધર્મસાગરજીના મળતીયા હતા તો પછી સૂરિજી તેઓને શોધવા આપતેજ કેમ ? પરન્તુ એવું ઘણી વખત બને છે કે—મહાત્મા પુરૂષોનાં હૃદયો એટલા બધાં નિષ્કપટ અને સહૃદય હોય છે કે—તેઓ

પોતાની સચ્ચાઇ–સરળતા જગતમાં પણ જૂએ છે અને તેથી ગમે ત્હેવા કટોકટીના સમયમા પણ વધારે ખણખૂંચમાં નહિં ઉતરતાં પોતાની ઉદારવૃત્તિનો લાભ ગમે ત્હેવાને પણ આપેજ છે. આવુંજ આ પ્રસંગે પણ બન્યું હોય, તો ત્હેમાં નવાઇ પામવા જેવું કે શંકા કરવા જેવું નથી. આ પ્રસંગે એક બીજી કલ્પના પણ ઉપસ્થિત થાય છે. અને તે એકે–જો ધર્મસાગરના મનમાં તે ગ્રંથના સંબંધમાં કંઇ પણ શંકા જેવું હત, તો તેઓ ગચ્છનાયકને તે ગ્રંથ સોંપવાની હિંમતજ કેમ કરતે ?

આ ગ્રંથની એક પ્રતિ ડેક્કનકોલેજ–પૂનાની લાયબ્રેરીમાં છે, ત્હેની અંતની પંક્તિઓ ઉપરથી એમ પણ જણાય છે કે–આ ગ્રંથનું નામ ધર્મસાગરજીએ તો ' कुपक्षकौशिकसहस्रकिरण ' રાખ્યું હતું, પરન્તુ ' प्रवचनपरीक्षा ' એ નામ ખાસ હીરવિજયસૂરિએજ આપ્યું હતું. તે પંક્તિઓ આ છે:—

" इति श्रीमत्तपागणनभोनभोमणिश्रीहीरविजयसूरीश्वरशिष्योपाध्यायश्रीधर्मसागरगणिविरचिते कुपक्षकौशिकसहस्रकिरणे श्रीहीरविजयसूरिदत्तप्रवचनपरीक्षापरनाम्नि प्रकरणे पाशचंद्रमतनिराकरणनामैकादशो विश्रामः ।"

કેવા સંજોગોમાં કેવી સ્થિતિમાં આ ગ્રંથ માટેની ઉપરની હકીકત બની હશે. તે સંબંધી આ લેખક કંઇપણ કહેવાને અસમર્થ છે.

બીજો બનાવ હીરવિજયસૂરિએ કાઢેલા બારબોલ સંબંધી છે. હીરવિજયસૂરિ અકબરની પાસે ગયા, તે પછી ગુજરાતમાં પાછી ધાંધલ મચી હતી. અને તે સમાચાર સૂરિજીના જાણવામાં આવતાં ગુજરાતમાં આવીને તે ધાંધલ શાન્ત કરવાને માટે આ બારબોલનો પટ્ટો સૂરિજીએ કાઢયો હતો, એમ રાસકારનું કથન છે આ 'બાર બોલ' સૂરિજીએ પાટણમાં સં. ૧૬૪૬માં બહાર પાડ્યા હતા. આ બારબોલ વાંચવાથી સ્પષ્ટ જણાય છે કે–ત્હેમાના ઘણા ખરા બોલો બલ્કે લગભગ બધાએ બોલો ધર્મસાગરજીની પ્રરૂપણાને અટકાવવા માટે જ હતા. ઋષભદાસ કવિ આ બારબોલ બહાર પાડવાનુ કારણ બતાવતાં પોતે સં. ૧૬૮૪ ના શ્રાવણ વદિ ૨ ને ગુરૂવારે બનાવેલા ' બારબોલરાસ ' માં કહે છે —

" આવ્યો સોર ગુરૂ હીરકઇ હીરિં કર્યો વિચાર;
કુમત રૂપ સાયર વલી પાર્ગ્યો બહુ વિસ્તાર. ૩૧
તર્ણું છતર તારા વલી કાઢઇ મોટા ચંદ;
રવિ આથમતઇ બાપડા માંડઇ મોટો ફંદ. ૩૨
વઇરી વિઘન વિષ વેલડી ક્લેશ રોગ વસદેવ;
બ્યરૂઉ ક્રોધ સમાવીઇ ઊપજતો તતખેવ. ૩૩
તેણઇ કારણિ ગુરૂ હીરજી કીધો ગહન વિચાર;
કુમત કદાગ્રહ ટાલવા ભાખઇ બોલજ બાર." ૩૪

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે વખતે ચાલી રહેલી ધમાધમ–ધાંધલ શમાવી દેવાને માટેજ આ બારબોલનો પટો બહાર પાડ્યો હતો. આ બારબોલ સં. ૧૬૪૬ ના પૌષ વદિ ૧૩ ના દિવસે પાટણમાં બહાર પાડ્યા હતા, એમ ઋષભદાસ કવિ કહે છે. આ બારબોલ ઉપર જહેમ બીજા ગીતાર્થોએ મતાં કર્યાં હતાં, તેમ ધર્મસાગરજીએ પણ કર્યું હતું.

ત્રીજો બનાવ ભદુઆ આદિ બાવન શ્રાવકોને સંઘ બહાર કર્યા સંબંધી છે. આ સંઘ બહાર કર્યાની ક્રિયા અમદાવાદમાં શાન્તિચંદ્રજીએ કરી હતી. એમ રાસકાર જણાવે છે. ભદુઆની સાથે બીજા કોને કોને સંઘ બહાર કર્યા હતા,તે જણાવવામાં આવ્યું નથી. એ વાત તો ખરીજ કે ભદુઓ શ્રાવક એ ધર્મસાગરજીનો અનુયાયી હતો. કવિ સિંહવિજયજીએ સાગરબાવની મા આ ભદુઆ શ્રાવકનો પ્રસંગ આમ ઉલ્લેખ્યો છે:—

" એ ઓગણીસઇ પ્રથમ પ્રવાડો પગે લાગીનઇ પઇઠા;
ભદૂઆ મતમાંહિઉ છઇતાલઇ આપ રૂપિં થઇ બઇઠા. ૨૫
* * * *
* * * *
બીજી વાર વલી કો બોલ્યો ભદૂઆનો મત ભાગો;
મિચ્છાદુક્કડ ખમી ખમાવો ચરણુ હીરનઇ લાગો." ૨૭

જહે વખતે શાન્તિચંદ્રજીએ આ ભદૂઆ આદિ શ્રાવકોને સંઘ બહાર કર્યા, તેજ વખત ધર્મસાગરજીએ સભા સમક્ષ પાંચ બાબતોનો મિચ્છામિદુક્કડ દીધો એમ કવિ કથે છે. આ બનાવ સં. ૧૬૪૮ માં બન્યાનુ કવિ જણાવે છે;

પરન્તુ **પટ્ટ્ત્રિંશજ્જલ્પવિચાર** માં આ મિચ્છામિદુક્કડ સં. ૧૬૪૯ ના પોષ સુદિ ૧૫ ના દિવસે દીધાનું જણાવ્યું છે. જ્યારે પાંચ બોલો સંબંધી ધર્મસાગરજીએ આ વખતે મિચ્છામિદુક્કડ દીધો, ત્હેમાં પાંચમો બોલ 'બાર બોલથી વિરુદ્ધ પ્રરૂપણા' કર્યા સંબંધી છે. આ ઉપરથી જણાય છે કે–હીરવિજયસૂરિએ બાર-બોલ કાઢ્યા પછી પણ ધર્મસાગરજીએ તે બોલો વિરુદ્ધ–પોતાની માન્યતા પ્રમાણે–પ્રરૂપણા કરેલી હોવી જોઇએ.

આ પછી, ધર્મસાગરજીએ **સર્વજ્ઞશતક** નામનો ગ્રંથ બનાવ્યો હતો. આ ગ્રંથ હીરવિજયસૂરિના હાથમાં આવ્યો ન હોય, અથવા તો ગમે તે કારણ હો, પરન્તુ સૂરિજીના સ્વર્ગવાસ સુધી આ ગ્રંથ માટે કંઇપણ ચર્ચા થવા પામી ન્હોતી, એ વાત સ્પષ્ટ છે. ક્રમભાગ્યે થોડા થોડા સમયના આંતરેજ હીરવિજયસૂરિ અને ધર્મસાગરજીનો સ્વર્ગવાસ થયો હતો. એટલુંજ નહિં પરન્તુ ધર્મસાગરજીના એક શિષ્ય લબ્ધિસાગરજીનો પણ સ્વર્ગવાસ થયો હતો.

અહિં સુધીના વૃત્તાન્ત ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે–ગચ્છનાયક વિજયદાનસૂરિ અને ગચ્છનાયક હીરવિજયસૂરિ, એ બન્નેએ એવી યુક્તિથી કામ લીધું જણાય છે કે–જેથી વિજય–સાગરનો વિખવાદ વધુ વધવા પામ્યો ન્હોતો. ધર્મસાગરજીએ પણ ગચ્છનાયકે જ્યારે જ્યારે જ્હેમ જ્હેમ કહ્યું ત્યારે ત્યારે તેમ તેમ લખી આપ્યું, અને મિચ્છામિદુક્કડ પણ દીધા. એજ બતાવી આપે છે કે–તેઓની ઇચ્છા પણ કલેશને વધારવાની તો નહિંજ હતી. બેશક, એટલું તો ખરૂંજ છે કે–ત્હેમને ચોક્કસ બાબતોમાં જ્હે શ્રદ્ધા દૃઢ થઇ હતી, તે શ્રદ્ધામાં ફેર પડ્યો હોય, એવું જણાતું નથી. વળી ત્હેમની શાસ્ત્રીય વિષયમાં ગમે ત્હેવી શ્રદ્ધા હોવા છતાં ત્હેમણે ગચ્છનાયકો પ્રત્યેનો ભક્તિભાવ કે બહુમાનમાં કિંચિત્ માત્ર પણ ઘટાડો કર્યો હોય, એવું જણાતું નથી. હીરવિજયસૂરિ અને ધર્મસાગરજીનો સંબંધ તો કંઇ ઓરજ પ્રકારનો હતો. બીજા શબ્દોમાં કહીયે.તો હીરવિજયસૂરિ અને ધર્મસાગરજી તો ન્હાની ઉમરથીજ સહયોગી હતા. દક્ષિણમાં આવેલા દેવગિરિમાં ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે હીરવિજયસૂરિ ( તે વખતના હીરહર્ષ), ધર્મસાગરજી અને રાજવિમલજી–એ ત્રણ સાથેજ ગયા હતા, અને સાથેજ ભણીને ગુરૂ પાસે આવ્યા હતા. વિજયદાનસૂરિની ઇચ્છા જ્યારે કોઇને પણ આચાર્ય પદવી આપવાની થઇ, ત્યારે હીરહર્ષ ( હીરવિજયસૂરિ ) ને આચાર્યપદ આપવાનો પ્રસ્તાવ પણ ધર્મસાગરજીએજ મૂક્યો હતો અને ઘણાઓની–ઇચ્છા–મહેક ખુદ વિજયદાનસૂરિની પણ ઇચ્છા–બીજાને આચાર્ય

પછી આપવાની હોવા છતાં અન્તતોગત્વા ધર્મસાગરજીનોજ પ્રસ્તાવ પાસ થયો હતો. ( જૂઓ—આત્માનંદપ્રકાશ, પુ. ૧૫,અંક ૩–૪, પેજ ૮૧–૮૨ ) હીરવિજયસૂરિ આ વાતને ભૂલ્યા નહિ હતા; છતા પણ એક ગચ્છનાયક તરીકે ત્હેમનુ જે કર્ત્તવ્ય હતુ, તે ત્હેમણે બજાવ્યુજ હતું. બીજી તરફથી હીરવિજયસૂરિ ધર્મસાગરજીમાં રહેલી અદ્વિતીય શક્તિ અને ત્હેમની વિદ્વત્તાથી પણ અજાણ્યા ન્હોતા ધર્મસાગરજીની બુદ્ધિ, તાર્કિક શક્તિ અને પરમાત્માના શાસન પ્રત્યેની અપ્રતીમ લાગણીના અનેક દૃષ્ટાંતો આત્માનંદપ્રકાશનાં ઉપર્યુક્ત અંકમા પ્રકટ થયેલ પ્રાચીન પાનાઓ ઉપરથી મળી આવે છે, તે દૃષ્ટાંતો અહિં ઉતારી આ નિરીક્ષણનુ કલેવર વધારવા ઇચ્છતો નથી. આ ઉપરાન્ત તેઓ કેવા ભારી વિદ્વાન્ અને લેખક પણ હતા, એ ત્હેમના બનાવેલા

औष्ट्रिकमतोत्सूत्रदीपिका ( सं. १६१७ ), व्याख्यानविधिशतक, सर्वज्ञशतक, प्रवचनपरीक्षा–सटीक, कल्पकिरणावली ( सं. १६२८ ), तपागच्छपट्टावली, जंबूद्वीपप्रज्ञप्तिटीका ( सं. १६३९ ), षोडशश्लोकीवृत्ति ( गुरुतत्त्वप्रदीपिका ), महावीरविज्ञप्तिद्वात्रिंशिका, औष्ट्रिकमतोत्सूत्रोद्घाटनकुलक, पर्युषणाशतक–वृत्तिसहित, इरियावही षट्त्रिंशिका–टीकासहित વિગેરે ગ્રંથો જોવાથી સ્પષ્ટ જણાઇ આવે છે કે—ધર્મસાગરજીની વિદ્વત્તા અને ત્હેમની યોગ્યતાના પરિચય માટે શ્રુતસાગરના શિષ્ય શાન્તિસાગરે સ ૧૭૦૭ મા ' કલ્પકૌમુદી ' ની પાટણમા લખેલી પ્રશસ્તિનો નિમ્નલિખિત શ્લોકજ પુરતો છે —

तद्राज्ये गहनार्थशास्त्रघटनाप्रौढाभियोगास्तथा–
ऽतुच्छोत्सूत्रमहीविदारणहलप्रख्याः सुसंयोगिनः ।
दुर्दांतप्रतिवादिवाददमनस्थैर्यप्रतिज्ञाभृतः
श्रीमद्वाचकधर्मसागरगुरुत्तंसा अभूवन् शुभाः ॥ ८ ॥

ધર્મસાગરજીની કૃતિયો અને ત્હેમના કાર્યોનુ નિરીક્ષણ કરતા એમ સ્વીકારવુજ જોઇએ કે–કવિએ આ શ્લોકમા ધર્મસાગરજીની કરેલી સ્તુતિમાં લગારે અત્યુક્તિ જેવું નથી કહેવાની કંઇજ આવશ્યકતા નથી કે તે

સમયમાં ધર્મસાગરજીજ એક હતા; કે જ્હેઓ પૂર જોસમાં ચાલતા ખરતર-ગચ્છ અને કટુકમત વિગેરે મતોની સ્હામે થઇ ત્હેમને પરાસ્ત કરવામાં સૌથી આગેવાની ભર્યો ભાગ લીધો હતો. હીરવિજયસૂરિ ત્હેમની આ અતુલિત શક્તિને સંપૂર્ણ રીતે જાણતાં હતા, અને તેઓ એમ પણ સમજતા હતા કે-આવી મહાન્ શક્તિશાલી વ્યક્તિથી ગચ્છની શોભાજ છે. અને એવા સંપૂર્ણ વિચારપૂર્વકજ ગંભીર હૃદયથી સૂરિજીએ પોતાની વિદ્યમાનતા દરમીયાન શાન્તિપૂર્વક કામ ચલાવ્યું હતું.

હવે આપણે હીરવિજયસૂરિના પછીનો સમય તપાસીએ અને તે સમ-યમાં બનેલા રાસકારે વર્ણવેલા બનાવોનું નિરીક્ષણ કરીએ.

## ૧૬૫૨ થી ૭૨

રાસકારના જણાવ્યા પ્રમાણે આ સમયમાં ધમાધમ વધારે થઇ હોય, તેમ જણાય છે. ધર્મસાગરજી, કે જેઓ ખાસ એક પક્ષના નાયકજ હતા, બલ્કે ત્હેમની શ્રદ્ધાના લીધેજ તપાગચ્છમાં મતભેદ પડ્યો હતો, ત્હેમના સ્વર્ગવાસ પછી તે કલેશનો પણ અંતજ આવવો જોઇતો હતો; પરંતુ બન્યું તેથી ઉલટુંજ. જ્હે કલેશ ચોક્કસ મર્યાદામાં હતો, એટલી મતભિન્નતા-વિરૂદ્ધતા હોવા છતાં ન્હાના મ્હોટાની મર્યાદાઓ જળવાતી હતી, ત્હેમાં મ્હોટું ભાગે પરિવર્ત્તન થઇ ગયું. કલેશની મર્યાદા આગળ વધી અને ન્હાના મ્હોટાની મર્યાદાઓનો પણ ભંગ થવા લાગ્યો. આ સમયમાં જાદે કંઇ કલેશકર બનાવો બન્યાનું રાસકાર જણાવે છે, ત્હેમાંના ખાસ બનાવો સૂરતમાંજ બન્યા હતા. સૂરતના કેટલાક કલેશપ્રિય શ્રાવકો એક બીજાના પક્ષમાં પડી ગયા અને પોતાનાથી વિરૂદ્ધ પક્ષના સાધુઓને, મર્યાદાનું ઉલ્લંઘન કરી અપમાન કરવા લાગ્યા હતા. રાસકારે સૂરતમાં ઉઠેલી ખટપટનું જે વર્ણન કર્યું છે, એ ઉપરથી એટલું તો જોવાય છે કે-તે વખતે સૂરતમાં શ્રાવકોનો મ્હોટો ભાગ ખાસ કરીને આગેવાન શ્રાવકો સાગરોના અનુયાયી થઇ ગયા હતા અને તેઓ સામાપક્ષના સાધુઓનું અપમાન કરતા હતા. જો કે-આથી કવિએ સાગરપક્ષના શ્રાવકોને 'બહુબોલકા' નું વિશેષણ આપ્યું છે, પરંતુ એ વિશેષણ બન્ને પક્ષના શ્રાવકોને લાગુ પડતું હોવું જોઇએ. સૂરતના સંઘની એવી સ્થિતિના લીધેજ તે વખતે ગચ્છનાયકને સૂરતના સંઘ ઉપર પાંચ બોલનો પટો અને એક વખત સખ્ત પત્ર લખવો પડેલો જણાય છે.

ધર્મસાગરજીના સ્વર્ગવાસ પછી ત્હેમની શ્રદ્ધા–ત્હેમની માન્યતા–નું સમર્થન કરવાનું કામ ઉપાધ્યાય નેમિસાગરજી અને ભક્તિસાગરજી વિગેરેએ ઉપાડ્યું હતું. બન્ને પક્ષકારોમાં હવે એ ધૂન લાગી હતી કે એક બીજાના રાગી શ્રાવકોને પોતાના પક્ષમાં ખેંચી લેવાનો પ્રયત્ન કરવો અને ત્હેના લીધે જ્હે જ્હે ગામોમાં બન્ને પક્ષના સાધુઓ જતા, તે તે ગામોમાં શ્રાવકોને પોતાના પક્ષમાં ખેંચવાનો પ્રયત્ન કરતા. પરિણામે શ્રાવકોમાં પણ બે કે તેથી પણ વધારે પક્ષો પડી જતા.

આચાર્ય વિજયદેવસૂરિજી, ગચ્છનાયક વિજયસેનસૂરિના પટ્ટધર હતા. તેઓ સાગરોના પક્ષમાં આજ સમયમાં થયા હતા. રાસકાર કવિ, વિજયદેવસૂરિ સાગરોના પક્ષમાં શી રીતે થયા, તેનું કારણ બતાવતાંકથે છેઃ—

" તેણઇ તિહાં પોતાનઇં રાજિ આચારજિ વસિ કરવા કાજિ, ૪૩૩
આરાધઇ ચિંતામણિ મંત્ર હોમ ધૂપ કીધા બહુ તંત્ર;
તેણુંઈ આચારજિનું થયું બહુમાન તો તે મંડઇ અધિકાં તાન."૪૩૪

કવિનું આ કથન ક્યાં સુધી પ્રામાણિક હશે, તે કંઈ કહી શકાય નહિં. **सोहमकुलरत्नपट्टावली** ના કર્તાનું કથન છે કે—" ધર્મસાગરજી અને વિજયદેવસૂરિ એ બે ગૃહસ્થાવસ્થામાં મામા ભાણેજ થતા હતા, એટલે કે— ધર્મસાગરજી મામા થતા હતા અને વિજયદેવસૂરિ ભાણેજ. અને તેથીજ વિજયદેવસૂરિએ ત્હેમનો પક્ષ લીધો હતો. " આ વાતને પુષ્ટ કરનાર એક પણ પ્રમાણ મ્હને મળ્યુ નથી, કદાચ મામા—ભાણેજ થતા હોય, પરન્તુ તેજ કારણથી પક્ષ કર્યો, એમાં શું પ્રમાણ છે? વળી પટ્ટાવલીકાર તો કહે છે કે " ધર્મસાગરજીને જ્યારે વિજયસેનસૂરિએ ત્રણ પેઢી સુધી ગચ્છ બહાર મૂક્યા, ત્હારે ત્હેમણે વિજયદેવસૂરિને તે બધી હકીકત જણાવી, ત્હેનો વિજયદેવસૂરિએ જવાબ આપ્યો કે—' ગુરૂ નિર્વાણ બાદ તમને ગચ્છમાં લઇશું, તમે કોઈ પણ જાતની ચિંતા કરશો નહિ. '

આ હકીકત પ્રસ્તુત રાસથી બહુ દૂર જાય છે. વિજયસેનસૂરિએ ધર્મસાગરજીને ગચ્છ બહાર મૂક્યાજ નથી. ગચ્છ બહાર મૂકયા હતા વિજયદાનસૂરિએ અને લીધા હતા પણ વિજયદાનસૂરિએ. ધર્મસાગરજી તો હીરવિજયસૂરિના નિર્વાણ સમયની લગભગમાંજ સ્વર્ગવાસી થયા હતા. હા, વિજયદેવસૂરિએ ઉપર પ્રમાણેની હિમ્મત આપ્યાની હકીકત પ્રસ્તુત રાસમાં પણ કવિ આપે છે. પણ તે, નેમિસાગર સંબંધી છે. વાત એમ બની હતી કે—એક વખત

ધર્મસાગરજીનો કોઇ ગ્રંથ પાણીમાં બોળવા માટે વિજયસેનસૂરિએ નેમિસાગરજીની સમ્મતિ માગી, ત્હારે તેઓ વ્યાઘ્રતટી ન્યાય પ્રમાણે ગૂંચવાડામાં પડી વિજયદેવસૂરિની પાસે ગયા અને જ્હારે ત્હેમણે ત્હેમની સલાહ માગી, ત્યારે ત્હેમણે એ કહ્યું કે—

" તમારે લગારે ચિંતા ન કરવી, હું તમારા પક્ષમાં થઇ જઇશ. ગુરૂને (ગચ્છનાયકને-વિજયસેનસૂરિને) ઘડપણ આવ્યું છે. બહુ તો તેઓ એક બે વર્ષ જીવશે. પછીથી ત્હમારી પ્રરૂપણાને આપણે ફેલાવીશું." (જૂઓ-રાસસાર પૃ.૩૮)

આ પ્રમાણેના પણ શબ્દો ત્હેમણે કહ્યા હશે કે કેમ ? તે એક વિચારણીય વાત છે. બેશક, એમાં તો બે મત છેજ નહિં, કે-ગમે તે કારણે પણ વિજયદેવસૂરિ સાગરોના પક્ષમાં થઇ ગયા હતા, અને આગળ જતાં તો લગભગ તે પક્ષનું નાયકપણુંજ ત્હેમણે લીધું હતું, એમ કહીએ તોપણ કંઇ અત્યુક્તિ નથી.

પ્રસ્તુત સમયમાં વિજયદેવસૂરિ સાગરોના પક્ષમાં ભળ્યાનો બનાવ જ્હેમ નોંધવા લાયક છે, તેમ વિજયસેનસૂરિએ સં. ૧૬૭૧ ના વૈશાખ સુદ ૩ ના દિવસે અમદાવાદમાં 'સાગરોના તમામ ગ્રંથો અપ્રમાણ' સંબંધી જે પટો લખ્યો, તે પણ ધ્યાન ખેંચનારજ છે. કવિએ આપેલા વૃત્તાન્ત ઉપરથી સ્પષ્ટ જોવાય છે કે-તે વખતના આગેવાન સાગરો—નેમિસાગર વિગેરેને લાગવગવાળા માણસો અને સંઘોદ્વારા ઘણું ઘણું સમજાવવા છતાં ત્હેમણે તે પટ્ટામાં સહીઓ નજ કરી. અને એ રીતે તપાગચ્છમાં ભાગલા પડવાની શરૂઆત પહેલ વહેલાં થઇ. જો કે-હીરવિજયસૂરિના સમય સુધી પટાઓ અને આજ્ઞાપત્રો અનેક વખત લખાયાં, પરન્તુ તેમાં સાગરો પણ સહીઓ કરતા હતા, પરન્તુ ગચ્છનાયકે લખેલા પટામાં સહીઓ નહિં કરવાની સાગરોએ શરૂઆત અહિંથી કરી. આજ વર્ણન **षट्त्रिंशज्जल्पविचार** માં પણ આપવામાં આવ્યું છે. તે ઉપરથી તો એમ પણ જણાય છે કે નેમિસાગર અને ભક્તિસાગરે આ પટામાં સહીઓ ન્હોતી કરી, એટલુંજ નહિં, પરન્તુ ત્હેમણે જવાબ આપ્યો હતો કે—" આ પટો અમને સંમત છેજ નહિં. **અમે તે ગ્રંથ પ્રમાણભૂત કરી આપવાને તૈયાર** છીએ. તમે અપ્રમાણ શા આધારે કહો છો ? " પરન્તુ પરિણામમાં તો નેમિસાગર અને ભક્તિસાગરને તેજ વર્ષમાં ( સં. ૧૬૭૧ માં ) ગચ્છ બહાર કર્યા હતા.

ગમ ઉપરથી જણાય છે કે આ પ્રમાણે માગરાએ પટામાં સહી નહિં કરવાથી અને વિજયદેવસૂરિએ પણ સહી કરવા અગાઉ કેટલીક રકઝક કરવાથી વિજયસેનસૂરિની ઇચ્છા બીજા આચાર્ય સ્થાપવાની થઇ હતી, પરન્તુ, કવિના કથન પ્રમાણે એટલી ઉતાવળ નહિં કરવાની સલાહ સોમવિજયજી ઉપાધ્યાયે આપી હતી. અને ગચ્છનાયક પોતાના હાથે બીજા આચાર્ય સ્થાપે, તે અગાઉ તો હેમનો–આ વિજયસેનસૂરિનો ખંભાતની પાસેના અકબરપુરમાં સ્વર્ગવાસ થયો હતો.

ગચ્છનાયકના સ્વર્ગવાસનો પ્રસંગ જે અધિકારમાં કવિએ આલેખ્યો છે, તે ખાસ ચોંકાવનારો છે. વિજયસેનસૂરિ ખંભાત આવતાં સોજિત્રે આવ્યા, ત્યાંસુધી હેમની તબીયતમાં કંઇ પણ વિકૃતિ થઇ ન્હોતી. અહિંથી ઘણા સાધુઓને ખંભાત મોકલી દીધા. ( સાથે કેટલા સાધુ હતા, તે કંઇ જણાવ્યું નથી. પણ ધીરકમલનું નામ જરૂર આપ્યું છે ) કવિ કહે છે કે—

" આહાર કરંતાં જેહવું કેવલી જાણઇ તેહ રે;
પાસઇ ધીરકમલ હુતા સાગરવાસિત તેહરે." ૬૬૫

અહિંથી આહાર કર્યા પછી હેમણે વિહાર કર્યો, ત્યાંથી નારગામના બગીચામાં આવી આંબાના વૃક્ષ નીચે પાણી વાપરવાને બેઠા. ત્યાં હેમને ઉલટી થઇ, અને પ્રકૃતિ બગડી. કવિ, ઉપરના કથનમા ધીરકમલ પ્રત્યે જે શંકા લઇ જાય છે, તે ઉઘાડી પડે છે. પરન્તુ આ શંકામાં ક્યાં સુધી સત્ય સમાએલું છે, તે કહી શકાય નહિં. ધીરકમલ પોતાના વિરોધી પક્ષના હતા, તો પછી તેઓને ગચ્છનાયક સાથેજ કેમ રાખતે ? જેમ બીજા સાધુઓને આગળ મોકલી દીધા હતા, તેમ શુ તેઓને નહિં મોકલતે ? અથવા નહિ મોકલ્યા, તો તેનું શું કારણ હતું ? વળી અહિ ગચ્છનાયકની સાથે ધીરકમલ એકલાજ નહિં હતા, પં. કીર્ત્તિવિજયજી પણ હતા. એમ કવિ આગળ જતાં કબૂલ કરે છે. અસ્તુ, આ વિષયમાં વધુ ઉતરવાની જરૂર નથી. ગચ્છનાયકની આ બગડેલી પ્રકૃતિ નજ સુધરી અને ત્યાંથી ઝોળીમાં ઉપાડી ખંભાતની પાસેના અકબરપુરમાં આવવાની સાથેજ હેમનો સ્વર્ગવાસ થયો. સં. ૧૬૭૨ ના જ્યેષ્ઠ વદિ ૧૧. કવિ કહે છે કે અંત સમયમાં પણ ગચ્છનાયકે પોતાની બીજા આચાર્ય સ્થાપવાની ઇચ્છા વ્યક્ત કરી હતી, અને જલદી બીજા આચાર્ય સ્થાપવાની ભલામણ કરી હતી.

## ૧૬૭૨ થી ૭૯

આ સમયમાં બનેલા બનાવો વધારે ધ્યાન ખેંચનારા છે. એ તો દેખીતું જ છે કે સાગરપક્ષવાળાઓને વિજયદેવસૂરિની અસાધારણ સહાયતા મળી હતી, અને તેથી તેઓ પોતાના વિચારોનો પ્રચાર કરવામાં સારી રીતે ફાવી જાય, એમાં કંઇ નવાઇ જેવું પણ નથી. વળી બીજી તરફથી ગચ્છનાયક વિજયસેનસૂરિનો સ્વર્ગવાસ થયો, એટલે વિજયદેવસૂરિને પણ વિશેષ કોઇ કહી શકે તેમ રહ્યું નહિં. તેમ છતાં પણ રાસ ઉપરથી જોઇ શકાય છે કે સોમવિજયવાચક, નંદિવિજયજી વિગેરેએ સાગરોના વિચારો લોકોના હૃદયમાં ન ઠસે, એવો પ્રયત્ન કરવામાં પણ કચાશ રાખી ન્હોતી. ત્હેમના તે પ્રયત્નો પૈકીનો એક પ્રયત્ન સોમવિજયજીએ કાઢેલા ' છત્રીસબોલ ' છે. આ છત્રીસ બોલમાં ધર્મસાગરજીના વિચારોનું શાસ્ત્રીય પુરાવાઓ આપીને ખંડન કરવામાં સોમવિજયજીએ જેમ સંપૂર્ણ સાવધાની રાખી છે, તેમ સતત પરિશ્રમ પણ કર્યો જણાય છે. આ છત્રીસ બોલો ધ્યાનપૂર્વક વાંચનારને સોમવિજયજીની વિદ્વત્તાનો ખ્યાલ આવી જાય છે. પં. ભાવવિજયગણિએ, સં. ૧૬૭૯ માં કપડવણજમાં લખેલ **षड्त्रिंशज्जल्पविचार** માં સોમવિજયજીને આ ' છત્રીસ બોલ ' શા માટે કાઢવા પડ્યા, એ બતાવતાં કહ્યું છે:—

" નેમિસાગર અને ભક્તિસાગર જે પ્રરૂપણા કરતા હતા, તેનાથી ઘણાઓના મનમાં એ શંકા થવા લાગી હતી કે—' આ કહે છે તે સાચું છે કે—ગચ્છનાયકની પ્રરૂપણા સાચી છે. ' લોકોની આ શંકાના નિવારણને માટે સોમવિજયજીએ છત્રીસબોલ કાઢ્યા હતા. "

આ પછીનો એક ખાસ બનાવ ધ્યાન ખેંચે છે, અને તે એ છે કે—જે સાગરોને પહેલાં ગચ્છથી બહાર કાઢવામાં આવ્યા હતા, તેઓને પાટણમાં વિજયદેવસૂરિએ ચૈત્ર મહીનાની અમાવાસ્યાએ ભેગા લઇ લીધા. આથી અમદાવાદ, ખંભાત વિગેરે ગામોમાં ખળભળાટ મચી ગયો. અને જાહેરમાં વિજયદેવસૂરિને પત્ર લખ્યો, ત્હેમને જવાબ પણ એવોજ આપ્યો કે—જાહેરમાં સત્તાને પ્રધાનસ્થાન આપવામાં આવ્યું હતું. આથી જણાય છે કે વિજયદેવસૂરિએ હવે પોતાના આ મન્તવ્યને વધારે વાર ગુપ્ત રાખવાનું નહિં પસંદ કરેલું હોવું જોઇએ. આનું પરિણામ એ આવ્યાનું રાસકાર જણાવે છે કે—વિજયપક્ષના ઉપાધ્યાયોએ સં. ૧૬૭૨ના વૈશાખ સુદિ ૧૩ના દિવસે સાગરોની સાથે વિજયદેવસૂરિની સાથેનો સંબંધ પણ બંધ કર્યો સંબંધી ખુલા પત્રો ગામેગામ લખ્યા.

અહિં એક વિચારવા જેવી બાબત ઉભી થાય છે આપણે પહેલા જોઇ ગયા છીએ કે-વિજયસેનસૂરિએ સં ૧૬૭૨ ના જેઠ વદિ ૧૧ ના દિવસે કાળ કર્યો હતો જ્યારે રાસકાર લખે છે કે- ચાર ઉપાધ્યાયોએ સં. ૧૬૭૨ ના વૈશાખ સુદિ ૧૩ ના દિવસે વિજયદેવસૂરિ સાથેનો સંબંધ બંધ કર્યાના દરેક ગામે પત્રો લખ્યા ' એ કેમ બની શકે? વૈશાખ મહીનામાં વિજયસેનસૂરિ વિદ્યમાન હતા, તે વખતે ચાર ઉપાધ્યાયો ત્હેની રીતનો ઠરાવ કરે અને પત્રો લખે, એ સંભવિત જણાતું નથી બનવાજોગ છે કે કદાચ રાસકારે મહીનો લખવામાં ભૂલ કરી હોય અસ્તુ, આટલું થવા છતાં પણ વિજયપક્ષના ઉપાધ્યાયોએ અને અમદાવાદ વિગેરે ગામોના સંઘોએ વિજયદેવસૂરિને મનાવવાનો પ્રયત્ન તો પડતો નહોતોજ મૂક્યો સોમવિજયજી અને બીજાઓ કોઇપણ રીતે વિજયદેવસૂરિને સમજાવવાના પ્રયત્નો કરતાજ રહ્યા હતા એ રાસ ઉપરથી જોવાય છે ત્યાં સુધી કે સાધુઓને મોકલી મોકલીને અને બીજી લાગવગો પહોંચાડીને પણ સમજાવવાના પ્રયત્નો કર્યા હતા એટલુંજ શા માટે? મુકરબખાન, અમદુલ્લાખાન અને એવા બીજા રાજ્યાધિકારીઓને પોતાના પક્ષમાં લઇ તેઓને ઇંગત કરવાના પ્રયત્નો પણ કરી ચૂકયા હતા, છેવટે જ્યારે તેઓ પોતાના તમામ પ્રયત્નોમાં સર્વથા નિષ્ફળ નિવડ્યા, ત્યારે ત્હેમણે નવા આચાર્યની સ્થાપના કરી હતી

આ પ્રસંગે એક ખાસ બાબત તરફ વાચકોનું ધ્યાન ખેંચવું જરૂરનું સમજું છું ગચ્છનાયક વિજયસેનસૂરિનો સ્વર્ગવાસ થયા પછી અને વિજય દેવસૂરિએ સાગરોનો પક્ષ લીધા પછી સામા પક્ષમાં જે કોઇ આગેવાન હતા, તે સોમવિજયજી ઉપાધ્યાય હતા રાસમાં આપેલા ત્હેમના પ્રસંગો ઉપરથી એ સમજવું બગાર મુશ્કેલી ભરેલું નથી કે—તે સમયે ચાલેલા આ વિખવાદને અંગે વિજયપક્ષ તરફથી ખાસ સોમવિજયજીએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો જ્યારે બીજા પક્ષના આગેવાનો નેમિસાગર અને ભક્તિસાગરજી હતા આપણે જોઇ ગયા છીએ કે-સોમવિજયજીએ સાગરોની પ્રરૂપણાની અસર નહિં થવા દેવા માટે 'છત્રીસ બોલ' કાઢ્યા હતા ત્હેવીજ રીતે સાગરપક્ષીય ભક્તિસાગરે પણ એક લાંબો પત્ર સોમવિજયજી ઉપર સં ૧૬૭૨ ના કાર્તિક સુદિ ૧૪ ની મિતિએ લખ્યો હતો અને ત્હેમાં ત્હેમણે સોમવિજયજીને ૧૮ પ્રશ્નો પૂછી કેટલીક બાબતોની ચેલેંજ આપી હતી આ ૧૮ બોલ (પ્રશ્નો) ની બે હસ્તલિખિત પ્રતો પૂજ્યપાદ પરમગુરૂ આચાર્ય **શ્રીવિજયધર્મસૂરી-**

શ્વરજી મહારાજશ્રીના ભંડારમાં છે. જ્હેમાંની એક પ્રતિ ૯ પાનાની છે અને બીજી ૧૯ પાનાની. ૧૯ પાનાની પ્રતિમાં ૧૮ પ્રશ્નો વિસ્તારપૂર્વક છે, જ્યારે ૯ પાનાની પ્રતિમાં કંઇક સંક્ષેપમાં છે. પ્રારંભમાં વિસ્તારથી ૧૮ બોલ લખ્યા પછી ભક્તિસાગરજીએ ત્હેના જવાબો આપવાની સૂચના કરનારો બલ્કે એક પ્રકારની ચેલેંજ આપનારો એક પત્ર અને એક બીજો પત્ર, એમ બે પત્રો સોમવિજયજી ઉપર અને એક પત્ર શ્રાવકો ઉપર—એમ ત્રણ પત્રો લખ્યા છે. આ ત્રણે પત્રો પ્રસ્તુત ચર્ચાને અંગે ઉપયોગી હોવાથી પુરવણી 'क' 'ख' અને ग તરીકે આ અવલોકનની અંતમાં આપવામાં આવ્યા છે. સોમવિજયજીએ આ ૧૮ પ્રશ્નોના ઉત્તરો આપ્યા હતા કે કેમ? તે સંબંધી કંઇ પ્રમાણ મળ્યું નથી.

ઉપર કહેવામાં આવ્યું છે કે—જ્યારે વિજયદેવસૂરિ કોઇપણ રીતે નજ સમજ્યા અને સાગરોની માન્યતા પ્રમાણે પ્રરૂપણા કરવાજ લાગ્યા, ત્યારે સોમવિજયજી વિગેરે ઉપાધ્યાયોએ મળીને નવા આચાર્ય સ્થાપન કર્યા. આ નવા આચાર્ય તે વિજયતિલકસૂરિ, જ્હેમનું નામ રામવિજય હતું. સં. ૧૬૭૩ ના પોસ સુદિ ૧૨ ના દિવસે ત્હેમને 'આચાર્યપદ' આપવામાં આવ્યું હતું.

આ પ્રસંગે એટલું વિચારવું પડશે કે—રામવિજયજી તે વખતના પ્રસિદ્ધ વિદ્વાન્ સાધુઓ પૈકીના એક ન્હોતા, તે વખતે સોમવિજયજી, ભાનુચંદ્રજી, સિદ્ધિચંદ્રજી વિગેરે ઘણા વિદ્વાન્ ઉપાધ્યાયો અને સાધુઓ હતા. ખાસ કરીને સોમવિજયજી ઉપાધ્યાય, કે જ્હેઓને કવિએ પોતાના પક્ષના એક આગેવાન તરીકે ઓળખાવ્યા છે, મુખ્ય હતા, છતાં તેઓને આચાર્ય પદવી ન આપવામાં આવી અને રામવિજયજી નામના અપ્રસિદ્ધ સાધુને શોધી કાઢયા, એનો હેતુ શો હશે, એ રાસ ઉપરથી વ્યક્ત થતું નથી. વળી ગચ્છનાયક વિજયસેનસૂરિની અન્તિમ ભલામણો, કે જ્હે રાસકાર કવિએ ઉલ્લેખી છે, તે ઉપર દૃષ્ટિપાત કરીએ છીએ, ત્યારે પણ એમજ જણાય છે કે—રામવિજયજીને આચાર્ય પદવી આપવામાં ત્હેમનો કંઇપણ ગુપ્ત સંકેત હોવો જોઇએ. કારણ કે ગચ્છનાયકે અન્તિમ ભલામણોમાં સ્પષ્ટ કહ્યું છેઃ—

> " સોમવિજય વાચકપતિ મુઝ મનિ જિમ ગુરૂ હીર;
> તિમ સહૂ સંઘ આરાધયો થાયો સાહસ ધીર રે." ૬૬૧

ગચ્છનાયક જ્હેઓને આટલું બધું માન આપે, તેઓને આચાર્ય પદવી ન આપવામાં શું સંકેત હશે, એ કંઇ કહી શકાતું નથી. આ વિષયમાં સ્હામો-પક્ષ ( સાગરપક્ષ ) આ આચાર્ય પદ માટે શું વદે છે, તે પણ આપણે જોઇ લઇએ.

'प्ररूपणाविचार' નામના એક સંસ્કૃત ગ્રંથની પ્રતિ પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીના ભંડારમાં છે. જે ૧૨ પાનાની પ્રતિ છે. આ ગ્રંથના કર્ત્તા તરીકે કોઇનું નામ નથી, પરન્તુ ત્હેમાં જ્હે જ્હે બોલોનું સમર્થન કરવામાં આવ્યું છે, તે ઉપરથી સમજાય છે કે—ધર્મસાગરજીના અનુયાયી કોઇ વિદ્વાને તે ગ્રંથ બનાવેલો હોવો જોઇએ. આ ગ્રંથમાં કર્ત્તાએ સ્હામા પક્ષને **'નિર્નામકમત' 'ઉપાધિમત' 'રાસભીમત'** વિગેરે વિશેષણોથી સંબોધ્યો છે અને તે તે વિશેષણો શામાટે આપવામાં આવ્યાં છે, તે પણ સાથે સાથે જણાવ્યું છે. આ ગ્રંથકાર રામવિજય (વિજયતિલકસૂરિ) ની આચાર્ય પદવીના સંબંધમાં કથે છેઃ—

" श्रीमद्विक्रमतोऽग्निवारिधिरसग्लौसम्मिते हायने—
कस्मान् सोमलनामकेन विधिया दहसूरसद्वासरे ।
पौषे रुद्रतिथौ कुजे कलिवशाद् भ्रष्टादुराचारतः
क्रीत्वा द्युम्नबलेन रामविजयः सूरीकृतस्तैन्यतः ॥

આ પક્ષ એમ કહે છે કે—રામવિજયને ચોરીથી અને દ્રવ્યવ્યયથી આચાર્ય પદવી આપી દીધી હતી. આગળ વધીને આ ગ્રંથકાર તો એમ પણ કહે છે કેઃ—

"तदपि सूरिपदं साहिना राजनगरमध्ये वालेयारोपणपूर्वकं दूरीकृतं। "

આમાં ક્યહાં સુધી સત્ય છે, તે કહી શકાય નહિં, કારણ કે—બન્ને પક્ષકારોએ પોતાને નિર્દોષ બતાવી સ્હામા પક્ષનાંજ છિદ્રો—પછી તે ખરાં કે ખોટાં—બતાવવાનો પ્રયત્ન કર્યો છે. ઉપરના શ્લોકમાં આચાર્યપદવીનો દિવસ પોસ સુદિ ૧૧ નો લખ્યો છે, જ્યહારે આ રાસકારે બારશતિથિ લખી છે.

રાસકાર દર્શનવિજયજી, જ્હેમ સાગરપક્ષકારોને હીરવચન અને વીરવચનના ઉત્થાપકો તરીકે ગણાવે છે, ત્હેવી રીતે સાગર પક્ષકારો પણ તેજ શબ્દોથી વિજયપક્ષકારોને સંબોધે છે. ઉપર્યુક્ત प्ररूपणाविचार ગ્રંથમાંજ એક સ્થળે કર્ત્તા લખે છેઃ—

" किं चायं निर्नामकः श्रीहीरगुरुप्रसादितद्वादशजल्पेषु नवजल्पान् साक्षादुत्थापयन्नस्ति, तत्पत्रान्तरादवसेयं । तेन श्रीवीरवचांसि श्रीहीरवचांसि श्रीसंघवचांसि चावजानन्नुत्सूत्रवादिनां प्रथमरेखां प्राप्तवान् । तथा तिलतुषत्रिभागमात्रमपि क्लेशमसभ्यवचनादिना अभ्याख्यानदानादिना पाषाणक्षेपादिना दीवानगमनादिना मेरुप्रायं संवर्द्धितवांश्च तावद यावद् साहिसभागमनं, ततोऽस्य संसर्गः सर्वथा हेयः ॥ "

લેખકનું એ લખવું સત્યજ છે કે—જ્હે કલેશ એક નજીવો માત્ર હતો, તે એક મેરૂ પર્વત જેવડો થઇ ગયો. લેખકે કલેશનું એવડું મોટું રૂપ આપનાર તરીકે વિજયપક્ષને ગણ્યો છે, જ્યારે વિજયપક્ષના લેખકોએ સાગરપક્ષને ગણ્યો છે. વસ્તુતઃ એવડું રૂપ આપનાર કોઇ પણ એક પક્ષ તો નજ ગણાય. હમેશાંના નિયમ પ્રમાણે એમ કહેવું ખોટું નથીજ કે—મેરૂ જેટલું રૂપ આપવામાં બન્ને પક્ષનો થોડે ઘણે અંશે હિસ્સો હોવો જોઇએ.

ઉપરના કથનમાં આ કલેશનું પરિણામ બાદશાહના દરબારમાં જવા સુધીનું બતાવવામાં આવ્યું છે. તે પણ સત્યજ છે. કારણ કે પ્રસ્તુત રાસમાં પણ માંડવગઢમાં જહાંગીર બાદશાહે, બન્ને પક્ષના આગેવાનોને બોલાવ્યાનું લંબાણથી વર્ણન કરવામાં આવ્યું છે. ( જૂઓ રાસસાર પૃ. ૭૮–૭૯ ) આ પ્રસંગ બહુ ગંભીરતાપૂર્વક વિચારવા જેવો છે. રાસકાર એ તો કબૂલજ કરે છે કે–તપાગચ્છમાં ચાલતા આ મહાન્ કલેશની સંપૂર્ણ હકીકત બાદશાહના કાન સુધી ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજીએ, પહોંચાડી હતી અને હેના પરિણામે બાદશાહે બન્ને પક્ષના આચાર્યો,–વિજયદેવસૂરિ અને વિજયતિલકસૂરિ–ને તેમજ બીજા પણ આગેવાન સાધુઓને બોલાવ્યા હતા. બાદશાહની પાસે બન્ને પક્ષકારોના ભેગા થયા પછી જે પરિણામ આવ્યું તે, રાસકારના શબ્દોમાં કહીએ તો—

" આપ આપણુ કરો જિઉં બૂઝો અબ થિં કોઇ મત મુઝો. " ૧૩૬૮

એટલુંજ આવ્યું છે. અર્થાત્ બાદશાહે હવેથી ઝઘડો નહિં કરવાનીજ ભલામણ કરી હતી. આ પરિણામ ઉપર કંઇક વિશેષ નિરીક્ષણ કરી લઇએ.

વિદ્યાસાગર વાચકના શિષ્ય કૃપાસાગરે સં ૧૬૭૪ માં નેમિસાગર

**નિર્વાણરાસ** બનાવ્યો છે, ત્હેમાં આ સંબંધી હકીકતનો સાર આ પ્રમાણે આપ્યો છે:—

જહાંગીરના તેડાવવાથી વિજયદેવસૂરિ ખંભાતથી માંડવગઢ ગયા. અને વિજયદેવસૂરિના પત્રથી રાધનપુરથી **નેમિસાગર માંડવગઢ** ગયા. **વીરસાગર, ભક્તિસાગર, કુશલસાગર, પ્રેમસાગર, શુભસાગર, શ્રીસાગર, શાંતિસાગર** અને ગુણસાગર પણ સાથે ગયા હતા. પરિણામ આ આવ્યું:—

" નેમિસાગર વાચકવરૂ એ તેડે શ્રીજહાંગીર કે;
**નરેસર નિરખવા એ શ્રીઉવજ્ઝાય સુધીર કે.** જય. ૯૨
પાતશાહ પૂછે તિહાં એ પુસ્તક કેરી વાત કે;
ભટ્ટ કહી ભલું એ આણી રાય અવદાત કે. જય. ૯૩
**પુસ્તક સાચું છે સહી એ કૂડું મ કહો કોઈ કે;**
**સહુ કો વાંચ્યો એ સાચું કૂડ ન હોય કે.** જય. ૯૪
**વાચક વર જય જય લહીએ દુશ્મન પડીઆ જૂઠ કે;**
માન મુહુંત ગયું એ વળતા ન શકે ઉઠી કે." જય. ૯૫

આ કવિના કથન પ્રમાણે તો ધર્મસાગરજીના બનાવેલા ગ્રંથને બાદશાહે સાચો બતાવ્યો હતો અને વિજયતિલકસૂરિના પક્ષને અસત્ય ઠરાવ્યો હતો. કવિ વધુમાં એમ પણ જણાવે છે કે–વિજયદેવસૂરિ ઉપર પ્રસન્ન થઈને બાદશાહે ત્હેમને 'સવાઇ મહાતપા' ના બિરૂદથી નવાજ્યા હતા:—

"વિજયદેવસૂરિ પ્રતે એમ બોલે જહાંગીર;
**'સવાઇ મહાતપા' એ હરખ્યા મીર હમીર."** જય. ૮૯

આજ રીતે બાદશાહે પ્રસન્ન થઇ નેમિસાગરને પણ 'જગજીપક સવાઇ' ની પદવી આપી હતી.

" શ્રીજિનસાસન જાણુ નેમિસાગર ઉવજ્ઝાય;
અકબર સુત આગે લીઓ જગજીપક સવાય ૯૬

**પ્રરૂપણાવિચાર** માં તેના કર્તા લખે છે કે:—

" श्रीमत्साहीसिलीमभूमिपतिना श्रुत्वा नवीना स्थिति–
रन्यायेप्वसहिष्णुना वरधरादीदाभिधे पर्वणि ।

खर्यारोहणपूर्वकं कथनतः सूरित्वमुद्दालितं

गच्छो रासभिको ह्यसाविति जने प्राप प्रसिद्धिं ततः" ॥२॥

અર્થાત્—જહાંગીરે નવીન સ્થિતિ (ગુપ્ત રીતે નવીન આચાર્ય સ્થાપવામાં આવ્યા તે) સાંભળીને ઈદ નામના પર્વમાં ગધાડા ઉપર બેસાડીને આચાર્ય પદ ઉત્થાપન કર્યું. અને તે દિવસથી તે ગચ્છ, 'રાસભિકગચ્છ' કહેવાયો.

આગળ ચાલતાં તેજ લેખક લખે છેઃ—

"एवं कृते सर्वत्र लोके अतीववचनीयतां प्राप्तेऽपि लज्जालेशमपि नाधिजग्मिवान् । किंतु पुनरपि तथा प्रावर्त्तत, यथा साहिसभायां चतुर्मासिमध्येऽपि गमनमापतितं । तत्रापि तत् पद्मो ललाटे आग्नेयचिह्नकरणादिना धिक्कृत्य दूरीकृतः । श्रीमद्विजयदेवसूरयस्तु तथाविधसौम्यदर्शनवीक्षणात् लोकोत्तरगुणप्रकर्षात् यथोचितवाग्वैभवाच्च परितुष्टेन गुणज्ञश्रेष्ठेन न्यायनिष्ठेन साहिना वचनातिगमहत्त्वास्पदं चक्रिरे । तद्यथाः—

सत्रे प्रत्युतसद्गुरोः समभवत् तेजः परिस्फूर्त्तये

यज्जांगीरमहातपेति विरुदं दत्त्वा स्वयं पश्यता ।

निर्घोषेषु पतत्सु वाद्यनिवहैः संप्रापिताः स्वाश्रये

किं चित्रं यदि वह्नितेऽग्निपतनात् स्वर्णे क्रमाद् वर्णिका" ॥३॥

લેખકના ઉપર્યુક્ત કથનમાં જહે અનુચિત શબ્દોના પ્રયોગો કરવામાં આવ્યા છે, તે જહેમ અશ્રદ્ધેય છે, તેમ નહિં ઇચ્છવા યોગ્ય પણ છે. આચાર્યને ગધાડા પર બેસાડી આચાર્યપદ ઉત્થાપવું અને કપાળમાં અગ્નિનું ચિહ્ન કરવા પૂર્વક દૂર કરવા, એ કોઈ રીતે માની શકાય તેવી હકીકત નથી. હા, બાદશાહના તેડાવવાથી ચોમાસામાં વિહાર કરવાની અને વિજયદેવસૂરિને, ત્હેમના ગુણોથી આકર્ષાઈ બાદશાહે જે માન આપ્યું, એ હકીકતો બેશક શ્રદ્ધેય છે. જો કે—બાદશાહ પાસે જનારા સાધુઓએ ગુજરાતથી ક્યારે વિહાર કર્યો હતો, એ કંઈ જણાવવામાં આવ્યું નથી; પરન્તુ એટલું તો ખરૂં જ કે બાદશાહ પાસે ગયા પછી અને બાદશાહે આ તકરાર સાંભળી ફેંસલો આપ્યા પછી થોડાજ સમયમાં ત્ય્હાં માંડવમાંજ નેમિસાગરનો સ્વર્ગવાસ થયો હતો. નેમિસાગરે કાળકર્યો કાર્તિક

સુદિ ૧૦ ના દિવસે. આ ઉપરથી જણાય છે કે તે બધાઓને ગુજરાતથી ચોમાસામાંજ વિહાર કરીને જવું પડ્યું હશે. વળી 'નેમિસાગરનિર્વાણરાસ' માં નેમિસાગરને થયેલી વ્યાધિનું કારણ બતાવતાં જણાવવામાં આવ્યું છે કેઃ—

> " મારગે શ્રમ પાણી થકી ડીલે ચડીઓ તાવ;
> ઉત્તમ નરને દુઃખ દીએ એ કળિકાળ સ્વભાવ રે. " ૧૦૨

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે-ચોમાસામાંજ ત્હેમનો વિહાર થયેલો, અને શરદીના લીધે ત્હેમને તાવ લાગુ પડેલો.

બીજું 'વિજયદેવસૂરિ' ને બાદશાહે આપેલા 'મહાતપા' ના બિરૂદની વાત પણ શ્રદ્ધેયજ છે. વિજયદેવસૂરિને બાદશાહે માંડવમાં 'મહાતપા' નું બિરૂદ આપ્યું હતુ, એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે, એમાં કોઈથી ના પાડી શકાય તેમ નથી

હવે વિચારવાની બાબત એ છે કે-એક તરફથી 'વિજયતિલકસૂરિ રાસ' ના કર્ત્તા એમ જણાવે છે કે-બાદશાહની આગળ અમારો (વિજયપક્ષનો) જય થયો, અને સાગરોનો પરાજય થયો, જ્હારે બીજી તરફથી સાગરપક્ષીય ગ્રંથોમાં સાગરોની જીત અને વિજયોની હાર બતાવવામાં આવી છે. એટલુંજ નહિ પરન્તુ વિજયદેવસૂરિને 'સવાઇમહાતપા' નું બિરૂદ આપ્યાનું પણ જણાવવામાં આવે છે, કે જહે હકીકત ઇતિહાસ પ્રસિદ્ધ છે. આ ઉપરથી આપણે એટલું તોઅનુમાન અવશ્ય કરી શકીએ તેમ છીએ કે-જો વિજયદેવસૂરિના પક્ષ તરફ અર્થાત્ સાગરપક્ષ તરફ બાદશાહને અરૂચિજ થઇ હોય-તે પક્ષ ખોટીજ તકરાર કરે છે, એવું તેના હૃદયમાં પ્રતિભાસ્યું હોય-તો તે તેજ વખતે 'સવાઇ મહાતપા' ના બિરૂદથી આચાર્યશ્રીને નવાજેજ કેમ ? જો કે-એ વાત પણ કબૂલ કરવા જેવી છે કે-વિજયપક્ષના ઉપાધ્યાય ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજી સાથે પણ બાદશાહનો કઇ ઓછો સંબંધ નહિ હતો, પરન્તુ પરિણામ જે જોવાય છે, તે ઉપરથી વધારે નહિં તો એટલુ અનુમાન તો અવશ્ય કરી શકાય છે કે-વિજયતિલકસૂરિરાસના કર્ત્તા કહે છે તેમ વિજયદેવસૂરિના પક્ષને ખોટો બતાવવાનું સાહસ તો બાદશાહે નથીજ કર્યું. બલ્કે—એક પ્રબળ પ્રમાણ ના આધારે એમ કહ્યા સિવાય નથીજ રહી શકાતુ કે-વિજયદેવસૂરિ સાથેનો આ સમાગમ બાદશાહને ચિરસ્મરણીય રહ્યો હતો. આ પ્રબળ પ્રમાણ છેઃ— બાદશાહે વિજયદેવસૂરિ ઉપર લખેલો એક પત્ર. આ પત્ર ફારસીમાં છે, અને તે મળ પત્ર તેના અનુવાદ સાથે 'सूरीश्वर अने सम्राट्' નામના પુસ્તકમાં

પરિશિષ્ટ, ङ તરીકે પૃ. ૩૯૦ માં પ્રકટ કરવામાં આવ્યો છે. આ પત્રમાં માંડવગઢમાં થયેલી મુલાકાતનો બાદશાહે ખાસ હવાલો પણ આપ્યો છે.

બાદશાહ સાથેની આ મુલાકાત પછી લગભગ બે વર્ષ સુધી આ મામલો શાન્તિથી ચાલ્યો હોય, એમ પ્રસ્તુત રાસ ઉપરથી જણાય છે; તોપણ એટલું તો ખરૂં જ કે–બન્ને પક્ષની એકતા તો ન્હોતીજ થવા પામી. બન્ને આચાર્યોએ–વિજયદેવસૂરિ અને વિજયતિલકસૂરિએ–ભિન્ન રહીનેજ પોત-પોતાના આજ્ઞાવર્તી સાધુઓ ઉપર હુકમત ચલાવી હતી. છેવટ–સં. ૧૬૭૬ના પોસ સુદિ ૧૩ના દિવસે વિજયતિલકસૂરિએ સોમવિજયજી વાચકના શિષ્ય કમળવિજયજીને આચાર્યપદ આપી પોતાની પાટે સ્થાપન કર્યા હતા અને બીજાજ દિવસે એટલે ચૌદશના દિવસે ત્હેમણે કાળ કર્યો હતો. એ પ્રમાણે વિજયતિલકસૂરિ પછી વિજયપક્ષની આગેવાની વિજયાનંદસૂરિએ લીધી હતી, અને ગચ્છની વ્યવસ્થા જાળવી હતી. રાસકારે અહિં સુધીનું વૃત્તાંત આપી પ્રથમ અધિકાર પૂરો કર્યો છે.

## સં૦ ૧૬૭૬ થી ૧૬૯૭.

આ સમયમાં, અર્થાત્ વિજયાનંદસૂરિના આધિપત્યમાં પ્રસ્તુત ચર્ચામાં ઘણું પરિવર્તન થયેલું જો૧૫ છે. જો કે–ત્હેના પ્રારંભિક કાળનું જે વર્ણન રાસકાર આપે છે, એ સખેદાશ્ચર્ય ઉત્પન્ન કરાવનારૂં છે, તોપણ ત્હે પછી થોડાજ સમયમાં 'બન્ને આચાર્યોની એકતા'નો જે પ્રસંગ બન્યો, તે ખરેખર આનંદ ઉપજાવનારો છે. પ્રારંભમાં કવિ વિજયદેવસૂરિને તુરકોએ પકડ્યા, ઊંટની પાછળ બાંધીને વહન કર્યા, હાથ–પગમાં બેડિયો નાંખી અને પછી પેટલાદના હાકેમે બાર હજાર મુદ્રાઓ લઇ છૂટા કર્યાનું જણાવે છે, પરન્તુ આ બધું તોફાન થવાનું કારણ કવિએ કંઇ જણાવ્યું નથી. એકાએક એક મહાન્ આચાર્ય, કે જહેઓને બાદશાહ પણ માન આપતો હતો, ત્હેમને આવી આફતમાં કોઇ લાવી મૂકે, એ ગળે ઉતરે એવી વાત નથી જણાતી. વિજયદેવ-સૂરિ સંબંધી કવિએ કરેલું આ વર્ણન એવી શંકા તરફ દોરી જાય છે કે–કવિ-નો ઇરાદો વિજયદેવસૂરિની નિંદાજ કરવાનો કેવળ હશે. ખેર, તે પછી કવિએ આપેલો શાન્તિદાસ શેઠનો પ્રસંગ પણ ખાસ વિચારવા જેવો છે. શાન્તિદાસ શેઠને પહેલાં વિજયદેવસૂરિના પક્ષમાં બતાવ્યા છે, પરન્તુ પાછળથી જ્યારે વિજયદેવસૂરિએ 'સર્વજ્ઞશતક ગ્રંથ અપ્રમાણ' કર્યા સંબંધી પરો લખ્યો,

અને સાગરોએ મતાં નહિ કરવાથી સાગરોને અ ાગ કર્યા, ત્હારે શાન્તિદાસશેઠ ત્હેમનાથી વિરૂદ્ધ પક્ષા એમ જણા્યુ છે આ હકીકત બનવા જોગ છે. કારણ કે–શાન્તિદાસ શેઠ ખુલ્લી રીતે સાગરોના પક્ષમાં હતા અને જ્યારે તેજ સાગરોને અલગ કરવાનો પ્રસગ આવે, ત્હારે તેઓ વિજ્યદેવસૂરિ સાથે ન જોડાય એમા કંઇ નવાઇ જેવું નથી. જો કે–એટલુ તો કહેવુંજ પડશે કે–શાન્તિદાસ શેઠ જેવા, તે વખતના મહાન્ પ્રભાવશાળી–સત્તાધારી પુરૂષે કોઇનો પણ પક્ષમા ન પડતા બન્ને પક્ષને એકત્ર કરાવવામા પોતાની શક્તિનો સદુપયોગ કર્યો હત, તો તે વધારે આશીર્વાદરૂપ થઇ પડતે, એમ મ્હા. માનવુ છે શાન્તિદાસ શેઠે તો વિજ્યદેવસૂરિથી વિરૂદ્ધ પડવા પૂરતોજ સતોષ ન્હોતો માન્યો, પરન્તુ ત્હેમણે તો મુક્તિસાગરને સ. ૧૬૮૬ મા આચાર્યપદ અપાવી ત્હેમનુ રાજસાગરસૂરિ નામ આપી ખાસ 'સાગરમત' નીજ સ્થાપના કરી અને સ્વતત્ર સાગરમત ચલાવ્યો અસ્તુ, આ સબધી વિશેષ વિવેચનમા ઉતરવુ અપ્રસ્તુતજ છે

આગળ જતાં કવિ દર્શનવિજયજી બે આચાર્યો–વિજ્યદેવસૂરિ અને વિજ્યાનદસૂરિ–ની એકતા થયાનુ જહે જણાવે છે, તે હકીકત પણ અચુક ધ્યાન ખેચનારી છે વિજ્યાનદસૂરિના કેટલાક પ્રસગો ઉપરથી જોઇ શકાય છે કે તેઓ ઘણાજ સરળ પ્રકૃતિના શાન્તિપ્રિય અને શાસનની દાઝ ધરાવનારા હોવા જોઇએ અને તેથીજ ત્હેમણે વિજ્યદેવસૂરિ ી સાથે સધિ કરવામા નમતુ મૂક્યુ હશે આ બન્ને આચાર્યોની એકતાના સબધમા **वीरवशावली** અથવા **तपागच्छपट्टावली**, કે જે 'જૈન સાહિત્ય સશોધક' ના ત્રીજા અકમા પ્રકટ થઇ છે, તેમા વિજ્યાનદસૂરિના વૃત્તાન્તમા લખ્યુ છે કે—

'વિ સ ૧૬૮૨ વર્ષે શ્રી **શાંતીલપુર** નગરે શ્રી સઘાગ્રહી વિજ્યદેવ સૂરી ને શ્રીવિજ્યાનદસૂરીને ગછ મેલ ુઓ

આ ઉપરથી એ જણાય છે કે–આ એકતા સ ૧૬૮૨ મા **સાંતિનપુ**રમા થઇ હતી આ એકતા થતા પરસ્પર જે શરતો કરવામા આવી હતી, તે રાસકારના કથન પ્રમાણે આ છે —

"હીરવિજયસૂરિ અને વિજ્યસેનસૂરિએ કરેલા પટા મજૂર રાખવા એક બીજાની સાથે રાગ–દ્વેષ ન રાખવો મર્યાદા પ્રમાણે વદન–વ્યવહાર ચાલુ રાખવો અને જેને જહે પદવિયો હોય, તે પણ જહેમની તેમ કાયમ રાખવી"

(જૂઓ, રાસસાર પૃ ૮૪–૮૫)

') પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીના ભંડારમાંથી એક જૂનું પાનું મળ્યું છે, જે આ એકતા સંબંધીનોજ હેવાલ પૂરો પાડે છે. બન્ને આચાર્યોએ આ એકતા સંબધી એક બીજાને ત્હે ત્હે લખી આપેલું, તે આ પાનાની બન્ને બાજૂએ લખેલું છે. અતએવ બન્ને બાજૂનું લખાણ અક્ષરશઃ અહિં આપવું ઉપયોગી થઇ પડશે.

એક તરફનું લખાણ:—

" ॥ ६० ॥ ॐ नत्वा श्रीविजयदेवसूरिभिर्लिख्यते । ઉપરિ હેઠિ લિખસ્યું તે સહી ॥

" ॥૬૦॥ શ્રીહીરવિજયસૂરીશ્વરગુરૂભ્યો નમઃ॥ શ્રીવિજયસેનસૂ-
" રીશ્વરગુરૂભ્યોનમઃ ॥ શ્રીવિજયદેવસૂરિભિર્લિખ્યતે । શ્રીવિજયાનંદ-
" સૂરિયોગ્યં । અપરં શ્રીવિજયતિલકસૂરિં આચારય પદ પ્રમુખ જે
" જેહનિં દીધાં છઈ તે સર્વ સાબતિ । તથા અમ્હે બીજે પટોધર
" થાપું । તિવારઈં માહોમાહિં દીક્ષાના પર્યાયનઈ મેલઈ વડ લહુડાઈઈ ।
" વંદનાદિક સર્વ વ્યવહાર સદાઈ સાચવવો । તથા અમ્હો તથા
" અમ્હારઇ પટોધરઈ ક્ષેત્ર ૨ પોતઇ રાખીનિં પછઇ તુમ્હનિં મન
" માનતાં ક્ષેત્ર ૨ પૂછીનઈ તે મધ્યે ક્ષેત્ર ૧ વડું । ક્ષેત્ર ૧ તે
" પાસઈ લહુડું । પૂછાવીનઈ પછઈ બીજા ક્ષેત્ર આદેશ દેવાના
" પટા લિખવા । તથા ભટ્ટારક શ્રીવિજયસેનસૂરિં તથા અમ્હે જે
" સર્વજ્ઞશતક ગ્રંથ અપ્રમાણ કરવા બાબતિ જે પટા લિખ્યા
" છઇ તે પટા સર્વ કુણિં પ્રમાણ જાણિવા । તથા વડેરાના રાસ
" ભાસ ગીત ગાતાં । વિરૂદ્ધ વચન ન ગાવાં । કોઇ ગીતારથનાં કાર્ય
" કામ આચરી તુમ્હે કહ્યુ કહો તે સમયાનુસારઈ અમ્હે માનવું ।
" તથા તુમ્હો અમ્હનિં લિખિત આપ્યું છઇ તે લિખિતનઇ અનુ-
" સારઈ અમ્હારૂં લિખિત પ્રમાણ છઇ તથા ધરમી માણસઇ
" કુણઇ પુરવલો રાગદ્વેષ મનમાંહિં આણવો નહીં । અનઈ
" ગચ્છમર્યાદા સર્વનઈ શાતા ઊપજઇ તિમ કરવું સહિ ૨ સં.
" ૧૬૮૧ વર્ષે પ્રથમ ચૈત્ર સુદિ ૯ દિને "

બીજી તરફનું લખાણ:—

" તથા શ્રીવિજયદેવસૂરિનઇં શ્રીવિજયાનંદસૂરિં લિખી
" આપ્યું છઇ જે શ્રીપૂજ્યજી જે મુજનિં લિખિત પ્રસાદ કીધું
" છઇ તેહનઇં અનુસારઇં મઇં શ્રીપૂજ્યજીની આજ્ઞાઇં પ્રવર્ત્તવું ।
" તથા ગચ્છ મર્યાદા સઘલી શ્રીપૂજ્યજી ચલાવઇ તથા શ્રીપૂજ્યજી
" પછઇ શ્રીપૂજ્યજીના પટોધર ચલાવઇ ॥ છ ॥ ઇતિ મંગલં ॥

" ॥ ૬૦ ॥ ૐ નત્વા શ્રીચિંતામણિપાર્શ્વનાથાય નમ: ॥
" શ્રીહીરવિજયસૂરશ્વરીગુરૂભ્યો નમ: શ્રીવિજયસેનસૂરીશ્વર
" ગુરૂભ્યો નમ: ॥ ભટ્ટારક શ્રીવિજયદેવસૂરીશ્વર ચરણાન્ । શિશુ-
" વિંજયાનંદો વિજ્ઞપયતિ । અપરં । ક્ષેત્રાદિક કામિં શ્રીપૂજ્યજીની
" આજ્ઞાઇં પ્રવર્ત્તવું । તથા ભટ્ટારક શ્રીવિજયદેવસૂરિ જેહનિં
" પાટ ભલાવઇ તે સઘલી ગચ્છ મર્યાદા ચલાવઇ । તિહાં અમ્હો
" પક્ષ ન કરવો । શ્રીપૂજ્યજીના પટોધારીની રૂચિં પ્રવર્ત્તવું ।
" તથા કસી વાતઇં રાગદ્વેષ ઊપજઇ તે ન કરવું । તથા પન્યાંસપદ
" પ્રમુખ પદ ન દેવાં । તથા શ્રીપૂજ્યજી પછઇ શ્રીપૂજ્યજીનો પટો-
" ધારી જિહાં હોઇ તિહાં તેડાવઇ તિવારઇં જ આવવું । સહી રૂ
" સં. ૧૬૮૧ વર્ષે ચૈત્ર સુદિ ૯ દિને ॥

" ૐ નત્વા શિશુવિંજયાનંદો વિજ્ઞપયત્યપરં ઉપરિ લિખ્યું
છઇ તે અમ્હારઇ સહી રૂ ઇતિ મંગલં ॥ "

ઉપરના પત્રનાં બન્ને બાજૂનાં લખાણો ઉપરથી ઘણી બાબતોનો પ્રકાશ પડે છે. જહેવી કે:—

૧ વિજયદેવસૂરિને પોતાની ઇચ્છા પ્રમાણે નવા પટોધર સ્થાપવાની સત્તા આપવામાં આવી હતી.

૨ 'સર્વજ્ઞશતક ગ્રંથ ' ને કોઇપણ વખતે 'અપ્રમાણ' કર્યા સંબંધી વિજયદેવસૂરિએ પટ્ટો લખેલો હોવો જોઇએ.

૩ વિજયાનંદસૂરિએ વિજયદેવસૂરિ અને ત્હેમના પછી ત્હેમના જે પટોધર હોય, ત્હેમની આજ્ઞા પ્રમાણે વર્ત્તવાની કબૂલાત આપી હતી.

૪ આ એકતા, ઉપર આપેલા પટ્ટાવલીના ઉતારા પ્રમાણે સં. ૧૬૮૨ માં નહિં, પરન્તુ ૧૬૮૧ના પ્રથમ ચૈત્ર સુદિ ૯ ના દિવસે થઇ હતી.

ઉપરની સંધિ-એકતા એ જૈન સમાજના સદ્‌ભાગ્યની નિશાની હતી. પરન્તુ એ સદ્‌ભાગ્યની નિશાની લાંબો સમય ટકી શકી નહિં.

આ પ્રમાણે સંધિ-એકતા થવા છતાં અને વિજયાનંદસૂરિ, હેમની—વિજયદેવસૂરિની-આજ્ઞા લઇનેજ દરેક કાર્ય કરવા છતાં, રાસકારના કથન પ્રમાણે, વિજયદેવસૂરિ આંતરિક વિરૂદ્ધતા દૂર કરી શક્યા ન્હોતા, એનાં અનેક પ્રમાણો રાસકાર આપે છે. જેવાં કે-ખામણાંનો ભેદભાવ, બધાઓએ ના પાડવા છતાં પદસ્થાપના કરી તે, સૂરતમાં વિજયાનંદસૂરિ ચોમાસુ રહેલા હોવા છતાં નવસારીથી પ્રીતિવિબુધને ચોમાસામાંજ સૂરત મોકલી જુદું વ્યાખ્યાન કરાવ્યું તે, શિરોહીમાં વિજયતિલકસૂરિના સ્તૂપને વંદન કરતા લોકોને અટકાવ્યા તે, અને કેરવાડામાં મેઘજીશેઠને ત્યાં પ્રતિષ્ઠા માટે વિજયાનંદસૂરિને આજ્ઞા આપવાની મંજૂરી લેવા ગયેલા માણસોને રોકી રાખ્યા તે, એ વિગેરે કારણો આગળ કરે છે. જો કે-છેવટે કેરવાડામાં મેઘજીશેઠે કરાવેલી પ્રતિષ્ઠાઓ તો વિજયાનંદસૂરિએ ફાગણ વદિ ૪ ના દિવસે કરીજ દીધી હતી.

. વિજયાનંદસૂરિએ કેરવાડામાં કરેલી પ્રતિષ્ઠાઓ પૈકીના ૮ શિલાલેખો આચાર્ય મહારાજશ્રીના લેખસંગ્રહમાં છે. તે બધા એકજ તિથિના-સં. ૧૬૮૩ ના ફા. વ. ૪ શનિવારના છે. આ લેખોમાં વિજયાનંદસૂરિએ હીરવિજયસૂરિ-વિજયસેનસૂરિ-વિજયદેવસૂરિ-વિજયતિલકસૂરિ-વિજયાનંદસૂરિ એ પ્રમાણે પરંપરા આપી છે. વિજયાનંદસૂરિની સરળતાનું આ પ્રત્યક્ષ પ્રમાણ છે. વિજયદેવસૂરિએ અંદરખાનેથી ભિન્નતા રાખવા છતાં, વિજયાનંદસૂરિએ પરંપરામાં હેમનું નામ આપવું છોડયું નથી.

તે પછી જ્હારે ખુલ્લી રીતે એમ જણાયું કે-વિજયદેવસૂરિ વિભેદજ રાખે છે; ત્હારે વિજયાનંદસૂરિના નામથી જૂદા પટા કાઢવા શરૂ થયા.

' જૈન સાહિત્ય સંશોધક ' માં પ્રકટ થયેલી **વીરવંશાવલી** માં વિજયાનંદસૂરિના વૃત્તાન્તમાં લખવામાં આવ્યું છે કેઃ—

" પુનઃ સં. ૧૬૮૫ વર્ષે અણુહિલ્લપત્તને શ્રી વિજયાનંદસૂરી થકી કપટ કરીને શ્રીવિજયદેવસૂરી ગચ્છભેદ કરી સાગરને ગચ્છ માંહિ લેઇને દેવસૂરી જુદા હુયા, ૨ ગચ્છ હુયા અણુહિલ પત્તનિ. "

આ ઉપરથી સમજાય છે કે–૧૬૮૫ માં પાછો ગચ્છભેદ શરૂ થયો અને વિજયદેવસૂરિએ સાગરોને ગચ્છમાં લીધા.

ઉપસંહાર—

રાસકાર કવિ દર્શનવિજયજીએ રાસનો બીજો અધિકાર સં. ૧૬૯૭ ના પોસ મહીનામાં પૂરો કર્યો છે. અને વિજયાનંદસૂરિએ નાડુલાઇથી નિકળેલા સંઘની સાથે સિદ્ધાચલજીની યાત્રા કરી, ત્હાં સુધીનું (સં. ૧૬૯૦ સુધીનું) વર્ણન આપ્યું છે.

આપણે જોઇ શકીએ છીએ કે–જ્હે મતભેદના લીધે, પ્રસ્તુત રાસમાં વર્ણવ્યા પ્રમાણે, તપાગચ્છમાં બે પક્ષો પડી ગયા હતા, અને તે બન્ને પક્ષના અનુયાયિઓએ પોતપોતાના ગ્રંથોમાં એક બીજા ઉપર આક્ષેપો કર્યા હતા, તે મતભેદ અને આક્ષેપો આ રાસના અંત સાથેજ સમાપ્ત ન્હોતા થયા, પરન્તુ ત્હેની અસર તે પછીના કાળમાં પણ ચાલુજ રહી હતી. અર્થાત્ તે પછી પણ કેટલાક ગ્રંથકર્ત્તાઓ પોતપોતાના ગ્રંથોમાં પોતાના વિરૂદ્ધ પક્ષકારો ઉપર આક્ષેપ–વિક્ષેપો કર્યા સિવાય રહી શક્યા નથી. આના પ્રમાણમાં મેઘવિજયઉપાધ્યાયકૃત पट्त्रिंशमध्यस्थजल्पविवरण, વિનયવિજયજી ઉપાધ્યાયકૃત लघुषट्त्रिंशज्जल्पविचार, અને कल्पसूत्र ઉપરની सुबोधिकाटीका, પં. રત્નચંદ્રજીકૃત रत्नहितोपदेश અને પં. મુક્તિસાગરકૃત केवलीस्वरूपसज्झाय વિગેરે કૃતિયો મોજૂદ છે.

આટલેથીજ નથી પત્યું. આ ગ્રંથોના વાંચનારાઓમાં અત્યારે પણ કેટલાક એવા છે કે–જ્હેઓ તે ઉલ્લેખિત હકીકતોને વાંચવા પૂરતોજ સંતોષ ન માનતાં પોતાના મતથી વિરૂદ્ધ મતવાળા પ્રત્યે હલકા શબ્દો વાપરવાને પણ ઉતારૂ થઇ જાય છે. સેંકડો વર્ષ ઉપર થઇ ગયેલ વિદ્વાન્ અને ગીતાર્થ મહાપુરૂષો પ્રત્યે એ પ્રમાણે હલકા શબ્દો વાપરવા તૈયાર થઇ જવું, એ પોતાની તુચ્છવૃત્તિ બતાવવા સિવાય બીજું શું છે? ખરી રીતે બાહ્ય તકરારોને બાજૂ ઉપર મૂકી તપાસવા જઇએ તો બન્ને પક્ષકારો તરફથી જ્હે જ્હે શાસ્ત્રીય ચર્ચાઓ થઇ છે, તે એટલી બધી તો ગંભીર અને તત્ત્વદષ્ટિએ વિચારવા જેવી છે કે–જ્હેમાં લગાર પણ ઉતાવળથી અભિપ્રાય આપવો પાલવી શકે તેમ નથી. વાચકોએ તો તે શાસ્ત્રીય ચર્ચાઓ કેવા કેવા આશયથી કરેલી છે, અને પોતપો-

તાના આશયોમાં તેઓ ક્યાં સુધી સાચા છે, એજ નિહાળવાનું છે અને એટ-લાજ માટે આ અવલોકન મેં બાહ્યદષ્ટિએ કર્યું છે.

રાસમાં વર્ણવેલી ચર્ચા યદ્યપિ શરૂઆતમાં શાસ્ત્રીય ચર્ચા હતી, પરન્તુ ધીરે ધીરે તે ચર્ચા અંગતરૂપ પકડતી ગઇ અને પરિણામ જૈનસમાજને માટે નહિં ઇચ્છવાજોગ આવેલું જોવાય છે અને એતો ખરૂંજ છે કે-કોઇપણ વિષયમાં મમત્વે ચઢયા પછી વસ્તુસ્થિતિ ભૂલાયા સિવાય રહેતી નથી; અને વસ્તુસ્થિતિ ભૂલ્યા પછી પોતાના પગ ઉપર કુહાડો પડે છે કે કેમ ? એ પણ જોઇ શકાતું નથી. દૃષ્ટાન્ત તરીકે-જ્યે વખતે ભાનુચંદ્રજી માંડવમાં જહાંગીર બાદશાહને આ કલેશ સંબંધી બધી માહિતી આપે છે, તે વખતે કહે છે:—
" આપના પિતાજીની પાસે હીરવિજયસૂરિ આવ્યા હતા, તે પછી વિજય-સેનસૂરિ થયા; તેમણે ' મોહવશ ' થી વિજયદેવસૂરિને આચાર્યપદ આપ્યું. "

( જૂઓ, રાસસાર પૃ. ૭૪ )

અહિં ભાનુચંદ્રજી જેવા અસાધારણ ગુરૂભક્ત વિજયસેનસૂરિને માટે એમ કહે કે તેમણે ' મોહવશ ' થી આચાર્યપદ આપ્યું હતું, એ શું બતાવે છે ? વિજયદેવસૂરિ પ્રત્યે બાદશાહની અરૂચિ ઉત્પન્ન કરાવવા જતાં પોતાના પરમપૂજ્ય ગુરૂ ઉપર પણ આ આક્ષેપ થાય છે, એ ખ્યાલ રહી શકયો નહિં. એટલે આવી તકરારોમાં આવા બનાવો જરૂર બને છે, જો કે-એ કબૂલ છે કે-અહિં ભાનુચંદ્રજીનો રત્તીભાર પણ ઇરાદો વિજયસેનસૂરિ ઉપર આક્ષેપ કરવાનો ન્હોતો.

પ્રસ્તુત ચર્ચાને અંગે બન્ને પક્ષના જે કંઇ ગ્રંથો અને બીજા પત્રો વિગેરે સાધનો મળ્યાં, ત્હેના આધારે આ અવલોકન લખવામાં આવ્યું છે, જ્હેમાંના કેટલાક ગ્રંથો અને પત્રોનો હવાલો પ્રસંગે પ્રસંગે આપવામાં આવ્યો છે. તે ઉપરાન્ત ખાસ એક પત્ર ભાવનગરના, મુનિરાજશ્રી ભક્તિવિજયજીના ભંડારમાં છે, તે આ ચર્ચાને લગતોજ હોઇ તે અક્ષરશઃ પરિશિષ્ટ ઘ તરીકે આની અંતે આપવામાં આવ્યો છે. આ પત્ર સૂરતમાં થયેલી ચર્ચાની હકીકતને પૂરી પાડે છે. આ ચર્ચામાં ખાસ, એક વિશેષતા છે. અને તે એ કે-સૂરતના સૂબા બાજરમલિકની સમક્ષ થયેલી આ ચર્ચામાં વિજયદેવસૂરિ સાગરોની વિરૂદ્ધ પક્ષમાં ઉભેલા છે. સાગરો ધર્મસાગરજીના ગ્રંથની વિજયદેવસૂરિ પાસે સાચો કરાવી આપવાની ફરિયાદ કરે છે. શાન્તિદાસશેઠ સૂબાને લાલચ આપે

છે. પરિણામે મુખાની સમક્ષ બ્રાહ્મણ અધ્યક્ષ ગણીને ચર્ચા થાય છે, ત્હેમાં સાગરો જૂઠા પડે છે અને વિજયદેવસૂરિ સાચા ઠરે છે.

આ ચર્ચા ક્યારે થઇ—કઇ સાલમાં થઇ ? તે આ પત્રમાં જણાવવામાં આવ્યું નથી. માત્ર ચર્ચા થઇ ગયા પછી ચૈત્ર સુદિ ૮ ના દિવસે વિજયદેવસૂરિએ સૂરતથી વિજાપુર તરફ વિહાર કર્યાનું જણાવ્યું છે. પરન્તુ મેઘવિજય ઉપાધ્યાયની પટ્ટાવલીમાં આ ચર્ચા સં. ૧૬૮૭ માં થયાનું જણાવ્યું છે. આ ઉપરથી એ અનુમાન થાય છે કે—શાન્તિદાસ શેઠે સં. ૧૬૮૬ માં રાજસાગરસૂરિને આચાર્યપદ આપી જ્યારે સાગરમત ચલાવ્યો, ત્યારે વિજયદેવસૂરિનો સંબંધ સાગરોથી સર્વથા છૂટી ગયો હતો, એ વાત આપણે પહેલાં પણ જોઇ ગયા છીએ. અને તે પછી તુર્તમાંજ સૂરતમાં આ ચર્ચા થઇ હોય, એ બનવાજોગ છે. નિદાન, આખી ચર્ચાનો નિષ્કર્ષ કાઢીએ તો એજ નીકળે છે કે—સં. ૧૬૮૧ માં વિજયાનંદસૂરિ સાથે વિજયદેવસૂરિનો મેળ થયો હતો, પણ સં. ૧૬૮૫ માં તે બન્ને જૂદા પડ્યા; એટલે આણંદસૂરગચ્છ અને દેવસૂરગચ્છ એમ બે શાખાઓ ચાલી; અને સં. ૧૬૮૫ માં સાગરોથી વિજયદેવસૂરિ જુદા પડતાં સં. ૧૬૮૬ માં શાન્તિદાસ શેઠે રાજસાગરસૂરિથી સાગરમત ચલાવ્યો, એમ કમનસીબે એકજ તપાગચ્છમાં ત્રણ શાખાઓ ચાલવા લાગી. આખી ચર્ચાનું આજ પરિણામ જોઇ શકાય છે.

પ્રાન્તે—બની તેટલી સાવધાનતાપૂર્વક બન્ને બાજૂઓ તપાસવા સાથે તે પૂજ્ય પુરૂષો પ્રત્યે એકસરખી પૂજ્ય બુદ્ધિ રાખીનેજ આ અવલોકન લખ્યું છે, છતાં છદ્મસ્થભાવે અક્ષર માત્ર પણ અનુચિત કે અસમંજસ લખાયો હોય તો તે બદલ શુદ્ધ અંતઃકરણથી મિથ્યા દુષ્કૃત ઇચ્છી આ અવલોકનને અહિંજ સમાપ્ત કરૂં છું. ॐ શાન્તિઃ

ધૂળિયા, (ખાનદેશ)
દુબળી આઠમ, વીર સં. ૨૪૪૭

**વિદ્યાવિજય.**

# પરિશિષ્ટો.

પં॰ નેમિસાગર અને પં॰ ભક્તિસાગરે, ઉપાધ્યાય શ્રીસોમવિજયજીને ૧૮ પ્રશ્નો પૂછેલા, તે અઢાર પ્રશ્નોના ઉત્તરો મળવા માટે ત્હેમણે તે પ્રશ્નોની સાથેજ ગૃહસ્થોને અને સોમવિજયજીને લખેલા પત્રો,–જેનો હવાલો પૃ॰ ૨૧–૨૨ માં આપવામાં આવ્યો છે.

## પરિશિષ્ટ. क

### ગૃહસ્થો ઉપરનો પત્ર.

"સ્વસ્તિ શ્રીજિનચિંતામણિપાર્શ્વં પ્રણમ્ય ઉપાધ્યાય શ્રીનેમિસાગરગણયઃ સપરિકરાઃ સુશ્રાવક પુણ્યપ્રભાવક શ્રીજિનશાસનનોદ્યોતકારક । સર્વાવસર સાવધાન સંઘભારધુરંધર સંઘમુખ્ય સં॰ સૂરા રતન સા॰ પેતા શ્રીપાલ દો॰ પનિઆ હીરજી સો॰ વિદ્યાધર રાંમજી જ॰ મેઘજી સા॰ મૂલિઆ ઇંદ્રજી સા॰ સૂરજી કર્મસી સા॰ વધૂ પ્રમુખ સમસ્ત સંઘ યોગ્યં । ધર્મલાભપૂર્વકં લિખંતિ યથાત્ર ધર્મધ્યાનં સુખઈં પ્રવર્ત્તઇં છઈ ॥ શ્રી દેવગુરૂપ્રસાદઇં । અપરં શ્રીસંઘ તે પંચવીસમો તીર્થંકરની આજ્ઞાનો પાલકજ હુઇ । ' આણાજુત્તો સંઘો ત્તિ ' વચનાત્ । પૂર્વઇં દુર્બલિકાપુષ્પાદિકનઇ વારઇ સંઘઈંજ શાસ્ત્રના નિર્ણય કર્યા છઇં એટલાજ માટઇ વડા શ્રીપૂજ્યજીએ જયતપુરમાંહિં આવી સંઘનઇં ભલાવ્યું જે તુમ્હે ૨ જણ પાસઇં જઈ નિર્ણય કરૂ । તે શ્રીપૂજ્યજીની આજ્ઞાઈ સં॰ સૂરા પ્રમુખ સંઘ સં॰ ૧૬૭૧ વર્ષે જ્યે॰ શુ॰ ૧૩ દિને અમ્હપાસઇ આવી ૨ પ્રહરલગણિ બઈસી શાસ્ત્રની મેલઇં શ્રીભગવતીના સાખિં જમાલિનઈં અનંતા ભવ સાંભલ્યા તિવાર પછી સા॰ વધૂઈં કહ્યું જે–પૂર્વાચાર્યના કર્યા જૂનઃ શાસ્ત્રમાંહિં ॥૧૫॥ ભવ જાંણ્યા છઇં તે દેખાડેસ્ય એતલું કહ્યા પછી ઊઠ્યા પણિ વલતુ સા॰ વધૂ, તે અક્ષર ન લાવ્યા સંઘઇં પણિ કિસી ખબરિ આતલા દિન સુધી ન લીધી ચઉમાસું પણિ પૂરૂ થયું । હવઇ શ્રીપૂજ્યજીએ શ્રીસંઘનઇં શક્તિવંત જાંણી શાસ્ત્રના નિર્ણય કરવાનું કાર્ય કરવા ભલાવ્યું છઇ । અનઇં તુહ્મોજ એ કાર્ય કરસ્યુ । તે માટઇ શાસ્ત્ર સંબંધિઆ ૧૮ બોલ લિખી પત્ર મોકલ્યું છઇ તેહનું પ્રુત્તર ઉપાધ્યાય શ્રીસોમવિજય ગ॰ પાઇં લિખાવી મોકલ્યો ઉ॰ શ્રીસોમવિજય ગચ્છમાહિં મરહા છઇં ગીતાર્થ છઈ ॥

તે માટઇ તથા શ્રીપૂજ્યજીએ સંપ મનસપ પાંક્યું છઇ તિમ સંપ મનસપ થઇ સભ્ય થઇ વિચાલઇ બઇસઇ શ્રીઉપાધ્યાય શાસ્ત્રનો જે નિર્ણય કરઇ અનઇ શ્રીસંઘની આજ્ઞા હુઇ તો અમ્હો તિહાં આવું ॥ અનઇં શ્રીઉપાધ્યાયજીનઇં ૨ બોલ પૂછી શાસ્ત્રનો નિર્ણય સંપ સાથિ કીજઇ, એ કાર્ય સંઘથીજ સિદ્ધિ પામઇ ॥ એ પત્રનો પડુત્તર મોકલાઇ તિમ કરવું અમ્હારૂ ધર્મલાભ જાંણુયો ॥ સં૦ ૧૬૭૨ વર્ષે કાર્તિક શુ૦ ॥ ૧૪ ॥ ઇતિ ભદ્રમ્ ॥

## પરિશિષ્ટ ख

## ઉ૦ સોમવિજયજી ઉપર લખેલ

## પત્ર.

॥ ૬૦ ॥ સ્વસ્તિ શ્રીપાર્શ્વનાથં પ્રણમ્ય । તત્રૈત ઉપાધ્યાય શ્રીસોમવિજયગ૦ યોગ્યં । પં૦ ભક્તિસાગર ગ૦ લિખિતં ॥ અપરં આપણ ૨ એક ગચ્છવાસી અનઇં આપણ ૨ બિહુનઇં એક ગુરૂ અથ તુહ્મો અહ્મો સમજ્યા તો સર્વઇ સમજ્યા । તુહ્મો ગરઢા છો ગીતાર્થ છો તે માટઇં ૧૮ બોલનું પત્ર તુહ્મ ભણી મોકલ્યું છઇં, તેહનો પડુત્તર શ્રીવીરના શાસ્ત્રની મેલઇં લિખી મોકલયો તુહ્મો અનઇં અહ્મો શ્રીસંઘ સમક્ષ શાસ્ત્રની વાર્ત્તાઇં સમજીઇ તો શ્રી પૂજ્યજીનઇં જિમ ભલું હોઇ તિમ વીનતી કરીઇ શ્રી પૂજ્યજીઇં જયતપુરમાંહિં । સંઘવી સુરા સા૦ પેતા શ્રીપાલ મો૦ વિદ્યાધર દો૦ રાંમજી પનીઆ હીરજી સા૦ સરજી પ્રમુખ સંઘનઇં શાસ્ત્રનિર્ણય કરવાની રૂચિ હુઇ તે શ્રીઉપાધ્યાયજી હું તિહાં આવીઇ નહીંતરિ કેતલાએક બોલ શાસ્ત્ર સંબંધી મોકલ્યા છઇં તેહનું પડુત્તર લિખી મોકલયો । તથા પૂર્વઇં તુહ્મનઇં એક લેખ મોકલ્યો હતો તેહનો પડુત્તર ફિરયો આવ્યો નથી પણિ હવઇ એ ૧૮ બોલના પત્રનો પડુત્તર લિખી મોકલયો ॥ સંવત્ ૧૬૭૨ વર્ષે કાર્તિક શુદિ ૧૪ ॥ ઇતિ મંગલં ॥

## પરિશિષ્ટ ग

## ઉપાધ્યાય શ્રીસોમવિજયજી ઉપર લખેલો

## બીજો પત્ર.

॥૬૦॥ પરમગુરૂગચ્છાધિરાજ ભટ્ટારક પ્રભુ શ્રી ૬ વિજયસેનસૂરિગુરૂભ્યો નમઃ ॥ ॥ ઉ૦ શ્રીસોમવિજયગણિયોગ્યં પ । ભક્તિસાગરગ૦ લિખિતં ॥

અપરં તુહ્મે વખાંણુ મધ્યે ઇમ કહુછુ જે એ ' સર્વજ્ઞશતકગ્રંથ ' માંહિં શ્રીવિજયદાનસૂરિ શ્રીહીરવિજયસૂરિનઇ ગાલિ દીધી .છઇ તે અહ્મે કિમ ખમી રહું એહવું કહું છઉં ૧ તે તો શ્રીવિજયદાનસૂરિ શ્રીહીરવિજયસૂરિ જેહવી મહાવીરની પ્રરૂપણા હતી તેહવીજ પ્રરૂપણા કરતા વીરના વચનથી અંશઇં આઘું પાછું ન કહતા અનઇં એ ગ્રંથ મધ્યે મોટા ૨ ગણધરદેવ ભદ્રબાહુ સ્વામિ હરિભદ્રસૂરિ અભયદેવસૂરિ શ્રીમલયગિરિ શ્રીહેમાચાર્ય પ્રમુખ પૂર્વાચાર્યકૃત ગ્રંથની સાખિં છઇં તે માટઇ તે ગ્રંથ મધ્યે શ્રીવિજયદાનસૂરિ શ્રીહીરવિજયસૂરિનઇં સર્વથા ગાલિ નથી દીધી અનઇં એ ગ્રંથ મધ્યે જે પ્રરૂપણા છઇ તેહ થકી તુહ્મારી પ્રરૂપણા વિપરીત છઇ તે માટઇ એ ગ્રંથ ઊપરિ તુહ્મનઇં પૂર્ણ રાગ દ્વેષઇ તે જાણો છો જે મોટાનઇં શ્રીવિજયદાનસૂરિ શ્રીહીરવિજયસૂરિનિં ગાલિ દીધી એહવું ન કહીઇ તો એતલું કરતાં લોક મધ્યે પતીજણું ન થાઇ તે કરવા સારૂ । શ્રીવિજયદાનસૂરિ શ્રીહીરવિજયસૂરિનું નામ વિચાલિં ઘાલો છો તે ભલા માણસનું કામ નહી ।। અનઇં ઇમઇ કરતા જો તુહ્મારા ચિત્તમાંહિ ઇમજ આવતું હોઇ । જે એ ગ્રંથ મધ્યે તે પુરૂષનઇં ગાલિ છઇ તો સં૦ સૂરા દો૦ પનીઆ સા૦ મેતા શ્રીપાલ સો૦ રામજી પ્રમુખ સંઘસમક્ષ બઇસી આપણુ ૨ નિર્ણય કીજઇ ।। જો તે મધ્યે શ્રીવિજયદાનસૂરિ શ્રીહીરવિજયસૂરિનઇં ગાલિ છઇં એહવું અહ્મ બાહઇં સંઘ કહઇ તો અહ્મનઇ જે સંઘ કહવું ઘટઇ તે કહઇ । નહીતરિ શ્રીવિજયદાનસૂરિ શ્રીહીરવિજયસૂરિનઇં ગાલિ અણદીધીઇ દીધી કહઇ તેહનઇં શ્રીપૂજ્ય શ્રીઆચાર્યજી તથા સંઘ જેહવું ઘટઇ તિ રૂડીપરિં શિક્ષા દિઇ । તે પ્રીછયો ।। તથા એ ગ્રંથની પ્રતિ અહ્મારી નિશ્રાની તુહ્મ પાસઇછઇ ।। સંઘસમક્ષ અહ્મે તુહ્મ પાસઇ માગી તુહ્મે નાપી, જોરાવરીઇં રાખી છઇ હવઇં એ ગ્રંથનો અક્ષરમાત્ર પાલટસ્યો તથા એ ગ્રંથની પ્રતિ ઊપરિ તથા તેહના એક અક્ષર ઊપરિ જો પાડુઇ નિજર કરસ્યો તો ચોવીસ તીર્થંકરની તથા સંઘની । તથા શ્રીહીરવિજયસૂરિ શ્રીવિજયસેનસૂરિ શ્રીવિજયદેવસૂરિની આના છઇ તે પ્રીછયો ।। ઇતિ મંગલં ।। સંવત્ ૧૬૭૨ વર્ષે ચૈત્ર વદિ ૧૪ ભૃગુવારે ।। શુભં ભવતુ ।।

## પરિશિષ્ટ ઘ

## સૂરતમાં થયેલી સાગર–વિજયની ચર્ચા સંબંધી પત્ર.

પે ૬૦।। અપરં શ્રીપૂજ્યજી ખંભાયતથી શ્રીરાજાપુર પધારવાનઇં અર્થિં સિદ્ધિ કરી । અનુક્રમઇં સૂરતિ ઘણા આડંબરપૂર્વક પધાર્યાં । ને સાગર

સાથના લોક દેખી ન સક્યા । તેણે જઈ નબાપ માજરમલિકનું મન મનાવી કહ્યું જે નબાપ સલામત અમ્હારો ગ્રંથ શ્રીવિજયદેવસૂરિ પોટો કહઇ છઇ । તે પરો કરાવી । અપાવો અનઇં । જો અમ્હે પોટા પડસ્યું । અનઇં ગ્રંથ પોટો પડસ્યઇ તો । ગ્રંથ પાણીમાહિં બોલવો અનિં ગુનહગારીના રૂપઇઆ હજાર ૫ નબાપનઇં આપસ્યું । અનિં સા૦ શાંતિદાસઈં પણિ નબાપનઇં ઘણું લિખું હતું જે માહરો ગ્રંથ જિમતિમ કરીનઇં શ્રીવિજયદેવસૂરિ પાપ્રં પરો લિખાવી અપાવયો । હું નબાપનઈ ઘણો તોફો મોકલીસ । અનઇં રતન આસકરણઇં પણિ નબાપનઇં ઘણી લાલચિ દેપાડી જે નબાપ સલામત અમ્હારો ગ્રંથ જિમ તિમ કરી પરો કરી અપાવસ્યો તો નબાપનઇં વીસ સહસ રૂપૈયાનો નફો થાસ્યઇ । તે ઉપરિ નબાપઇં કહ્યું જે ભલી વાત । શ્રીવિજ-યદેવસૂરિના યતી તેડાવી પૂછવું । તિવાર પછી નબાપઇં પોતાનાં માણસ આ-પણઇ ઉપાશ્રય તેડવા સારૂ મોકલ્યાં । પછઇં શ્રીપૂજ્યજી શ્રીઆચાર્યજીઇં ઉ૦ શ્રીકુશલસાગર ગ । પં૦ લાલકુશલગણિ દરબાર મોકલ્યા । નબાપઈ ઘણો આદર કીધો । વલતું નબાપઇં કહ્યું જે । તુમ્હે શ્રીવિજયદેવસૂરિકું કહો જે સાગર સાથઇં ચર્ચ્ચા કરી ગ્રંથ પોટો કરી ચાલો । તે ઉપરિ ઉ૦ કુશલસાગર ગણિ પં૦ લાલકુશલગણીઇં કહ્યું જે નબાપ સલામત અહ્મોતો અહમદાવાદ મધ્યે તથા પાટણમધ્યે ત૦ શ્રીશંપેસ્વર મધ્યે ત૦ પંભાયત મધ્યે કિહાંઇં ચર્ચ્ચાની ના નથી કહી અનઇં નબાપ હજુરપણિ ચર્ચ્ચા કરવી । કબૂલ છઇં પણિ સભ્ય વિના ચર્ચ્ચા ન થાય તે ઊપરિ નબાપઇ કહ્યુ જે ભલી વાત સભ્ય થાપીનઇં ચર્ચ્ચા કરાવીસિ । તે ઊપરિ ચર્ચ્ચા કરાવ્યાની હા ભણી તિવાર પછી સાગર ગૃહસ્થે પભાયતથી સત્યસૌભાગ્ય તેડાવ્યો । તે આવ્યો । આપણઇં પણિ ઉ૦ શ્રીધનવિજય ગ૦ ઉ૦ શ્રીધર્મચંદ્ર ઉ૦ શ્રીલાવણ્ય-વિજય ગ૦ પં૦ મતિચંદ્ર ગ૦ પં૦ માણિક્યચંદ્ર ગ૦ પં૦ ઋદ્ધિવિજય ગ૦ પ્રમુખ ગીતાર્થ તેડાવ્યા તે આવ્યા પછી । નબાપઇં કહ્યું જે ચર્ચ્ચા કરો તે ઊપરિ આપણે સમસ્ત ગીતાર્થે કહ્યુ જે ભલી વાત સભ્ય કુણ તિવારઇં ન-બાપઇં કહ્યું તુહ્મારા સભ્ય કોણ કહઉ તિવાર પછી આપણે ગીતાર્થે કહ્યું જે જૈન સભ્ય ક્યાં જોઇઇ અહ્મારા સાસ્ત્ર સમઝઇ ઇતિવારઇ સાગરઇ જાણ્યું જે જૈન સભ્ય લાંચે પલટાસ્યઇ નહીં । તે ઊપરાંત નબાપનઇં કહઉં જે નબાપ સલામત જૈન તુ સર્વ અમ્હારા દુસમન છઇં પછી નબાપઇં સા૦ શાંતિદાસનું મન રાખવા માટઇ કહઉં જે બ્રાહ્મણ સભ્ય કર્યા જોઇઇ

અનઇં બ્રાહ્મણ સભ્ય કરૂ પછી આપણે ગીતાર્થે બ્રાહ્મણસભ્ય કરવા થાપી સમસ્ત ગીતાર્થનુ ઉપાશ્રય આવ્યા પછી તે થાપ ઊપરિ નબાપના માણસ તેડવા આવ્યા પછિ શ્રીપૂજ્યજીઇં શ્રીઆચાર્યજીઇં આપણા એ સમસ્ત ગીતાર્થ મોકલ્યા । ચર્ચ્ચા કરવા સારૂ નબાપ હજુર પૂહતા । વલતો સાગરનુ સત્યસૌભાગ્ય પણિ દરબારિ મધ્યે તેડાવ્યુ । તે પણિ આવ્યો । પછી સભ્ય પણિ આવ્યા નબાપ હજૂરિ ચર્ચા કરવા બઇઠા । પછઈ સત્યસૌભાગ્યઇ પાંચ બોલ પારસીઇ લિખાવ્યા હુતા તે નબાપના હાથમાંહિ આપ્યા નબાપઇ સર્વ કાર્ય મુંકી ચર્ચ્ચા કરાવવા માંડી । ઘડી ૪ લગઈં ચર્ચ્ચા થઇ તે દિવસઈં તિમજ રહ્યું વલતા નબાપઇં આપણા સાથનઇં તથા સત્યસૌભાગ્યનઇં વધા કીધી અનિં કહ્યું જે બીજિં દીનિં વહલા આવયો તે સર્વ ઉપાશ્રયે આવ્યા । શ્રીજી ૨ આગલિં માંડીનિ સર્વ વાત કીધી તે ઊપરિ બીજિં દીવસઇ । શ્રીઆચાર્યજીઇ સર્વજ્ઞસતક માંહિલા નવબોલ કાઢી પારસીઇ લિખાવી આપણા ગીતાર્થેનિઈં આપ્યા તે વલતા નબાપ હજૂર પુહતા અનિં કહિઉં જે નબાપ સલામત એ નવબોલનું જબાપ દેવરાવો શતકમાંહિ, એહવા ઘણા ખોટા બોલ છઈ. તિવારઇ નબાપઇ તે નવબોલ આપણા હાથસ્યું લેઈ સાગરસાથનઇં કહઉં જે એ નવબોલનુ મૂલગાં શાસ્ત્રની સમતિં જબાપ દિઓ । નહીતર તુહ્મારો ગ્રંથ ખોટો અનિં નબાપ કેવલ તહેનોજ હતુ પણિ શ્રીજી ૨ના પુણ્યપ્રભાવથી તે વેલાં નબાપના મનમાંહિં એહવુંજ આવ્યું જે હું અહક્ક ન કરૂં તે ઉપરિ સભ્ય થાપ્યા જે બ્રાહ્મણ તેહનઇં પણિ નબાપઇ સમ દેઈ કહ્યું જે હક્ક હોઇ તે કહયો તે ઉપરિ બોલ નવ સર્વ સભા સમક્ષ પૂછયા બોલ ૩ ત્રીજ તે દિવસઇ ચર્ચ્ચા થઇ પણિ સત્યસૌભાગ્યઇ સર્વથા જબાબ ન દેવરાણો તિવારઇ સત્યસૌભાગ્ય ખોટો પડયો અનિં નવાબ હજૂર સભ્ય બ્રાહ્મણે કહઉં જે એ ગ્રંથમાહિં ખોટા આણ્યા છઈ ગ્રંથ ખોટો પછઈ સર્વ સભાઇ બઇઠા હતા તેણઇ કહઉ જે ગુરૂલોપી સાગર ખોટા પછિ સાગર નબાપનઈં દરબારિ ખોટા પડયા હુતા ફજેત થયા બાહિર કાઢયા અનિં આપણાં શ્રીઉપાધ્યાય પન્યાંસનિં નબાપઈં કહઉં જે તુહ્મારા ગુરૂ સાચા સાગર ખોટા પછઇ આપણા સમસ્ત ગીતાર્થ નબાપઈં વદાય કીધી ગાજતઇ વાજતઇ શ્રીજીને ચરણે આવ્યા ગામ સારામાંહિં ગુરૂલોપી સાગર ફજેત ફિટ ફિટ થયા તથા વસના, વલી નબાપઈં સભ્ય ભટ્ટનઈં કહઉં જે બેહુનઇ તુહ્મ હજુરિ બઇસારી ચર્ચ્ચા બીજા બોલની કરાવો તે ઉપરિ ભટ્ટ હજૂરિ પણિ આપણે ગીતાર્થે સત્યસૌભા-

ન્ય સાથિ ચર્ચા કીધી તિહાં પણિ સતસૌભાગ્ય ખોટો પડયો પછઈ નબાપનઈ મહાજનિં તેડી પૂછું કુણ ખોટો તિવારઈ સર્વે કહઉં જે શ્રીવિજય-દેવસૂરિ સાચા અનઈ સાગર ખોટા તિવાર પછી સાગર ગુરૂવેષીનઈ નબાપઈ ઘણું ફજેત કીધા અનિં શ્રીપૂજ્યજી શ્રીઆચાર્યજીનિં ઘણું માન મહત્ત્વ દઈનિં સિદ્ધિ કરાવવાની રજા દીધી વનતા શ્રીપૂજ્યજી સર્વ પરિવાર સહિત ચૈ૦ શુ૦ ૮ દિને ઘણા આડંબર પૂર્વક વીજાપુર ભણી સિદ્ધિ કરી ગાઉ ૩ ગામ કુંભારીઈં પધાર્યા તિવાર પછી સાગરનઈ મારઈ ગામમાં ઘણુજ ફિટ ફિટ ફજેત કીધા માટિ ઘણું રીસઈ ભરયા તે ઉપરિ નવો કરાદો ઉપાઈ નબાપનુ મન મનાવી શ્રીપૂજ્યજીનઈ પાછા વાલવા સારૂ અસવાર ૨૫ પ્યાદા ૨૫ મોકલ્યા કહ્યુ જે ગ્રંથ સાચો લિખી આપઈ તો આવવા દેયો નહી તો ઇહાં તેહના વજીરનઈ તેડી આવયો. વલતા તે નબાપના માણુસ શ્રીપૂજ્યજી પાસઈ કુંભારિઈં આવ્યા શ્રીપૂજ્યજીનઈ ઘણુઈ કહ્યું જે ગ્રંથ ખરો લિખી આપો વલતુ શ્રીપૂજ્યજીઈ આસિં દીધું જે ખોટો ગ્રંથ તે અમ્હે ખરો કિમ લિખી આપુ વલતું નબાપને માણુસે નબાપનઈ અરજ કુંભા-રિઆથી લિખી જે શ્રીવિજયદેવસૂરિ સર્વથા ગ્રંથ ખરો લિખી નાપઈ તિવારઈ નબાપઈ તેહોનઈ લિખી મોકલ્યું જે શ્રીવિજયદેવસૂરિના વજીર યતીનઈ તેડી આવયો પછી નબાપને માણુસે શ્રીપૂજ્યજીનઈ કહઉં જે તુમ્હાગ વજીર મોકલો તે ઉપરિ શ્રીપૂજ્યજીઈ સર્વ ઉપાધ્યાય સર્વ પન્યાસ તિહા મોકલ્યા નબાપ હજૂર ગયા તિવારઈ નબાપઈ કહ્યુ જે ગ્રંથ ખોટો છઈ તોહઈ પણિ માહરી ખાતરિ ખરો લિખી આપો વલતો ભય પણિ ઘણુજ દેખાડયો વલતુ ગીતાર્થે નબાપનઈ કહ્યુ જે મરણુ કબૂલ કરીસ્યઈ પણિ લિખુ નહી આપીઈ. પછઈ નબાપઈ દિન ૨ લગઈ યતી બઈસારી મુકયા વનતા યતી મરણીક જાણી રજા દીધી અનિ શ્રીપૂજ્યજીનુ શ્રીઆચાર્યજીનુ પુણ્ય એહવું જે સર્વ ભલુ થઈ આવ્યુ અનિ જેણઈ અધમ કીધો હતો તેહનઈં સીધ લાગી નબાપઈ ઉદયસિંઘ ડીકાનઈં પામડે મરાવી બ દીપાનઈ ઘાલી સવા મણની એકદંડી બેડી પહિરાવી ઘણુ માનભ્રષ્ટ તેહનઈ કીધા સઘનઈં ગામિ ઘણુ ફજેત થયા છઈ અનઈ શ્રીપૂજ્યજી શ્રીઆચાર્યજી ઘણા આડંબર સહિત કુંભારીઆથી પધાર્યા તેણઈ કરી શ્રીજિનશાસનની ઘણી ઉન્નતિ થઈ જહી તે માટઈ કોઈ સાગર સાથનો વેષધારી તથા ગૃહસ્થ અધિકુ ઓછુ લિખઈ તે ધર્મમાં માણુસઈ ન માનવુ સહી તથા શ્રી આચાર્યજી ગામ મોતા સૂરતિથી ગાઉ ૧૨ હોઈ તિહાથી શ્રીપૂજ્યજીનઈ વાદીનઈ ભરૂઅચિ વડોદરા

નડીઆદમાંહિ થઈ અહમ્મદાવાદ ઘણા આડંબર સહિત સા૦ રતન પનજી મા૦ વાઘજી મા૦ ઋષભદાસ સા૦ વધૂઆ મા૦ વચ્છરાજ પ્રમુખ સમસ્ત સંઘ નડીઆદ સૂધી સાહમા આવી પધરાવ્યા છઈ । તે આસિરિ સમાચાર તથા સૂરતિના મામલા આસિરી કેતલાઇક સમાચાર સંઘના લેખથી પ્રીછયો । તથા એ સમાચાર એણઇ પાસઈ લિખી જણાવયો ॥ શ્રીદેવજુહારયો ॥ ઇતિ મંગલં.

॥ अर्हम् ॥

# રાસ-સાર.

શ્રીવિજયતિલકસૂરિના જીવનચરિત્રને ઉદ્દેશીને, શ્રીધર્મસાગર ઉપાધ્યાય અને ત્હેમણે કરેલી પ્રરૂપણાઓને પ્રકટ કરવાના ઇરાદાથી શ્રીમુનિવિજયઉપાધ્યાયના શિષ્ય પં. દર્શનવિજયજીએ બરહાનપુરમાં, શ્રીમનમોહનપાર્શ્વનાથના પ્રસાદથી આ રાસ રચ્યો છે.

કવિએ મુખ્ય રીતે બે અધિકારમાં આ રાસ વિભક્ત કર્યો છે. અને તે બન્ને અધિકારો પૂર્ણ કર્યાના સંવતો જુદા જુદા આપ્યા છે. પ્રથમ અધિકારનો સંવત્ આ આપ્યો છેઃ—

" તાસ સીસ પભણઇ બહુ ભગતિં દર્શનવિજય જયકારી જી;
સસિ રસ મુનિ નિધિ વરસિં રચીઓ રાસ ભલો સુખકારી જી. ૧૫૩૩
માગસિર વદિં અષ્ટમી રવિ હસ્તિં સિદ્ધિયોગ અતિખાસ જી;
નયર બરહાનપુર મંડણ મોટો શ્રીમનમોહનપાસ જી. " ૧૫૩૪

( સં. ૧૬૭૯ ના માગશર વદિ ૮ રવિવાર )

બીજા અધિકારનો સંવત આ છેઃ—

" સંવત સસિ રસ નિધિ મુનિ વરસિં પોસ સુદિ રવિકર યોગિં જી;
રાસ રચિઓ એ આદર કરીનઇ શાસ્ત્રતણઇ ઉપયોગિં જી. ૨૧૬

( સં. ૧૬૯૭ પોસ સુદિ રવિવાર )

આ રાસના બીજા અધિકારમાં વિશેષ કરીને કવિએ વિજયાણંદસૂરિનું વૃત્તાન્ત આપ્યું છે.

આ રાસ, કવિ પં. દર્શનવિજયે પોતે બરહાનપુરમાં લખેલી પ્રતિ ઉપરથી સંશોધિત કરવામાં આવ્યો છે.

પ્રારંભમાં કવિએ તીર્થંકર, આચાર્ય, ઉપાધ્યાય, અને સાધુને નમસ્કાર કર્યા પછી સુધર્માસ્વામીથી લઇ કરીને શ્રીવિજયસેનસૂરિ સુધીની પાટ પરંપરા બતાવી છે. રાસનાયક શ્રીવિજયતિલકસૂરિ, શ્રીવિજયસેનસૂરિની પાટે થયા છે. એમ બતાવ્યા પછી કવિએ આ રાસ રચવામાં પાંચ કારણો બતાવ્યાં છે:—૧ વિજયદાનસૂરિએ, શ્રીહીરવિજયસૂરિને પોતાની પાટે સ્થાપ્યા અને તે વખતે એક એ વચન કહ્યું કે–' જેને પદ આપો તેને ' વિજય[1] ' યુક્ત નામ આપવું ' તે, ૨ શ્રીહીરવિજયસૂરિએ અકબરબાદશાહને પ્રતિબોધી વિજય મેળવ્યો તે. ૩ શ્રીવિજયસેનસૂરિએ ત્રણસો બ્રાહ્મણોને જીતી વિજયતા પ્રાપ્ત કરી તે. ૪ શ્રીવિજયતિલકસૂરિ ગચ્છધારી થવામાં વિજય પામ્યા તે. અને ૫ શ્રીધર્મસાગરઉપાધ્યાયે ગચ્છની પરંપરા લોપી અને તેમની પક્ષમાં થયેલા ગચ્છપતિ શ્રીવિજયદેવસૂરિને ઉત્થાપીને, શ્રીવિજયતિલકસૂરિ પાટે આવ્યા અને પાટપરંપરા દીપાવીને વિજય પામ્યા તે. ત્યહાર પછી રાસનું વર્ણન આવી રીતે આપ્યું છે.

**જન્મસ્થાન.**

શ્રીવિજયતિલકસૂરિ ગુજરાત દેશમાં આવેલા વીસલનગરના રહીશ હતા. આ વખતે વીસલનગરની જાહોજલાલી અપૂર્વ હતી.

---

૧ શ્રીવિજયદાનસૂરિ પછી, જહેને પદ આપવું તેને ' વિજય ' યુક્ત આપવું, આ નિયમ થવામાં કારણ આ બન્યું હતું:–" એક વખત શ્રીવિજયદાનસૂરિને, સ્વપ્નમાં આવીને શ્રીમણિભદ્રયક્ષે કહ્યું કે–ત્હમારે વિજયશાખાએ પાટ સ્થાપન કરવો અને મ્હારા નામ પૈકીનો એક અક્ષર લઇને નામ આપવું. ત્હમારા ગચ્છમાં કુશલપણું કરીશ. અને ગચ્છપાટ વિજયવંત થશે. " ૪૧ ખાતાની પટ્ટાવલી.

બાદશાહ અકબરના તાબાનું આ શહેર હતું. અહિં અનેક ધનાઢ્ય અને ગુણવાન્ પુરૂષો રહેતા હતા, જહેમાં દેવજી નામનો શ્રાવક, કે જે શ્રાવકોના એકવીસ ગુણે કરીને યુક્ત હતો, મુખ્ય હતો. દેવજી અરિહંતદેવ ઉપરની સાચી શ્રદ્ધાવાળો હતો. સાચા ગુરૂની હમેશાં સેવા કરતો અને જિનભાષિત ધર્મનું શ્રવણ કરી હમેશાં તે પ્રમાણે વર્ત્તવા પ્રયત્નશીલ રહેતો. આ દેવજીને **જયવંતી** નામની સુશીલા સ્ત્રી હતી. આ જયવંતી સ્ત્રીને શુભ સ્વપ્નપૂર્વક એક એક વર્ષના આંતરે બે પુત્રો થયાઃ- ૧ **રૂપજી** અને ૨ **રામજી** આઠ વર્ષની ઉમર પછી બન્નેને ભણાવીને હોંશીયાર કર્યા.

## દીક્ષા.

આ વખતે ખંભાત શહેર પણ પૂર જાહોજલાલીમાં હતું. કોટ્યાધીશો અને લક્ષાધિપતિઓ અહિં ઘણા હતા. અહીં સંઘવી **ઉદયકરણ** નામનો એક ગૃહસ્થ રહેતો હતો. આ ગૃહસ્થે જિનપ્રાસાદો કરાવ્યા ઉપરાન્ત કેટલાક ઉપાશ્રયો પણ કરાવ્યા હતા. જિનબિંબોની પ્રતિષ્ઠાઓ કરાવી હતી અને કેટલીએ વખત ત્હેણે 'સંઘવી'નું તિલક પણ સંઘ તરફથી મેળવ્યું હતું. વળી સોની **તેજપાલ** નામનો ગૃહસ્થ પણ અહિં રહેતો હતો. આ સોની એક ધર્મિષ્ઠપુરૂષ હતો. જિનમંદિર, જિનબિંબ, પોશાલ વિગેરે કરાવવામાં ઘણું દ્રવ્ય ખર્ચ કર્યું હતું. સાતે ક્ષેત્રોને તે હમેશાં પોષતો હતો. વળી આણે સવાલાખ રૂપિયા ખરચીને શ્રીસિદ્ધાચલજી ઉપરના ઋષભદેવના મૂલમંદિરનો જીર્ણોદ્ધાર પણ કરાવ્યો હતો. અહિં પારેખ **રાજીઆ** અને **વજીઆ** નામના બે ભાઇઓ પણ રહેતા હતા. આ ભાઇઓએ પણ ઘણાં ગામોમાં જિનમંદિરો કરાવ્યાં હતાં. મખમલ, મશરૂ વિગેરેના ઉત્તમોત્તમ ચંદરવા-પૂંઠિયાં ઉપાશ્રયો અને જિનમંદિરોમાં મૂક્યા હતા. એક વખત આ બન્ને ભાઇઓને જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવવાનો વિચાર થયો. ત્હેમણે શ્રીહીરવિજયસૂરિજીની આજ્ઞાથી આચાર્યશ્રી **વિજયસેનસૂરિજીને** પોતાના નગરમાં પધરાવ્યા. ઘણા દેશ, ન-

ગર અને ગામોના સંઘોને નોતર્યા. સારા દિવસે શ્રીસૂરિજીએ પ્રતિષ્ઠા પણ કરી.

આ વખતે **વીસલનગર**નો દેવજીશાહ, કે જહેનું નામ પહેલાં લેવામાં આવ્યું છે, તે પણ આવ્યો હતો. આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળીને આ દેવજીશાહના હૃદયમંદિરમાં વૈરાગ્ય ઉદ્દભવ્યો. ત્હેણે સંસારને અસાર સમજીને દીક્ષા લેવાનો વિચાર કર્યો. એટલુંજ નહિં, પરન્તુ પોતાના કુટુંબને એકઠું કરીને તમામે-પોતે, પોતાની સ્રી જયવંતી અને પોતાના બન્ને પુત્રો-રૂપજી અને રામજી, એ ચારે જણે દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. આચાર્યશ્રી પાસે જઇને દીક્ષા આપવા પ્રાર્થના કરી. તેથી સૂરિજીએ પોતાને હાથે દીક્ષા આપી.

રૂપજી અને રામજી, કે જેઓનું નામ અનુક્રમે રત્નવિજય અને રામવિજય રાખવામાં આવ્યું હતું. તેઓ બન્ને બુદ્ધિશાલી અને વિદ્યા ભણવાને લાયક હોવાથી સૂરિજીએ તેઓને વિદ્યાભ્યાસમાં જોડી દીધા. દૈવયોગે રત્નવિજય થોડાજ વખતમાં પોતાનું આયુષ્ય પૂરૂં કરી સ્વર્ગે પહોંચ્યા. રામવિજયને સૂરિજીએ ઘણો અભ્યાસ કરાવ્યો. નીતિ, વ્યાકરણ, ન્યાય, જ્યોતિષ અને એવા જુદા જુદા વિષયોનો ત્હેને જ્ઞાતા બનાવ્યો તદનન્તર શ્રીરામવિજયમાં સારી રીતે યોગ્યતા આવ્યા પછી ત્હેને સૂરિજીએ **પંડિતપદ** આપ્યું.

### કુમતિકુદ્દાલ ગ્રંથ જલશરણ.

આ રાસમાં, વિજયતિલકસૂરિને 'સૂરિપદવી કેમ થઇ' એ બતાવતાં કવિએ, ત્હેના મૂલ કારણીભૂત ધર્મસાગર ઉપાધ્યાયને માનીને, ત્હેમનો ( ઉપાધ્યાયજીનો ) પ્રસંગ હાથમાં ધર્યો છે.

આચાર્ય શ્રીહીરવિજયસૂરિજી, શ્રીધર્મસાગર ઉપાધ્યાય અને રાજવિમલવાચક, એ ત્રણ જણ એક સાથે અભ્યાસ કરતા હતા. તેઓ ઘણા પ્રેમપૂર્વક શાસ્રાભ્યાસ કરીને વિ-

દ્વાન્ થયા. પરન્તુ, એકજ ગુરૂની પાસે ત્રણે જણે અભ્યાસ કરવા છતાં કરમને આધીન થઇ મતિભેદથી ધર્મસાગરને તે વિપરીત પરિણમ્યું. આ વિષયમાં કવિએ આ ત્રણેની ક્ષીરકદંબક ઉપાધ્યાયના શિષ્ય–નારદ, વસુ અને પરવતની સાથે સરખામણી કરી છે.

ધર્મસાગરઉપાધ્યાયે ' કુમતિકુદ્દાલ ' નામનો એક નવો ગ્રંથ બનાવી અભિનવ પંથ માંડવા પ્રયત્ન કર્યો. તેઓ પોતાનાં વખાણ, અને બીજા પક્ષની નિંદા કરવા લાગ્યા. ત્હેમના ગ્રંથમાં ધર્મથી ઘણું વિપરીતપણું જોવામાં આવ્યું. અને તેવી પ્રરૂપણા પણ કરવા લાગ્યા. આ વાતની જ્ય્હારે વિજયદાનસૂરિજીને માલૂમ પડી, ત્ય્હારે ત્હેમણે વીસલનગર આવીને, નગરના ઘણા લોકોની સાક્ષીએ તે ગ્રંથને પાણીમાં બોલાવી દીધો. ગુરૂ આજ્ઞાથી આ ગ્રંથ સૂરચંદ પંન્યાસે પાણીમાં બોળ્યો હતો.

ગ્રંથને પાણીમાં બોળ્યા ઉપરાંત પણ ધર્મસાગરજી પાસે એ પ્રમાણે લખાવી લીધું કે—' આ ગ્રંથની પ્રરૂપણા કરવી નહિં, વિજયદાનસૂરિ કહે તે પ્રમાણે વર્તવું, અને ત્હેમની આણા વિના જે કંઇ કહે, તે અપ્રમાણ છે. '

**શ્રીધર્મસાગર ગચ્છ બહાર.**

આ પછી શ્રીધર્મસાગર અહમદાવાદમાં આવ્યા, અને મ્હેતા ગલાને પોતાના પક્ષમાં લઇ કરીને પાછી તે ગ્રંથની પ્રરૂપણા કરી. અને બીજા પણ કેટલાક શ્રાવકો રાગી કર્યા. આ વખતે રાજવિમલવાચક અહમદાવાદમાંજ હતા. ત્હેમની પાસે આવીને ગલરાજ શ્રાવકે પૂછ્યું કેઃ–' ત્હમે કઇ પ્રરૂપણાને માનો છો ? ' શ્રીરાજવિમલે કહ્યુંઃ–' જહે પ્રમાણે શ્રીવિજયદાનસૂરિ કહે છે, તે પ્રમાણે હું માનું છું. '

ગલરાજે કહ્યુંઃ–' જહે પ્રમાણે શ્રીધર્મસાગરઉપાધ્યાય કહે છે, તે પ્રમાણે જો ન માનવું હોય, તો અહીંથી રવાના થાઓ' શ્રીરાજવિમલ ત્યાંથી વિદાય થયા, એટલે ત્હેમની પાછળ ઘાતકલોકો

મોકલ્યા, પરન્તુ બનવા કાળ એવો કે-ઘાતકલોકો માતર ગયા, જ્યહારે રાજવિમલવાચક ઘણા સાધુઓ સાથે ધોળકે પહોંચ્યા.

એ પ્રમાણે ગુરૂઆરાધક મુનિઓને અમદાવાદથી એવી રીતે ચાલ્યા જવું પડ્યું કે-વ્હોરી લાવેલી ગોચરીને, ન તો વાપરવાનો વખત મળ્યો, કે ન પરઠવવાનો.

આ હકીકત, જ્યહારે ચારે તરફ ફેલાઇ, અને **શ્રીવિજયદાન-સૂરિને રાધનપુરમાં** માલૂમ પડી, ત્યહારે સૂરિજીએ વિદ્વાન્ સાધુઓને એકઠા કર્યા. અને દરેકની સમ્મતિપૂર્વક ગચ્છ બહાર કર્યાનો એક પત્ર લખ્યો. પરન્તુ આ પત્ર લઇને ધર્મસાગર ઉપાધ્યાયને આપી આવે કોણ? સૂરિજીએ કહ્યું કે-કોઇ સાધુ, તેના હાથમાં જઇને આપી આવે ત્હેવો છે? ઝટ ત્હેમાંથી એક મુનિએ હા પાડી, અને તે પત્ર લઇને અમદાવાદ આવ્યા. સભામાં આવીને ધર્મસાગર ઉપાધ્યાયને પત્ર આપ્યો, અને કહ્યું કે-'**ધર્મસાગરને ગચ્છ બહાર કર્યો છે.**'

એમ કહીને જહેવો તે પાછો વળ્યો, તરતજ ત્હેની પાછળ ગલરાજે ધાઓ! મારો! કરતા માણસો દોડાવ્યા. પરન્તુ તે સાધુ હાથમાં આવ્યો નહિં. પાછળ થયેલા સુભટો ખોજવા લાગ્યા, મુનિને એક શ્રાવકે પોતાના ઘરમાં સંતાડી દીધો. ત્હેણે બે દિવસ પોતાના ઘરમાં રાખીને પછી એક દિવસ રાત્રે સાધુને રવાના કરી દીધો. કુશલતાપૂર્વક તે ગુરૂ પાસે પહોંચી ગયો. ગુરૂએ ઘણી શાબાશી આપી. શ્રીધર્મસાગરને ગચ્છ બહાર કર્યાની વાત જહેમ જહેમ શ્રાવકોએ જાણી, તેમ તેમ તેઓને આહારની પણ તકલીફ પડવા લાગી.

## પાછા ગચ્છમાં લીધા.

આવા સમયમાં શ્રીસકલચંદ્ર ઉપાધ્યાય અમદાવાદ આવ્યા. ત્હેમણે શ્રીધર્મસાગરજીને કહ્યું કે-" આપ આમ શામાટે

કરો છો ? જે પ્રમાણે ગચ્છનાયક કહેતા હોય, તે પ્રમાણે કરવું જોઇએ. અમદાવાદથી અન્યત્ર જશો, તો અન્ન-પાણી પણ પામશો નહિં. તે માટે ગુરૂનું કહેવું માનો, અને હૃદયમાં ધારણ કરો." ધર્મસાગરજીએ કહ્યું:-"હવે હું ત્હાં જઇ પણ કેવી રીતે શકું ? અને મ્હને તેઓ રાખે પણ કેમ ? અને જો ત્હમે આ વાત હાથમાં લેતા હો, તો ચાલો હું તૈયાર છું."

સકલચંદ્ર ઉપાધ્યાયે તે વાત સ્વીકારી, અને સાગરજીને લઇ રાધનપુર ગયા. શ્રીધર્મસાગર ઉપાધ્યાયને બહાર રાખી સૂરિજીને સમાચાર આપ્યા. સૂરિજીએ સ્પષ્ટ કહ્યું કે-'મ્હારે ત્હેનું કામ નથી.'

સકલચંદ્રવાચકે કહ્યું-"મહારાજ! છોરૂ કછોરૂ થાય, પરન્તુ માબાપ તો સહન જ કરતાં આવે છે. હવેથી આપ જે પ્રમાણે આદેશ કરશો, તે પ્રમાણે તે વરતાવ કરશે. માટે આપ ત્હેને ગચ્છમાં લઇ લ્યો. હવે પછી જો તે આજ્ઞા વિરૂદ્ધ કામ કરે, તો, તેને વધારે શિક્ષા કરવી."

સૂરિજીએ કહ્યું:—"જો ત્હેની ગચ્છમાં આવવાની ઇચ્છા હોય તો 'પૂર્વસૂરિનું વચન હું સદ્દહું છું' એ પ્રમાણે-હું કહું તેમ લખી આપે."

ધર્મસાગર ઉપાધ્યાયજીએ તે વાત સ્વીકારી. ત્હેમણે ગુરૂએ કહ્યા પ્રમાણે પટો લખી આપ્યો. અને તેજ પ્રમાણે મનમાં સદ્દહણા કરી. સાગરજીએ જે જે વાતના મિચ્છામિદુક્કડ દીધા, તે તે બધા બોલ લખાવી લીધા. જે પટો લખવામાં આવ્યો, ત્હેની અંદર અનેક મતાં અને સાક્ષીઓ પણ થઇ. આ પટો વિજયદાનસૂરિએ સં. ૧૬૧૭ ની સંવત્સરીની મિતિએ રાધનપુરમાં બહાર પાડ્યો. આની અંદર મુખ્ય બે વાતો લખી:—

૧ સાતથી અધિક નિહ્નવ છે, એમ કહેનાર ગચ્છનો ઠપકો પામશે.

૨ પ્રતિમાસંબંધી જેમ પરંપરા ચાલી આવે છે, તેમ ચાલવું.

આમાં શ્રીહીરવિજયસૂરિ, સકલચંદ્રવાચક, ધર્મસાગરવાચક, પંન્યાસ વિજયહંસ, રૂપઋષિ, કુશલહર્ષ, શ્રીકરણ, વાનરઋષિ, સૂરચંદપંન્યાસ અને ઋષિહાપા એ બધાઓનાં મતાં કરાવ્યાં.

ખાસ કરીને શ્રીહીરવિજયસૂરિ, સકલચંદ્રવાચક, ધર્મસાગર + અને વાનરઋષિ એ ચારે જણે ઉપરનીજ હકીકતનો એક પત્ર લખીને અમદાવાદના ગલરાજ ઉપર મોકલ્યો. અને તે પ્રમાણે માનવા જણાવ્યું.

બીજી તરફ ધર્મસાગરજીએ, ચતુર્વિધ સંઘના નામથી એક લેખ લખી આપ્યો, તેમાં એ લખ્યું કે—

"મ્હેં જહે નવા પાંચ નિહ્નવોની પ્રરૂપણા કરી છે, તેનો મિચ્છામિ દુક્કડ દઉંછું. કુમતિકુદ્દાલ નામના ગ્રંથના પંથને હું છોડું છું. પહેલાં ત્હેની જે સદ્દહણા કરેલી, તેનો મિચ્છામિદુક્કડ દઉંછું. પટ્પર્વી, ચતુઃપર્વી જે હું ન્હોતો સદ્દહતો, તે પણ હું ગુરૂના કહેવા પ્રમાણે સદ્દહું છું. સાત બોલને પણ હું હવે હૃદયથી સદ્દહું છું. ચતુર્વિધ સંઘની જહે મ્હેં આશાતના કરી, તેનો મિચ્છામિદુક્કડ દઉં છું. વળી પાંચ ગચ્છવાળાઓનાં ચૈત્યોને હું ઉત્થાપતો ત્હેને ન ઉત્થાપતાં હવે હું પાંચેનાં ચૈત્યોને ખામણાંપૂર્વક વાંદું છું."

એ પ્રમાણે તયરવાડામાં શ્રીવિજયદાનસૂરિ સમક્ષ સકલ સંઘની સાખે મિચ્છાદુક્કડ દીધા.

આ પછી સંવત્ ૧૬૧૯ ના માગશર સુદિ ૧ ના દિવસે શ્રીવિજયદાનસૂરિએ બીજું એક આજ્ઞાપત્ર બહાર પાડ્યું. ત્હેની અંદર એ લખવામાં આવ્યું કે:—

**"પરંપરાગત ગચ્છમાં જહે સમાચારી ચાલતી હોય, તેથી આઘી-પાછી કે વિપરીત કોઇએ ન કરવી. વળી**

ગચ્છ વિરૂદ્ધ નવો વિચાર કોઇએ ન કરવો. અને જો કોઇ વિરૂદ્ધ વિચાર કરશે, તો ગચ્છનો ઠપકો પામશે. "

આ લેખમાં હીરવિજયસૂરિ, સકલચંદ્રવાચક, રાજવિમલ ઉપાધ્યાય, ધર્મસાગર ઉપાધ્યાય, પં૦ શ્રીકરણ, શ્રીસૂરચંદ, કુશલહર્ષ, વિમલદાન, અને સંયમહર્ષ વિગેરે જે જે સાધુઓ સાથે હતા, ત્હેમનાં મતાં કરાવ્યાં. અને પછી આ લેખ સર્વત્ર મોકલાવ્યો. આટલું થયા પછીજ ધર્મસાગરને ગચ્છમાં લીધા.

તદનન્તર સં. ૧૬૨૨ માં શ્રીવિજયદાનસૂરિ વડાવલીમાં સ્વર્ગે પધાર્યા. શ્રીવિજયદાનસૂરિ પછી તેમની પાટે શ્રીહીરવિજયસૂરિ થયા. શ્રીહીરવિજયસૂરિએ, શ્રીજયવિમલને આચાર્યપદ આપી, ત્હેમનું વિજયસેનસૂરિ એવું નામ સ્થાપ્યું.

## ધર્મસાગરજીનો એક વધુ પ્રપંચ.

કર્મની વિચિત્ર ગતિ છે. કર્મથી રાય તે રંક થાય છે, જાણુ પણુ અજાણુ થાય છે, મનુષ્યો અભિમાન ધરે છે, તે પણુ કર્મથીજ. સુમતિ પણુ કર્મથીજ કુમતિને ધારણુ કરે છે, કર્મથીજ જીવ પોતાની કરણીને દહે છે, અનેક શાસ્ત્રો ભણુવા છતાં કર્મથીજ મનુષ્યો વિવેકને છોડી દે છે, કર્મથીજ રોહિણી ઘણું જ્ઞાન ભણુવા છતાં અજ્ઞાનતાથી નરકે ગઇ. કર્મથીજ જમાલિએ વીરવચન માન્યું નહિ, અને કર્મથી પ્રેમલાલચ્છી ઉપર આળ આવ્યું. ત્હેવી રીતે શ્રીધર્મસાગર પણુ કર્મને આધીન થઇને વારંવાર ગુરૂને સ્હામે થયા. પહેલાં બે વાર શિક્ષા આપી, તોપણુ તેઓને સાન આવી નહિં. તેઓ તો પોતાના મતને સ્થાપન કરનારા એક પછી એક છાના છાના નવા નવા ગ્રંથો બનાવતાજ રહ્યા.

ત્હેમણે એક 'પ્રવચનપરીક્ષા' નામનો ગ્રંથ બનાવ્યો, અને તે ગ્રંથ ગુરૂ (હીરવિજયસૂરિ) ની આગળ ધરીને કહ્યું કે—

'આ ગ્રંથ આપની ઇચ્છા મૂજબ શોધીને ત્હેનો દેશ–વિદેશમાં પ્રચાર કરાવો.'

૯. હીરવિજયસૂરિજીએ આ વાત સ્વીકારી. અને ખુશી પણ થયા. સૂરિજીએ ચાર ગીતારથોને તે ગ્રંથ શોધવા આપ્યો. આ ગીતારથો ધર્મસાગરના મળતીયા હતા. તેઓએ વગર શોધે કેટલાક દિવસો રાખીને પછી 'શોધી લીધો' એમ કહી ગુરૂને આપ્યો. ગુરૂ નિષ્કપટ હતા, તેઓએ ધર્મસાગરજીનો આંતરિક મર્મ જાણ્યો નહિં. ઝટ સૂરિજીએ ગ્રંથ વાંચવાનો આદેશ આપ્યો અને દેશ-વિદેશમાં તે ગ્રંથનો પ્રચાર પણ થવા લાગ્યો.

બીજી તરફ સં. ૧૬૨૮ ની સાલમાં, લોંકાના આગેવાને પોતાનો મત તજીને હીરવિજયસૂરિની આજ્ઞા માનવી શરૂ કરી.

**શ્રીહીરવિજયસૂરિ અકબરના દરબારમાં.**

આ પછી શ્રીહીરવિજયસૂરિને અકબરપાદશાહે પોતાને ત્યાં તેડાવ્યા, સં. ૧૬૩૯ ની સાલમાં શ્રીસૂરિજી બાદશાહને મળ્યા. સૂરિજીના ઉપદેશથી બાદશાહ ઘણો ખુશી થયો. ત્હેણે સૂરિજીને પ્રાર્થના કરી કે-" આપને જે જોઇએ તે માંગો. દેશ, ગામ, ધન, હાથી, ઘોડા, જે માગો તે આપવાને હું તૈયાર છું."

સૂરિજીએ કહ્યું:—' અમે સાધુ છીએ, અમ્હારે તે વસ્તુઓ પૈકી કંઇપણ ખપી શકેજ નહિં.'

બાદશાહે કહ્યું:—' જ્યારે એમ છે, તોપણ કંઇ ને કંઇ તો આપ માગણી કરોજ.'

સૂરિજીએ છેવટે જણાવ્યું કે—' જો ત્હમારી એવીજ ઇચ્છા છે, તો જ્યાં જ્યાં આપની આજ્ઞા ચાલતી હોય, તે તમામ સ્થળે કોઇ જીવ ન મારે, 'એવો હુકમ કાઢવો જોઇએ. ગાય, ભેંશની જકાત ન લેવી અને તમામ તીર્થોમાં લેવાતાં મૂડકાં પણ મુક્ત કરી દેવાં જોઇએ.'

બાદશાહે સૂરિજીના વચનથી એક વર્ષમાં છ માસ જીવદયા પ્રવર્તાવી. જીજીઓ વેરો મુક્ત કર્યો. અને એવાં જે જે વચનો સૂરિજીએ કહ્યાં, તે બધાં માન્ય કર્યાં.

## ધર્મસાગરની ધાંધલ.

આવા પ્રસંગમાં ગુજરાતની અંદર ધર્મસાગરજીએ પાછી ધાંધલ ઉઠાવી. ઠેકાણે ઠેકાણે કલેશો થવા લાગ્યા. પરપક્ષવાળાઓને બિલકુલ મળવાનું બંધ કર્યું. ખરતરગચ્છવાળાઓ સાથે પાટણમાં મ્હોટો વિવાદ ઉભો થયો. શ્રાવકોને ઘણાજ ખરચમાં ઉતરવું પડ્યું. અને ઠેકાણે ઠેકાણે સાગરજીના અનેક દુશ્મનો ઉભા થયા.

જ્યહારે આ વાત હીરવિજયસૂરિએ સાંભળી, ત્યહારે તેઓ શીઘ્ર બાદશાહની સમ્મતિ લઇને ગુજરાતમાં આવ્યા. સૂરિજીએ પાટણમાં આવીને, વર્તમાનમાં ચાલતી તમામ ધાંધલ કેવી રીતે શાન્ત કરી દેવી, એ સંબંધી વિચાર કર્યો. અને એ વિચાર કરીનેજ સૂરિજીએ બાર બોલનો પટો બહાર પાડ્યો.

## સૂરિજીના બાર બોલ.

**પ્રથમ બોલ**—શ્રીધર્મસાગરજીએ પોતાના ગ્રંથમાં લખેલ કે-પોતાની શક્તિ હોય તો પરપક્ષીને પાછા પાડવા અને કષ્ટ આપવું, એટલા માટે પ્રથમ બોલ એ કાઢ્યો કે-'કોઇએ પરપક્ષીને કઠિણ વચન ન કહેવું.'

**બીજો બોલ**—સાગરજીનુ કહેવું છે કે-'પરપક્ષી નોકાર ગણીને પાપ વધારે છે, તેનું ધર્મ-કર્મ અનુમોદવા યોગ્ય નથી.' તે ખોટું છે. પરપક્ષી જે કંઇ ધર્મ કરે તે, અનુમોદવા યોગ્યજ છે. કેમકે જ્યહારે મિથ્યાત્વીમાં રહેલા માર્ગાનુસારીના ગુણો અનુમોદવા યોગ્ય છે, તો પછી જૈનમાંજ રહેલા પરપક્ષીનું શું કહેવું ?

**ત્રીજો બોલ**—જે કોઇ વિપરીત પ્રરૂપણા કરશે, પરંપરા અને શાસ્ત્ર વિરૂદ્ધ જે અશુદ્ધ પ્રરૂપણા કરશે અને ગચ્છનાયકને પૂછ્યા વિના કંઇ કાર્ય કરશે, તે ગચ્છનાયકના ઠપકાને પાત્ર થશે.

**ચોથો બોલ**—સાગરજીએ પોતાના ગ્રંથમાં લખ્યું છે કે—'પરપક્ષીએ ગ્રહણ કરેલ દેહરાં, જિનવરનાં બિંબ તે હોળીના રાજા

જેવાં જાણવાં' તે ખોટું છે. દિગંબરની પ્રતિમા, કેવળ શ્રાવકે પ્રતિષ્ઠિત કરેલી પ્રતિમા અને દ્રવ્યલિંગીના દ્રવ્યથી બનેલી પ્રતિમા, એ ત્રણે વાંદવા યોગ્ય નથી. બાકીનાં જિનબિંબોને વાંદવામાં અચકાવું જોઇએ નહિં. વાંદતાં શંકા પણ ન કરવી. ત્હેને પૂજવાથી પાપનો નાશજ થાય છે.

**પાંચમોબોલ**—ઉપર જે ત્રણ પ્રકારની નહિં વાંદવા યોગ્ય પ્રતિમાઓ કહી, તે પણ જો સ્વપક્ષીને ઘરે હોય, તો તે વંદનીય જ છે, જો વ્યવહારથી ચારિત્રધારીએ વાસક્ષેપ કર્યો હોય તો. આ સિવાય પ્રતિમાનો આકાર હોય, તે પણ વંદનીય જ છે.

**છઠ્ઠો બોલ**—શાસ્ત્રની અંદર સાધુની પ્રતિષ્ઠા કહેલ છે.

આ વખતે ધર્મસાગરજીએ પ્રશ્ન કર્યો કે—'જો આપ મુનિની પ્રતિષ્ઠા માનતા હો, તો પછી પરપક્ષીની પ્રતિમા વાંદવી કેમ કલ્પે? કેમકે-જહે એક અક્ષર વાંકો કહે, ત્હેને સિદ્ધાન્તમાં ઉત્સૂત્રભાષી કહેલ છે. અને જહે ઉત્સૂત્રભાષી હોય, તે સાધુ કેમ કહેવાય? અને જ્યહારે સાધુજ ન કહેવાય, તો પછી ત્હેની કરેલી પ્રતિષ્ઠાવાળી પ્રતિમા વાંદવા યોગ્ય કેમ હોઇ શકે? વળી જો ત્હેમને સાધુ કહેવામાં આવતા હોય, તો તે કેવા સાધુ? અરિહંતના સાધુથી ભિન્ન હોઇ, તેમાં જૈનપણું જ કેમ કહી શકીએ? અને જો ત્હમે તેમાં સાધુપણું સદ્દહતા હો, તો પછી તેઓને વાંદતા કેમ નથી?'

સાગરજીની આ વાત સાંભળીને શ્રીહીરવિજયસૂરિજીએ કહ્યું:—

'જો ત્હમે ત્હેમને જૈન નહિં માનો, તો કયા દર્શનમાં માનશો તે બતાવો. કેમકે દર્શન તો છજ કહેલાં છે. ત્હેમનો વેષ દેખીને ત્હમે કોના સાધુ કહેશો? હવે કદાચિત્ તેમના જિન-તીર્થંકર જુદા ગણતા હો, તો તે બતાવો કે-એ જિનનાં અને તેમનાં માતા પિતાનાં નામ ક્યાં? ત્હારે કહેવું પડશે કે-ત્હેમના અને સ્વપક્ષીના જિન એકજ છે અને મતિભેદના લીધે કંઇ ધર્મનો

ઉચ્છેદ થઇ શકે નહિં વળી તેઓનું જો કંઇપણ લેખામાં ન ગણાતું હોય, તો પછી ચોભંગી :શા શાટે કહેવામાં આવી ? કેમકે ત્હેમાં તો ત્હેમને દેશથી આરાધક કહ્યા છે, અગર તેમનામાં જો સાધુપણું ન હોય, તો જૂઓ ઠાણાંગસૂત્રની અંદર કહેલી તે ચોભંગી. વળી મુનિમાં દ્રવ્ય, ભાવ, નામ અને સ્થાપના, એ ચાર નિક્ષેપા ઘટાવ્યા છે. ત્હેમાં ભાવ અને થાપના ન હોય, ત્હાં દ્રવ્ય અને નામ ન હોય, એવું કંઇ નથી. ત્હાં તો ચારે આરાધક કહ્યા છે. ત્હેમનામાં સાધુપણું કંઇ બાધતું નથી.

હવે રહી વાંદવાની વાત. ત્હેને માટે માત્ર એકજ દષ્ટાન્ત જૂઓ. કુલંબી ( કણબી ), ભાટ અને રાજપૂત, એ લોકોની છાશ લઇ શકાય છે, પરન્તુ પાણી કે રાંધેલું અન્ન લેવાતું નથી. કેમકે ત્હેવો વ્યવહાર નથી. ત્હેવી રીતે વ્યવહારથીજ વંદણા થતી નથી. કહેવાની મતલબ કે તેઓમાં સાધુપણું કોઇ અંશે છે, માટે તેમનાં પ્રતિષ્ઠિત બિંબો વાંદવાને યોગ્યજ છે. ”

**સાતમો બોલ**—સ્વામિવાત્સલ્ય કરતાં સગપણના કારણે જો કોઇ પરપક્ષી આવી જાય, તો તે સ્વામિવાત્સલ્ય નિષ્ફળ જાય છે, એમ જે કહેવામાં આવે છે, તે ખોટું છે. અહિં, એમ નિષ્ફળ કહેવાવાળા એવી યુક્તિ આપે છે કે-ખીરના ભાજનમાં વિષનું બિંદુ પડવાથી, તે બધી ખીર નકામી થઈ જાય છે; ત્હેવી રીતે સ્વામિવાત્સલ્ય પણ સમજવું. પરન્તુ આ યુક્તિ ઠીક નથી. ધારો કે ચાર હજાર માણસો એક સ્વામિવાત્સલ્યમાં જમતાં હોય, ત્હેની અંદર ચાર માણસો પરપક્ષીના આવ્યા હોય, તેનાથી ચાર હજાર માણસોને જમાડ્યાનું પુણ્ય કંઇ ફોક થઈ શકે નહિં. એકના લીધે બીજાનું પુણ્ય ઠેલાઇ શકાતું નથી. જ્હેમ વિષમિશ્રિત ખીરના ભાજનમાં અલ્પ અમૃત નાખવામાં આવે, તો તે ખીર નિર્વિષ થઇ જાય છે, તેમ સ્વામિવાત્સલ્યના પુણ્યથી તે ( દોષ ) પણ નષ્ટ થાય છે. તેટલા માટે સ્વામિવાત્સલ્ય ફોક થતો નથી.

આઠમો બોલ—સર્વ થકી નિહ્નવ એક, અને દેશથી નિહ્નવ સાત કહ્યા છે. તે સિવાય બીજા બધાઓને જે નિહ્નવ કહે છે, તેહેમાં સમકિત રહેતું નથી.

નવમો બોલ—સ્વપક્ષીનો યોગ ન મળે, પરપક્ષી સાથે જે યાત્રા કરવામાં આવે, તે નિષ્ફળ થાય છે,'એમ કહેવું ખોટું છે. પરપક્ષીઓ સાથે પણ કરેલી યાત્રા નિષ્ફળ થતી નથી. બલ્કે સંસાર તરવામાં કારણભૂતજ થાય છે.

દશમોબોલ—પરપક્ષી સાથે કોઇએ ઉદેરીને ચર્ચા ન કરવી. કદાચિત્ તે (પરપક્ષી) ઉદેરીને ચર્ચા કરે, તો શાસ્ત્ર અનુસારે શાન્તિથી ઉત્તર આપવો. પરન્તુ કલેશ વધે તેમ ન કરવું.

અગીયારમો બોલ—જે 'કુમતિકુદ્દાલ' નામનો ગ્રંથ સાંભળતાં બાળ ઉઠે છે, તે ગ્રંથ શ્રીવિજયદાનસૂરિએ ચતુર્વિધ સંઘસમક્ષ જલશરણ કર્યો છે. માટે તે ગ્રંથમાંનું એકપણ વચન જે કોઇ ગ્રંથમાં હોય, તે ગ્રંથ પણ અપ્રમાણ માનવો.

બારમો બોલ—અવિરોધવાળાં સ્તવનાદિ પ્રભુની આગળ કહેતાં કોઇએ નિષેધ ન કરવો. પરપક્ષીએ બનાવેલ સ્તુતિ–સ્તવનાદિને તુરક અને ભંગીના ભોજનની માફક ગણી નિષેધે છે, તે ખોટું છે. કેમકે જહે માણસો કુમતિને છોડીને જિનસ્તુતિ કરે છે, તે સુકૃતપિંડને જ ભરે છે. માટે ગમે તહેણે પણ કરેલી જિનસ્તુતિ હોય, તે કહેવામાં બાધ નથી.

એ પ્રમાણે બાર બોલનો પટો લખવામાં આવ્યો, અને તેની ઉપર દરેક ગીતારથોએ મતાં પણ કર્યાં. આ પટો ત્રણ ચોમાસી અને પર્યુષણામાં ગીતાર્થો વાંચવા લાગ્યા. દેશ, નગર, પુર, ગામ દરેક સ્થળે આ પટો વંચાયો અને સર્વત્ર શાંતિ ફેલાઇ ગઇ.

આટલું છતાં ધર્મસાગરજી કુમતિની વાસનાને છોડતા નહિં, અને પોતાની પ્રરૂપણાનો અભ્યાસ બરાબર રાખતા.

સાગરજીના મિચ્છાદુક્કડ.

બારબોલનો પટો લખાયા પછી સાગરજી વિચરવા લાગ્યા. તેઓએ અમદાવાદમાં આવીને ઘણા શ્રાવકોના મનમાં સંદેહ ઘાલી દીધો અને પાછું પોતાનું સ્વરૂપ પ્રકટાવ્યું.

જ્યારે આ વાત ગચ્છનાયક શ્રીસૂરીશ્વરે જાણી; ત્યારે તેઓ વિહાર કરતા રાધનપુર આવ્યા. અહિં આવીને વિચાર કરવા લાગ્યા કે–'હવે આને શિક્ષા કરવાનો બીજો ઉપાય શો? આગળ પણ હેને ઘણીવાર શિક્ષા દીધી, પરન્તુ તે નિર્લજ્જને કંઈ સાન આવતી નથી. હવે શાન્તિની શિખામણથી હેની લાજ વળશે નહિં. કેમકે કહ્યું છે કેઃ—

"સિદ્ધિ શાકિની અનઇ વલી ચોર સ્ત્રીલંપટ નઇ પાપી ઘોર;
કરી કદાગ્રહ કુમતિં પડ્યો સંનિપાતાદિક રોગિં નડ્યો. ૨૯૭

એ ૭ અલપિ ન આવઇ ઠામિ થોડઇ કરઇ નવિ આવઇ કામિ;
હોઇ ઉપચાર જો જગિ જાગતો તો ઉનમાદથી હોઇ ભાગતો." ૨૯૮

એ પ્રમાણે વિચાર કરીને શ્રીહીરવિજયસૂરિજીએ, શ્રીશાન્તિચંદ્રવાચકને કહ્યું કેઃ—

'હમે અમદાવાદ જાઓ, અને ત્યહાં રહી કરીને શુદ્ધ આણા પળાવો, ત્યહાં ધર્મસાગર વાચક છે, હેને કહેવું કેઃ—

"હમને સં. ૧૬૧૭ ની સાલમાં શિખામણ આપી, તે શું સાંભળતી નથી? સં. ૧૬૧૯ માં પણ શિક્ષા આપી હતી, હેને યાદ કરો. વળી સં. ૧૬૪૬ માં બાર બોલનો પટ્ટો લખ્યો, તે પણ શું ભૂલી ગયા? આટલું થવા છતાં હમે હમારા આગ્રહને છોડતા નથી. હમે શાસ્ત્રવિરૂદ્ધ પ્રરૂપણા કરીને શા માટે ગચ્છમાં ભેદ કરો છો? હમે હમારા મુખથી શ્રીસંઘની સાક્ષીએ મિચ્છામિદુક્કડ દ્યો. નહિં તો ગચ્છનો હમારે ઘણો ઠબકો વેઠવો પડશે."

આ પછી શાંતિચંદ્રજી અમદાવાદ આવ્યા. હેમણે શહેર

અને પશ વિગેરેનો સંઘ એકઠો કર્યો. આ સંઘે સાગરજીની પાસે બેસવાવાળા ભદુઆ વિગેરે બાવન શ્રાવકોને સંઘ બહાર મૂક્યા, અને પછી સાગરજીને બોલાવ્યા. એ પ્રમાણે સં. ૧૬૪૮ માં મળેલી આ સભામાં સાગરજીએ ઉભા રહીને આ પ્રમાણે મિચ્છાદુક્કડ દીધાઃ—

૧ મરિચીએ કપિલને જે વચન કહેલું, તેને શાસ્ત્રમાં ઉત્સૂત્ર કહ્યું છે, અને હું ઉત્સૂત્ર સદ્દહતો ન્હોતો. તેનો મિચ્છાદુક્કડ દઉંછું.

૨ ભગવતીને અનુસારે અનંતાભવ મેં સદ્દહ્યા. પરન્તુ શ્રીહીરવિજયસૂરિજીના વચનથી હવે હું તાણ કરતો નથી. અહિં પંદર ભવ છે. અનંતા નહિં. શ્રીભગવતીની શાખ દઇને અનંતા સદ્દહતો, ત્હેનો મિચ્છાદુક્કડ દઉંછું.

૩ ઉત્સૂત્રભાષીને નિયમેન અનંતો સંસાર હું સદ્દહતો, તેનું પણ શ્રીસૂરિજીના વચનથી મને ભાન થયું કે-અધ્યવસાય પ્રમાણે સંખ્ય, અસંખ્ય અને અનંત સંસાર થઈ શકે છે. આ સંબંધી જહે પ્રરૂપણા કરી, ત્હેનો મિચ્છાદુક્કડ.

૪ કેવલીના શરીરથી કોઇપણ જીવ ન મરે, એમ હું સદ્દહતો, પરન્તુ શ્રીહીરસૂરિના વચનથી આચારાંગ અને ભગવતી આદિની શાખથી હવે હું તે એકાંત છોડુંછું. અર્થાત્ અવશ્યંભાવીપણે કદાચિત્ કેવલીના શરીરથી પણ કોઇ જીવ મરે તો ના નહિં. ન જ મરે એવો જે એકાંતભાવ હું સદ્દહતો, તેનો મિચ્છાદુક્કડ.

૫ બાર બોલનો જે પટો બહાર પડેલો, તેથી જે કંઇ હું ઉલટું બોલ્યો હઉં, ત્હેનો મિચ્છાદુક્કડ દઉં છું.

આ સિવાય સાગરજીએ સંઘસમક્ષ, ગચ્છ વિરૂદ્ધ, પરંપરાવિરૂદ્ધ, સૂત્રવિરૂદ્ધ, પૂજ્યની આણ વિરૂદ્ધ સદ્દહવાયું હોય, તે દરેક સંબંધી મિચ્છાદુક્કડ દીધા.

અને તેના ઉપર સાગરજી અને બીજાઓનાં મતાં કરાવ્યાં. પછી દરેક પોતપોતાને સ્થાનકે ગયા. ક્લેશ મટી ગયો અને શાંતિ થઇ. તોપણ છાનાં છપનાં સાગર ક્યાંય ક્યાંય તો પોતાનો મત જરૂર પ્રકાશતાજ રહ્યા.

## 'સર્વજ્ઞશતક' ની ઉત્પત્તિ.

કહેવત છે કે-લીંબડે કેરી લાગતી નથી, કૌંચવૃક્ષે કેળાં થતાં નથી, દૂધથી એળીયો મીઠો થતો નથી, દૂધ પાવાથી પણ સર્પ નિર્વિષ થતો નથી. ઘણા દિવસ સુધી દૂધથી ધોવામાં આવે તોપણ કાગડો ધોળો થતો નથી અને દોરડી બળી જવા છતાં તેનો આંબળો મટતો નથી. ત્હેવી રીતે ઘણી ઘણી વખત સમજાવ્યા અને મિચ્છાદુક્કડ દેવરાવ્યા છતાં ધર્મસાગરે પોતાનો સ્વભાવ છોડ્યો નહિં. સાગરના પક્ષી બાવન જણાઓને સંઘ બહાર કર્યા, છતાં સાગરે પોતાનું અભિમાન છોડ્યું નહિં, અને પોતાનો મત સ્થાપવાને 'સર્વજ્ઞશતક' નામનો એક અભિનવ ગ્રંથ બનાવ્યો. આ ગ્રંથની અંદર સાગરજીએ પોતાનો-વિપરીત પંથ આલેખ્યો, વળી પાંચ બોલ ઉત્થાપવાને છાના છાના પ્રયત્નો પણ કરવા લાગ્યા. આથી સાગરને ત્રણ ગામ-અમદાવાદ, પાટણ, રાધનપુરમાં રહેવાનો નિષેધ કરવામાં આવ્યો અને તેથી તેઓ સૂરતમાં જઇને રહ્યા.

બીજી તરફ **શ્રીહીરવિજયસૂરિના પટ્ટધર શ્રીવિજયસેનસૂરિએ અકબરબાદશાહની** સભામાં વાદીઓનો પરાજય કર્યો. ચોમાસુ બાદશાહની પાસેજ રહ્યા, ત્હાં શાસનની ઘણી પ્રભાવના થઇ. વળી બાદશાહે **શ્રીનંદિવિજયની** પાસે આઠ વિધાનો સધાવ્યાં. આ વિધાનો જોઇ બાદશાહ બહુ ખુશી થયો. અને **શ્રીનંદવિજયને** **'ખુશફહમ'**નું ટાઇટલ આપ્યું. બાદશાહે વિજયસેનસૂરિની સમ્મતિ મેળવીને **નંદિવિજયને** પોતાને ત્હાં રાખ્યા. જ્હારે **વિજયસેનસૂરિ** ત્હાંથી વિહાર કરતા કરતા **અહિમનગરમાં** આવ્યા અને સંઘની વિનતિથી ત્હાં ચોમાસુ રહ્યા.

## હીરવિજયસૂરિનો દેહોત્સર્ગ.

આ વખતે શ્રીહીરવિજયસૂરિ રાધનપુરમાં હતા, ત્હાંથી ત્હેમણે પાટણ તરફ વિહાર કર્યો. પાટણમાં ચોમાસુ કરી, તે પછી સૂરિજીએ પોતાનું અવસાન નજીક દેખ્યું. તેથી ત્હેમણે વિમલાચલની યાત્રા કરવાનો વિચાર કર્યો. અને આ વિચાર સંઘને પણ જણાવ્યો. સંઘ ખુશી થયો. સંઘ પણ સૂરિજીની સાથેજ યાત્રા કરવાને માટે તૈયાર થઇ ગયો. એટલુંજ નહિ, પરન્તુ સંઘે દેશદેશની અંદર નિમંત્રણપત્રો પણ લખ્યાં. આ વખતે આ સંઘમાં એકઠા થનારને બે પ્રકારના તીર્થોની યાત્રાનો લાભ મળવાનો હતો. સ્થાવર (શત્રુંજયાદિ) અને જંગમ (સૂરિજી). આ મ્હોટા સંઘની અંદર અમદાવાદનો સંઘ (કે જ્હેમાં હજાર રથ અને ઘણા તંબૂઓ હતા), ખંભાતનો સંઘ. (કે જેમાં નવસો સેજવાલા, અને ઘણા તંબૂઓ વિગેરેની ધૂમધામ હતી. આ ધૂમધામને જોઇને હાકમ નવરંગખાન પણ ઘણો ખુશી થયો હતો, અને સાહ શ્રીમલ્લને ઘણું માન આપ્યું હતું.), તથા પાટણ, કુંણગેર, આગરા, લાહોર, મેડતા, સીરોહી, જાલોર, માલવ, મેવાડ, રામપુરા, વાગડ, દક્ષિણ, સૂરત, દીવબંદર, વટપદ્ર (વડોદરા), ભરૂચ, દમણ, વસહી, ગણદેવી, ચેઉલી, ડભોલી, કોલીહરો, (કચ્છ) અને નવાનગર વિગેરેના સંઘો શામેલ થયા. આ સંઘે હીરવિજયસૂરિની સાથે સં. ૧૬૪૯ ની સાલમાં શત્રુંજયની યાત્રા કરી. આ સંઘમાં કુલે બે લાખ માણસોની સંખ્યા થઇ હતી.

શત્રુંજયની યાત્રા કર્યા પછી ઉનાના સંઘની વિનતિથી સૂરિજી ઉના પધાર્યા, અને ચોમાસું ઉનામાંજ કર્યું. અહિં સાહ લખરાજે ઘણું દ્રવ્ય વ્યય કરીને સૂરિજીના હાથે પ્રતિષ્ઠાઓ કરાવી. અને મુહૂર્ત ઉપર કવિ મુનિવિજય, કે જેઓ ઘણા ગુણવાન હતા, તેઓને બોલાવીને, સૂરિજીએ વાચક પદ પણ આપ્યું.

પ્રતિષ્ઠાનું કાર્ય થયા પછી સૂરિજી ત્યાંથી વિહાર કરી દેલવાડે પધાર્યા, અને ચોમાસું પણ ત્યાંજ કર્યું.

અહિં પોતાના આયુષ્યના અવસાનનાં ચિહ્નો જોઇને સૂરિજીએ શ્રીવિજયસેનસૂરિને તેડાવા માટે સંઘને સૂચના કરી. સંઘે વિજયસેનસૂરિ ઉપર પત્ર લખી જણાવ્યું કે-'સૂરિજીના શરીરની શક્તિ બહુ મંદ થઇ છે, માટે ગુરૂવંદન કરવા જલદી અહિં આવો. અર્થાત્ રસ્તે પડ્યા પછીજ પાણી વાપરવાનું પણ કામ કરશો.'

પત્ર પહોંચતાં **મહિમનગર** નગરથી સંઘની સમ્મતિપૂર્વક **વિજયસેનસૂરિએ** વિહાર કર્યો અને પાટણમાં આવીને પર્યુષણા પર્વ કર્યું. પર્યુષણા કરીને વિજયસેનસૂરિએ વિહાર કરવાની તૈયારી કરી, ત્હેવામાં એક બીજો પત્ર ત્હેમને મળ્યો. આ પત્ર હીરવિજયસૂરિજીના કાળ કર્યા સંબંધીનો હતો. ત્હેની અંદર લખ્યું હતું કે-'ભાદરવા સુદિ ૧૧ના દિવસે રાતની ૭ ઘડી જતાં અનશન કરી, નવકાર મંત્રના ધ્યાનપૂર્વક સૂરિજી સ્વર્ગે પધાર્યા છે.'

આ સમાચારથી વિજયસેનસૂરિએ આગળ વિહાર ન કર્યો, અને પાટણમાંજ ચોમાસું કર્યું. ચોમાસું ઉતરે સૂરિજીના થૂભને વંદન કરવાના ઇરાદાએ પાટણથી વિહાર કર્યો અને શત્રુંજયની યાત્રા કરી, ઉના જઇ ઘણા શ્રાવક-શ્રાવિકાઓ સાથે ગુરૂસ્તૂભને ભાવપૂર્વક વંદણા કરી અને અંતઃકરણમાં ભાવવા લાગ્યા કે—' ખરેખર મ્હને જહે કંઇ સુખ કે આલ્હાદ છે, તે બધો ગુરૂશ્રીહીરવિજયસૂરિનોજ પ્રસાદ છે.' તે પછી હીરવિજયસૂરિજીની પાસે જહે જહે ગીતાર્થો હતા, તેઓને પોતાની પાસે બોલાવીને સુખ-સંયમની વાર્તા પૂછી, અને હીરવિજયસૂરિએ શું હિતશિક્ષા આપી છે? તે પણ પૂછ્યું.

હીરવિજયસૂરિએ, સાધુઓને જહે હિતશિક્ષા આપી હતી, તે વિજયસેનસૂરિએ સાંભળી અને મનમાં ધારી પણ લીધી.

. ત્યહાંથી વિહાર કરતા ગુજરાતમાં–અમદાવાદ આવ્યા. અહિં ચોમાસુ રહ્યા, અને સોમવિજયવાચકને કહ્યું કે:--

' ત્હમે સારી રીતે ગુરૂસેવા કરેલી છે. માટે ગુરૂના હિતવચનોનો આદર કરી, મ્હારી સાથે ચોમાસું રહો અને સૂરિજીની શુદ્ધ પરંપરાને આનંદથી પ્રકટ કરો. '

## સાગરજીનો સ્વર્ગવાસ.

આ વખતે ધર્મસાગર ઉપાધ્યાય સૂરતમાં સ્થિરવાસ કરીને ચોમાસુ રહ્યા હતા. ત્યહાં ત્હેમણે ઘણા શ્રાવકોને પોતાના મતના અનુરાગી કર્યા હતા. આ જાણીને, વિજયસેનસૂરિએ તેઓને ખંભાત મોકલાવ્યા. ખંભાતમાં કેટલાક દિવસો વ્યતીત થતાં, ત્હેમનું શરીર ઘણું અશક્ત થયું. એટલુંજ નહિં પરન્તુ ત્હેમને મૂત્રકૃચ્છ્રનો રોગ પણ લાગુ થયો. છેવટે આ રોગે ત્હેમના આયુષ્યનો અંત આણ્યો.

## લબ્ધિસાગરજીનો દેહોત્સર્ગ.

શ્રીધર્મસાગરજીને લબ્ધિસાગર નામના એક શિષ્ય હતા. તેઓના ઉપર પ્રસન્ન થઈને આચાર્યશ્રીએ ત્હેમને વાચકપદ આપ્યુ હતું. લબ્ધિસાગર જો કે ધર્મસાગરના મતની–વિચારની શ્રદ્ધાવાળા હતા, પરન્તુ ઉદીર્ણપૂર્વક કોઇ સ્થળે કલેશ કરતા ન્હોતા; તેમ પોતાની શ્રદ્ધાને ફેરવતા પણ ન્હોતા. જ્યહારે ત્હેમને વાચકપદ મળે એક વરસ અને છ માસ થયા, ત્યહારે તેઓ અમદાવાદમાં સાંજના સમયે શ્રીવિજયદેવસૂરિને વળાવી અને વાંદીને પાછા વળ્યા. આ વખતે નદીમાં ત્હેમને ઘણી લૂ લાગી. આ લૂએ એટલી બધી અસર કરી કે પરિણામે ત્હેમનો સ્વર્ગવાસ થયો. આ સમાચારથી ગુરૂને ઘણો અફસોસ થયો. ઠીક છે, દરેક પોતપોતાનો કર્મવિપાક ભોગવેજ છે.

## સૂરતમાં પાછી છેડછાડ.

એક વખત સૂરતની અંદર સુમતિવિજય વાચકના શિષ્ય કનકવિજયપંન્યાસ ચોમાસુ રહ્યા હતા. તેઓ હમેશાં વ્યાખ્યાનમાં હીર

વિજયસૂરિનાં વચનોની પ્રરૂપણા કરતા હતા. આથી ધર્મસાગરજીના અનુયાયી શ્રાવકોએ ત્હેમની સાથે વાદ ઉઠાવ્યો. શ્રાવકો હીરવિજયસૂરિજીના બોલોને ઉથાપવામાં લગારે શંકા પણ ન કરવા લાગ્યા. આ વખતે સૂરતના સંઘમાં સૂરો વ્હોરો મુખ્ય હતો. તે સાગરજીના પક્ષનો હતો. ત્હેનું સંઘમાં એટલું બધું ચાલતું હતું કે–તમામ લોકો ત્હેની આજ્ઞાને લોપતા નહિં. આખો સંઘ ત્હેની આગળ 'હાજી' 'હાજી'જ કરતો. આમ હતું છતાં, ગુરૂભક્ત મુનિયો તો સહન ન કરતાં રોજ બરાબર ઉત્તર આપતા. આમ કરતાં કરતાં કલેશ વધી પડ્યો. બન્ને પક્ષમાંથી એકે પક્ષવાળા લગારે સહન કરવા ન લાગ્યા. આ હકીકત ગુરૂ ( સૂરિજી ) પાસે ગઇ. ગુરૂને બન્ને ઉપર ગુસ્સો થયો. ત્હેમણે ઝટ બન્ને પક્ષવાળાઓને શાન્ત થઇ જવા પત્ર લખ્યો. વળી એ પણ લખ્યું કે–'સાધુ-શ્રાવકોએ અહિં વાંદવા માટે આવવું.'

શ્રાવકોને શિખામણ આપી કહ્યું કે-'મુનિસાથે આવાં તીખાં વચન શામાટે બોલો છો ? જહે આરાધ્ય છે, ત્હેની વિરાધના ન કરો, કારણકે ગુરૂવાણીને લોપી શકશો નહિં.'

પં૦ કનકવિજયજીને કહ્યું કે–'શ્રાવકોથી શામાટે બોલીને દુઃખ ધારણ કરો છો.'

ત્ય્હારે કનકવિજયજીએ કહ્યું:—"મહારાજ! આ વૃત્તાન્ત બહુ મોટું છે. સૂરતના સાગરના અનુયાયી શ્રાવકો બહુ બોલકા છે. તેઓ ગુરૂશ્રી હીરવિજયસૂરિજીને એવી તો ગાળો ભાંડે છે કે તે કોઈ પણ રીતે સહન થઇ શકે જ નહિં, મ્હારૂં ચાલે તો હું બહુમાનપૂર્વક જ તેઓને શિખામણ આપું."

આ સાંભળી ગુરૂની રીસમાં ઘટાડો થયો અને તેમના ઉપર પાછી કૃપાદૃષ્ટિ કરી.

તે પછીનું ચોમાસુ સૂરતમાં કરવા માટે કલ્યાણવિજય

ઉપાંધ્યાયને આજ્ઞા આપી. તેઓ ચોમાસુ રહીને હીરવિજયસૂરિના વચનમય ઉપદેશ આપવા લાગ્યા, કે જહે ઉપદેશથી રાજાઓ પણ પ્રતિબોધ પામવા લાગ્યા. આ સાંભળીને સાગરના મતવાળાઓનાં મન વિચલિત થયેલા અન્નની ગંધની માફક છાનાં રહી શક્યાં નહિં. સાગરનો અનુયાયી સૂરો વ્હોરો, જહેમ ત્હેમ બોલવા લાગ્યો, અને કલ્યાણવિજયવાચકના વચનોની અવગણના પણ કરવા લાગ્યો. પરન્તુ વાચક તો ત્હેને ગ્હોંઢે ન ચઢાવતાં જહેમ બોલવું હોય, તેમ બોલવા દેવાજ લાગ્યા.

બીજી તરફ કલ્યાણવિજયવાચકે એક નવો ઉપાય રચ્યો. ત્હેમણે ધીરે ધીરે સાગરપંથના અનુયાયીઓને પોતાના પક્ષમાં કરી લીધા. શાસ્ત્રપ્રવીણ દોસીપૂંજો, સાહ ગોપી, દોસી નાનજી, રાયમલ્લ, કે જહે રાજકાજમાં સારો જાણીતો હતો, તે અને સિંઘજી, વર્દ્ધમાન, સોમજી એ ત્રણ મળી ચાર ભાઇઓ અને બીજા ઘણા માણસોને હીરવચનના રાગી કર્યા. ઉપર્યુક્ત ચાર ભાઈઓની ઘણી સારી પ્રસિદ્ધિ હતી. ત્હેમણે ધર્મનાં સારાં સારાં કાર્યો કર્યાં હતાં. ત્હેમણે સંઘવી થઇને શત્રુંજય, ગોડી, આબૂ વિગેરેની યાત્રા કરી હતી, સંઘની ભક્તિ કરી હતી અને હીરવિજયસૂરિની પણ સેવા કરી હતી. આ સિવાય શાહ નાગજી, નાથજી, અને કૃષ્ણદાસ કે જહેઓ દાન–શીલ–તપ–ભાવની વિશેષ આરાધના કરતા હતા. કલ્પવૃક્ષની માફક વંછિત વસ્તુઓને આપવાવાળા હતા, સાધુ સાધ્વીની ઘણી ભક્તિ કરતા હતા. અને દુર્બલ તથા દુઃખી મનુષ્યોને શુભદાન પણ આપતા હતા, સંઘવી ધનજી, તેજપાલ, વર્દ્ધમાન, અને નાથજી એ વિગેરે સંઘના ઘણા માણસોને ત્હેમણે પોતાના રાગી કરી લીધા.

આ બધા લોકો સૂરા વ્હોરાને ઘણું સમઝાવા લાગ્યા, પરન્તુ તે બિલકુલ અડગ રહ્યો. અને ઘણુંઘણું બોલવા લાગ્યો. સૂરો વ્હોરો, આચાર્ય કે ઉપાધ્યાય કોઇને માનતો નહિં, ઘણા ગ્રંથો ત્હેણે ઉત્થાપ્યા. એટલુંજ નહિં પરન્તુ બાર બોલને પણ ઉથાપ્યા. હીરવિ-

જીયસૂરિના પ્રશ્નોત્તર ( હીરપ્રશ્ન ) કોઇને વાંચવા દેતો નહિં, અને એકાંતવાદ સ્થાપવા માટે શાસ્ત્રોને જોયા કરતો. વળી માર્ગાનુસારીના ભાવને પણ તે વિપરીત કરવા લાગ્યો. વાચકજીએ આ બધી હકીકત ગુરૂ ઉપર ( ગચ્છનાયક ઉપર ) લખી મોકલી.

## સૂરતના સંઘ ઉપર પાંચ બોલનો પટો.

વાચક કલ્યાણવિજયજી તરફથી લખાઇ આવેલી ઉપરની હકીકત વાંચીને આચાર્યશ્રીએ હૃદયમાં વિચાર કર્યો. વિચાર કરીને સૂરતના સંઘ ઉપર, સં. ૧૬૫૭ના માગશર વદિ૪ને શનિવારના દિવસે પાંચ બોલનો એક પટો લખી મોકલ્યો. આ પટાના પ્રારંભમાં ' हीरविजयसूरिगुरुभ्यो नमः એ પ્રમાણે મંગલાચરણ કરી 'શ્રી સૂરતના સંઘ સમુદાય યોગ્ય ' લખી આ પ્રમાણે પાંચ આજ્ઞાઓ લખી મોકલી:—

૧ ચોમાસામાં સાધુને રાખીને સભામાં બારબોલનો પટો વંચાવવો.

૨ બારબોલની સદ્દહણા બરાબર કરવી. ત્હેનાથી વિપરીત પ્રરૂપણા કોઇએ કરવી નહિ.

૩ 'પ્રશ્નોત્તર સમુચ્ચય ગ્રંથ' ને વાંચતાં કોઇએ ના ન કહેવી.

૪ એકાંતવાદ સ્થાપવાને કોઇએ છૂટક આલાવા, ગાથા, શ્લોક વિગેરેથી હુંડી કરી હોય, તે કોઇએ વાંચવી નહિ.

૫ માર્ગાનુસારીનો વિચાર બાર બોલને અનુસરીને કરવો. ત્હેમાં જિનવચનને અનુસરવાવાળા દાન, વિનય, અલ્પકષાય, ભવ્યત્વ, દાક્ષિણ્ય, લજ્જાલુતા, દયા, પરોપકાર અને અલ્પભાષીપણું વિગેરે ગુણો હોવા જોઇએ. એ પ્રમાણે ચઉસરણ વિગેરે સિદ્ધાન્તોમાં પણ કહ્યું છે, તે સાચું છે અને મ્હેં સદ્દહ્યું પણ છે.

આ પ્રમાણેના પાંચ બોલનો પટો સૂરિજીએ મોકલ્યો, તે

વાંચવામાં આવ્યો, છતાં સૂરા વ્હોરાએ માન્યું નહિં, અને ગુરૂવચન હૃદયમાં ધાર્યું પણ નહિં.

## સૂરતના સંઘ ઉપર બીજો પત્ર.

કલ્યાણવિજય વાચકે આ હકીકત પણ પાછી ગુરૂ ઉપર લખી. સૂરિજીએ ઝટ એક બીજો સખ્ત પત્ર સૂરતના સંઘ ઉપર લખ્યો. ત્હેની અંદર લખ્યું કે:—

"સૂરો વ્હોરો સાગરને મળેલો છે. કલ્યાણવિજય ઉપાધ્યાયની સાથે તે ખરાબ વચન બોલે છે. તે સાંભળીને મ્હને અસંતોષ છે. અગર ત્હમે મ્હને સંતોષવા ચાહતા હો, તો સમસ્ત સંઘની સાક્ષિએ સૂરા વ્હોરાને, ઉપાધ્યાયના પગમાં પડાવી મિચ્છામિદુક્કડ દેવરાવો. આ હકીકતનો પત્ર આવશે; ત્હારેજ મ્હને સંતોષ થશે. જો મ્હારા આ કથન પ્રમાણે નહિં થાય, તો સૂરતમાં કોઇ ચોમાસુ રહેશે નહિં.

બીજી વાત એ છે કે-અગર સૂરોવ્હોરો મુનિનો ઘણો અવિનય કરશે, તો ત્હેના ઘરેથી કોઇપણ સાધુ-સાધ્વી અન્નપાણી લે નહિં, એવી હું ચિઠ્ઠી લખી મોકલીશ. પછી ત્હમે કહેશો કે અમને જણાવ્યું કેમ નહિં ?"

ઉપર પ્રમાણેનું સખ્ત લખાણ આવતાની સાથેજ સૂરા વ્હોરાએ સંઘની સાક્ષીએ મિચ્છાદુક્કડ દીધો, અને પછી ત્હેને સંઘમાં લીધો.

## સૂરિજીનું સૂરતમાં ચોમાસું.

આ વખતે સોમવિજય ઉપાધ્યાય મરૂદેશમાં વિચરી રહ્યા હતા. સં. ૧૬૬૦ ની સાલમાં નયવિજયઉપાધ્યાયે સૂરતમાં ચોમાસુ કર્યું. ત્હેમણે હીરવિજયસૂરિના વચનોથી સાગરમતનીઘણી હાની કરી. આ પછી સં. ૧૬૬૨ ની સાલમાં સૂરિજી (ગચ્છનાયક) સૂરત પધાર્યા, અને ચોમાસુ રહ્યા. સૂરિજીના બિરાજવાથી સંઘે ઘણું ઘણું દ્રવ્ય ખરચ્યું. આ વખતે પણ સાગરમતવાળાઓએ ઘણો ખળભળાટ

કર્યો, અને કેટલાક સાધુઓના વિચારો પણ ફેરવી દીધા. નાનજી દોસીએ લાગ જોઇને સાગરના પક્ષવાળાઓને શિખામણ આપી. આ હકીકત ગુરૂએ પણ જાણી. અને ત્હેમને એ પણ સમજાયું કે-નાનજી દોસી બહુ ધર્મિષ્ઠ પુરૂષ છે. નાનજી પોતાના મનમાં આવતું તે કરતો, ત્હેનું કરેલું કોઇથી ફેરવાતું નહિં. ગુરૂ પણ નાનજી કહેતો તેમ કરતા, અને નાનજી પણ ગુરૂના વચન પ્રમાણે ચાલતો.

અહિંથી પછી વિજયસેનસૂરિ યાત્રા માટે વિહાર કરી સોરઠમાં પધાર્યા, અને સં. ૧૬૬૬ની સાલમાં ઊનામાં ચોમાસુ કર્યું, વળી ઊનાની પાસેના દીવ બંદરના સમસ્ત ફિરંગીયોના પાદરીને પ્રતિબોધ કર્યો. ત્હેણે દીવમાં આચાર્યશ્રીને પધરાવ્યા. અહિં સૂરિજીના પધારવાથી ઘણો લાભ થયો. સં. ૧૬૬૭માં દેવપાટણમાં શ્રીધર્મવિજયજીને વાચકપદ થયું. અને સં. ૧૬૭૦ ની સાલમાં નવાનગર ( જામનગર )માં ચોમાસું કર્યું.

## સૂરતમાં વળી એક નવું તોફાન.

આ વખતે સૂરતમાં એક નવું તોફાન જાગ્યું. સૂરતમાં ધર્મસાગરવાચકના શિષ્ય વાચક નેમિસાગર, પં૦ ભક્તિસાગર, પં૦ કલ્યાણકુશલ, પં૦ લાભસાગર, પં૦ દેવસાગર એ પંડિતો વિગેરે મળી ૩૬ સાધુઓ ચોમાસું રહ્યા હતા. તેઓએ પોતાના ગ્રંથો આપીને અને છૂટક આલાવાના અર્થ સમઝાવીને ઘણા શ્રાવકોને પોતાના રાગી કરી લીધા. હવે તેઓનો ઇરાદો આચાર્યને ( વિજયદેવસૂરિને ) પોતાના પક્ષમાં લેવાનો થયો. આ ઇરાદાથી ત્હેમણે ચિંતામણિમંત્રની આરાધના કરી. આથી આચાર્યશ્રીનું બહુ માન વધવા લાગ્યું. તેઓ ખુલ્લંખુલ્લા ગચ્છનાયકના બોલોને ઉત્થાપીને પોતાનો મત પ્રરૂપવા લાગ્યા.

આવા વખતમાં બાદશાહ જહાંગીર વેષધારીઓ ઉપર કુપિત થયો. ત્હેણે પતિત થયેલાઓને દેશવટો દીધો. ત્હેમાં કેટલાક સારા સાધુઓને પણ વેઠવું પડયું. કારણકે તે શુદ્ધાચારી કે પતિતોના ભેદને બરાબર સમજી શકતો ન્હોતો. આથી ઘણા દેશોમાં નાસભાગ

થઇ રહી. ત્હેમાં જહે સારા હતા, તેઓજ વેષ રાખી શક્યા. આ વખતે સૂરત અને ખંભાતમાં જહે હાકેમો હતા, તે દયાળુ થયા. એટલા માટે બીજાં બીજાં સ્થાનેથી સાધુઓને બોલાવી લીધા. ત્હેમાં નંદરબારથી નયવિજય પંન્યાસ, નેરથી ગુણવિજય પંડિત, અને ચોપડાથી મુનિ વિજયવાચકના શિષ્ય દર્શનવિજય વિગેરે સૂરત આવ્યા. તેથી સૂરતના શ્રાવકો બહુ ખુશી થયા. પરન્તુ સાગરના મતવાળાઓને આ વાત ગમી નહિં. તેઓ નિસ્તેજ થઇ ગયા. ત્હેમણે શ્રાવકોને કહ્યું કે—'ત્હમારે નવા આવેલા સાધુઓને અહિં રાખવા ન જોઇએ.' આ સાંભળીને વિજયના સાધુઓ આહાર કર્યા વિના વિહાર કરવાની તૈયારી કરવા લાગ્યા. આ વાત નાનજીદોસીએ જાણી. તે એકદમ સાગરપક્ષીય સાધુઓ પાસે આવ્યો, અને કહેવા લાગ્યો કે–'આ બધાઓને અમ્હે બોલાવ્યા છે.માટે રાજ્ય તરફથી શાન્તિ થયા પછીજ તેઓ વિહાર કરશે.'

ભક્તિસાગરે કહ્યું:–' શ્રાવકજી ! ત્હમે એવી હઠ શામાટે કરો છો? અમે અહિં ત્હેમને રહેવા નહિં દઇએ. ત્હમે કેવી રીતે ત્હેમને રાખી શકશો?' પછી ત્હેમણે પોતાના મતમાં મેળવેલા મ્હોટા મ્હોટા શ્રાવકોને મોકલ્યા, પરન્તુ નાનજીએ કોઇનું માન્યું નહિં. નાનજીએ તો એજ કહ્યું કે—'આહાર અને વસ્ત્ર વાણીઆ આપે છે, તો પછી ત્હમારે તાણવાની શી જરૂર છે? માટે અમે તો તેઓને અહિં રાખવાના જ.'

શ્રાવકનાં આ વચનો સાંભળી બધા ચુપ થયા. પરન્તુ સાગરપક્ષવાળાઓને તે વાત રૂચિ નહિં; બલ્કિ સંઘના વિખરાઇ ગયા પછી તેઓ ખૂબ બોલવા લાગ્યા. સાગરના પક્ષવાળાઓ એજ વિચાર કરતા કે ગમે તે પ્રકારે પણ તેઓને હેરાન કરવા અને તેજ ઇરાદાથી તેઓ વાતવાતમાં મર્મની વાતો કહી દેતા. છતાં વિજયપક્ષવાળા ત્હેની ઉપેક્ષા જ કરતા. આટલું થતાં પણ જ્યહારે તેઓ પાછળજ પડતા ગયા, ત્ય્હારે ત્હેમણે તે બધી વાત શ્રાવકોને કહી દીધી, અને એ પણ કહ્યું કે—' આ લોકો પોતાના એકાંત મતનું સ્થાપન કરે છે.'

ત્યારે શ્રાવકોએ દર્શનવિજયને કહ્યું કે–'આપ હીરવિજયસૂરિની સદ્દહણાનો પક્ષ ઉઠાવો અને ત્હેમને હરાવીને શાબાશી દ્યો.'

દર્શનવિજયજીએ કહ્યું:—" હું ત્હેમની સાથે વાદ તો કરૂં, પરન્તુ મ્હારે આશરો કોનો ? કેમકે એ વાચક સીધો નથી, વળી ત્હેને ગચ્છપતિ બહુ માન આપે છે. અને હું તો એક સામાન્ય સાધુની ગણતરીમાં છું."

શ્રાવકોએ કહ્યું:—' આપ ખુશીની સાથે હીરવચનોને સ્થાપન કરો. અમે ત્હમારા પક્ષમાં છીએ. કદાચ આ માટે ગુરૂ પણ કંઇ ત્હમને કહેશે, તો ત્હેનો અમે જરૂર નિર્વાહ કરીશું.'

દર્શનવિજયજીએ ત્હેમના ( સાગરપક્ષીયના ) બોલ લઇને ત્હેમની સાથે વાત છેડી. પ્રશ્ન–પ્રશ્નોત્તરો થવા લાગ્યા. તેથી સાગરપક્ષવાળાઓને હેરાનગતિ થવા લાગી. આથી ત્હેમણે ગચ્છપતિ ઉપર પત્ર લખ્યો. ત્હેમાં ઘણી ઘણી સાચી–ખોટી વાતો લખી. આ કાગળ કોઇ શ્રાવકના હાથમાં આવ્યો. ત્હેણે દર્શનવિજયને આપ્યો. ત્હેમાં ઘણુંજ વિપરીત લખ્યું હતું. તે વાંચી–મનમાં વિચારી ત્હેની છ સાત નકલો કરી લીધી. અને ત્હેમાંથી એક નકલ શ્રાવકોને આપી. બીજી મારવાડમાં સોમવિજય વાચકને મોકલાવી, કે જેઓની ગચ્છમાં સારી શોભા હતી. અને ત્રીજી નકલ નંદિવિજય ઉપાધ્યાયને મોકલાવી.

આ પછી ચતુર્માસ ઉતરે સાગરપક્ષવાળાઓએ સૂરતથી વિહાર કર્યો.

## સૂરિજીનો સમાગમ અને દર્શનવિજયને શાબાશી.

આવા અવસરમાં શ્રીવિજયસેનસૂરિ ગુજરાતમાં આવ્યા. આચાર્ય, વાચક અને ઘણા સાધુઓ ત્હેમની સ્હામે ગયા. આ વખતે નેમિસાગર વાચકે આચાર્યશ્રીને " આપના દર્શનવિજય અમારી અવગણના કરે છે." વિગેરે ઘણું કહ્યું. આ વચનો ગુરૂએ

મનમાં ધારી લીધાં. તે પછી બધા અમદાવાદમાં આવ્યા. અને સૂરતનો સંઘ પણ આવ્યો.

દર્શનવિજયજીએ ગુરૂને વંદણા કરી. સૌ કોઈ એમ સમઝતા હતા કે-ગચ્છનાયક, દર્શનવિજય ઉપર રીસ કરશે, પરન્તુ ગુરૂએ તો અમૃતદષ્ટિ જ રાખી. ઉસમાપુરમાં દર્શનવિજયજીએ સૂરિજીને કહ્યું કે-' ભક્તિસાગર વિગેરે હૃદયમાં બહુ દ્રોહ રાખે છે અને આચાર્ય (વિજયદેવસૂરિ ), અને પંડિત્ ધનવિજય ત્હેમનો પક્ષ ખેંચે છે."

આ પછી દર્શનવિજય અને ભક્તિસાગરને ગુરૂએ એકાન્તમાં બોલાવ્યા. બન્નેને આપસમાં બોલા-ચાલી વિગેરે થવાનું કારણ પૂછયું. દર્શનવિજયે કહ્યું કે-'બોલનારને પૂછો.' ભક્તિસાગરને પૂછયું તો ત્હેમણે કહ્યું:—'ત્હેણે ગુરૂને ગાળ દીધી, એજ હૃદયમાં બળે છે.' દર્શનવિજયે કહ્યું:-'કોઇ ત્હમારો સાક્ષી છે ?' ત્હેમણે કાહ્નના વ્હોરાનું નામ લીધું. ગુરૂએ ત્હેને બોલાવરાવ્યો. ત્હેને પૂછવામાં આવ્યું, તો ત્હેણે તો એજ કહ્યું કે-'મ્હેંતો કંઈ એવું સાંભળ્યું નથી. ત્હેમણે કોઈની અવગણના કરી નથી.' ભક્તિસાગરનું જૂઠ ગુરૂના સમજવામાં આવી ગયું. એવી રીતે ઘણા બોલોમાં સાગરને ગુરૂએ જૂઠા જાણ્યા. આ પછી સમય જોઈને દર્શનવિજયજીએ ગુરૂના હાથમાં એક પત્ર મૂકયો (આ પત્ર તેજ કે, જહે ભક્તિસાગરે પોતાના અનુયાયી ઉપર લખ્યો હતો, અને તે પકડાઈ ગયો હતો.) ત્હેની અંદર ઘણુંજ અસમંજસ લખ્યું હતું. પત્ર શું લખ્યો હતો, માનો કંઇને કંઇ ભરડી નાખ્યું હતું. તે પત્રની થોડી હકીકત આ છે:—

"સમકિતીએ (દર્શનવિજયે) પોતાના સમકિતની ઘણી ચર્ચા અમારી સાથે કરી, તે પોતાના સમકિતને ઘણા પ્રકારે સ્થાપન કરે છે. શ્રાવકોને રાત દિવસ શીખવે છે. નાન સંજ્ઞાનો (નાનજીનો) ત્હેના ઉપર ઘણો રાગ, તેથી અમ્હારૂં કંઇ ચાલતું નથી. આથી મ્હેં એક એવો ઉપાય રચ્યો કે-જો ત્હેના મળતીયા વશ થાય, તો હું

આપણું સમકિત આપું, અને ત્યહારેજ સમકિતનું ( દર્શનનું ) મત ચાલશે નહિં. સમકિતમતિ (દર્શનવિજયના અનુયાયી) જહે શ્રાવકો હતા, તે આપણું સમકિત માનતા ન્હોતા. આથી આપણું સમકિત આપવાને મ્હેં ત્હેમને ઘણી લટપટ કરી. ત્યહારે તે ઉપાસકો આપણી પાસે આવ્યા. અને મ્હેં સમકિત આપ્યું. ત્હેણે ઘણા શ્રાવકોને દોદલા કર્યા છે. મ્હેં ત્હેને કાઢવાને માટે ઘણો પ્રયત્ન કર્યો, પરન્તુ તે જતો નથી. શ્રાવકો પાઠ પણ કરી શકતા નથી. અને કદાપિ એ જાણી જાય, તો સંઘમાં ભકતો ફરે, એટલા જ માટે તે મ્હોટું સાલ છે. ખેર, એક વખત ગચ્છનાયકજી પાસે જઈને કઠિણ શિખામણ દેવરાવીશું."

એ પ્રમાણે ઘણી ઘણી બાબતો કાગળમાં લખી હતી. કાગળ વાંચ્યા પછી દર્શનવિજયજીએ કહ્યું:-"મહારાજ ! સમકિતના જહે પાંચ ભેદ કહ્યા છે,' ત્હેનો હું છેદ કરતો નથી. તે ( ભક્તિસાગર ) 'નિજ સમકિત' 'નિજસમકિત' પોકારે છે, તે શું ? એ ત્હેને પૂછવું જોઈએ. એકજ ગચ્છમાં, એકજ શાખામાં કે એકજ સંઘાડામાં બે સમકિત કયાં ? કૃપા કરીને આપજ મ્હને સમઝાવો."

ગચ્છનાયક લગાર હસીને બોલ્યા:-'એ વચનથી તો તે આગમની અવગણના કરે છે' ગચ્છનાયકે દર્શનવિજયને પૂછયું કે-'આ પત્રમાં જહે 'સમકિત' સંજ્ઞા કહી છે, તે શું ?' દર્શનવિજયજીએ કહ્યું:-"મહારાજ! સમકિત, એ દર્શનનું નામ છે, અને 'દર્શન' એ મ્હારૂં પોતાનું નામ છે. વળી હું આપની આજ્ઞા આરાધું છું. કદાપિ ખોટી ભાષા-ઉત્સૂત્ર બોલતો નથી. તેથી તો કાગલમાં મ્હારી ભક્તિ કરી છે. એટલા માટે હું આપને પ્રાર્થના કરૂં છું કે-ત્હેનું સમકિત કયું ? એ ત્હેને આપ પૂછો. આપની આજ્ઞા વિનાનું ઉપદેશકથન અને આજ્ઞા વિનાનો આદેશ ભિન્ન છે, તો એકજ ગચ્છમાં એ પ્રમાણે ભિન્નતા શાને હોવી જોઇએ ? જો ત્હેણે પોતાનું સમકિત આપ્યું

હોય, તો ગચ્છભેદ કર્યો, એ પ્રસિદ્ધજ વાત છે. અગર તે જુદી રીતે ઉપદેશ આપે છે, તો ત્હેનું કારણવિશેષ આપે પૂછવું જોઇએ."

દર્શનવિજયજીના કહેવા પ્રમાણે વિજયસેનસૂરિએ ભક્તિસાગરને પૂછ્યું. પરન્તુ તે એક અક્ષર પણ ઉત્તર ન આપી શક્યા. આથી સાગરપક્ષવાળાઓની મહિમામાં મ્હોટી હાની થઇ. તેઓ ત્ય્હાંથી નિસ્તેજ થઇને ઉઠી ગયા અને દર્શનવિજયને શાબાશી મળી.

આ વખતે સૂરતનો નાનજીદોસી ( દર્શનવિજયનો ભક્ત ) આવ્યો. ત્હેણે ગચ્છનાયકને વંદણા કરી. પછી કહેવા લાગ્યો કે-"મહારાજ! એકજ દર્શન-સિંહે નિડર થઇને સાગરના પક્ષવાળાઓ સાથે ચર્ચા કરી. હીરવિજયસૂરિના વચનો ઉપર ત્હેમને સંપૂર્ણ રંગ છે. વળી તે અમ્હારી સહાયથી અભંગ-જયવાળા થયા છે, અગર આપ સાગરપક્ષવાળાઓના વચનોથી સાચી-ખોટી વાત મનમાં રાખશો, તો અમારા કુટુંબની વાત જાણોજ છો. દર્શનવિજયના પક્ષમાં અમે થઇ જઇશું."

આ સાંભળી ગચ્છનાયકે કહ્યું:—'અવિચાર્યું કામ હું કરૂંજ નહિં. હું દર્શનવિજયના ગુણોને સારી રીતે જાણું છું. ત્હેમાં વળી ત્હમારા કહેવાથી વિશેષ ખાતરી થઇ. ત્હેનામાં અવગુણ-દોષ છેજ નહિં. નાનજીદોસી! ત્હમારૂં વચન મ્હારા મનમાં વસ્યું છે. ત્હમે સૂરતના અધિકારી વિશેષ છો, માટે ત્હમને લગાર પણ દુઃખી કરીશ નહિ."

પછી નાનજીદોસી પોતાને સ્થાને ગયો. એ પ્રમાણે ત્રણ દિવસ સુધી વિવાદ ચાલ્યો.

## સૂરિજીની સિફારશ.

સાગરના પક્ષવાળાઓ ઠેકાણે ઠેકાણે રોદડા રોવા લાગ્યા. ત્હેમણે શ્રીવિજયદેવસૂરિ પાસે પણ જઇને કહ્યું કે—"આ તો અમ્હને ઘણો દુઃખી કરે છે. સાહેબજી! અમ્હે આપની સેવા કરવા-

વાળા છીએ, માટે આ વખતે અમ્હારી લાજ રાખો. આપ ગચ્છનાયકને કહો, કે તેઓ દર્શનવિજયને શિખામણ આપે"

વિજયદેવસૂરિ ગચ્છનાયક પાસે આવ્યા, અને એકાંતમાં કહેવા લાગ્યા કે—"નેમિસાગર એક મ્હોટા પુરૂષ છે. આ વાતથી તેઓ દિલગીર થયા છે, માટે જો તેઓને આપ દિલાસો આપો, તો ત્હેમના મનમાં ધીરતા રહેશે. આને માટે ઉપાય એજ છે કે–આપ દર્શનવિજયને શિખામણ આપો."

ગચ્છનાયકજીએ કહ્યું:—"ત્હેનો વાંક શો છે, કે હું ત્હેને શિખામણ-ઠપકો આપું. વાંક વિના મ્હારાથી કેમ કહી શકાય? અને ન્યાયની રીત જોતાં તો સાગરનોજ અન્યાય-ગુન્હો છે."

પાછું વિજયદેવસૂરિએ કહ્યું-'ખેર, તો ત્હેને મિચ્છાદુક્કડ દેવરાવો.'

વિજયદેવસૂરિનું મન રાખવાની ખાતર ગચ્છનાયકે બધાઓને બોલાવ્યા અને દર્શનવિજયને સંબોધીને કહ્યું કે-'જો કે ત્હમારો કાંઇપણ દોષ નથી, છતાં મ્હારા ઉપદેશથી મિચ્છાદુક્કડ દો.'

દર્શનવિજયજીએ કહ્યું:—"જો કે આપનું કહેવું શિરોવાહ્ય છે, પરન્તુ જ્હેનો વાંક નિશ્ચય થાય, તે મિચ્છાદુક્કડ દે."

ગચ્છનાયક બોલ્યા:-'હું વાંક શું બતાવું? ઊંટના શરીરમાં સીધું કયું અંગ દેખાય છે? આ વખતે ગચ્છનાયકે એક દૃષ્ટાન્ત આપ્યું કે–જ્હેમ છ સાત પોસ્તીઓ (અફીણના ડોડા પીવાવાળા) એકઠા થઇને આપસમાં વાતો કરવા લાગ્યા. એકે કહ્યું:-'પાણીમાં આગ લાગે, તો માછલી નાશીને ક્ય્હાં જાય?'

બીજાએ કહ્યું:-'નાશીને આકાશમાં જાય, અને પછી જ્યારે આગ ઓલવાઇ જાય, ત્ય્હારે પાણી પાસે આવે.'

વળી એકે કહ્યું:-'જમીન ઉપર આગ લાગે, ત્ય્હારે ભેંસો

ઝાડ ઉપર ચઢી જાય, અને બીજા પણ ચઢી જાય, ત્યારે એ બેમાં વિશેષ શું ?'' . . .

ત્યારે, જેહવી રીતે ઉપરની વાતો સાચી નથી, તેહવી રીતે સાગરના બોલવામાં પણ લગારે સત્યતા નથી. આ સાંભળી સાગરપક્ષીઓને ખૂબ રીસ ચઢી, દર્શનવિજયજીએ ગચ્છનાયકને કહ્યું કેઃ-"અગર આપ કહેતા હો, તો હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિનાં વચનો વિરૂદ્ધ મ્હારાથી જહે કાંઇ બોલાયું હોય, તેહનો મિચ્છાદુક્કડ આપું."

પરિણામે સાગરપક્ષવાળાઓની ઘણી લાજ ગઇ. તેઓ દીન થઈને એક સ્થાને બેઠા. આવા પ્રસંગમાં ખંભાતનો સંઘ ગચ્છનાયકને વાંદવા માટે આવ્યો.

આ સંઘના મુખ્ય સંઘવી સોમકરણે, શ્રીગચ્છનાયકને પ્રાર્થના કરી કે—'આપના મુખથી અમે શ્રીહીરવિજયસૂરિના બારબોલ સાંભળવા ચાહીએ છીએ.' ગચ્છનાયકે, બારબોલ સંભળાવ્યા. આ બોલો સાંભળ્યા પછી શ્રાવકે કહ્યું:—'સાગરપક્ષવાળા આ પ્રમાણેનો અર્થ ન કરતાં વિપરીત અર્થ કેમ કરે છે ?'

ગચ્છનાયકે કહ્યું:—'હવે પછી જે વિપરીત અર્થ કરશે, તો સાગરો શિક્ષાને પાત્ર થશે.' આવાજ પ્રસંગમાં વળી ગંધારથી સાગરોની ધૂમનો પત્ર આવ્યો. આથી ગચ્છનાયકે સાગરોને કહ્યું કે—'શા માટે આ પ્રમાણેનુ તોફાન કરો છો ? ત્હમે મર્યાદાથી રહો.'

એમ કહીને સાગરો ઉપરથી ઓછુ મન કરી નાખી, તેમને હાલાર ( હલ્લાર ) તરફ વિહાર કરાવ્યો. અને પોતે ( ગચ્છનાયક ) અમદાવાદમાં રહ્યા. અમદાવાદના સંઘે ગચ્છનાયકને પ્રાર્થના કરી કે—'મારવાડમાંથી શ્રીસોમવિજય વાચકને તેડાવો.' ગચ્છનાયકે ઝટ તેઓને અમદાવાદ તેડાવ્યા. આ વખતે ગચ્છનાયક પાસે શ્રીવિજયદેવસૂરિ અને સોમવિજય વાચક વિગેરે હતા, જ્યાં અહમદપુરથી નંદિવિજય વાચક પણ આવ્યા.

## સાગરોનું કપટ પ્રકાશ.

ગચ્છનાયકના ભાણેજ **ધીરકમલનો** સાગરો સાથે પ્રેમ હતો. ત્હેણે ચતુરાઇથી ભરેલો એક પત્ર સાગરો ઉપર લખ્યો; જ્હેમાં સોમવિજય વાચકને ઘણી ગાળો લખી હતી. આ કાગળ ગચ્છનાયકના હાથમાં આવ્યો. એટલે ત્હેને મંડલ બહાર કર્યો.

આવા પ્રસંગમાં કોઈ એક મુનિએ સોમવિજય વાચકના હાથમાં એક પુસ્તક લાવીને મૂક્યું. ત્હેને જોઇને વાચકે પૂછ્યું કે– 'આ પુસ્તક ત્હમે ક્યહાંથી લાવ્યા?' આના જવાબમાં ત્હેણે મૂળથી માંડીને વાત કહી કે:—

"ખંભાતની અંદર જ્યહારે બાદરશાહનો શોર થયો, અને સાત દિવસ સુધી ગામ લૂંટાયું, તે વખતે પુસ્તકોનો સંગ્રહ ઘણી મુશ્કેલીથી બચી શક્યો હતો. તે ગામમાં એક ધર્મિષ્ઠ પુરૂષને ઘડપણ આવ્યું હતું, અને અંતસમયમાં ત્હેનું અણસણ કરવાનું મન થયું હતું. ત્હેણે ગચ્છનાયકને વિનતિ કરીને તપાગચ્છના કોઈ પણ સાધુને બોલાવ્યા હતા. ત્યહારે શ્રીવિજયસેનસૂરિએ મ્હને ત્યહાં જવાનો હુકમ કર્યો હતો. મ્હેં ત્યહાં જઇને આરાધનાંપૂર્વક પ્રત્યાખ્યાન કરાવી ઉપદેશ આપ્યો. ત્યહારે ત્હેણે સાગ્રહ કહ્યું કે–'મ્હારી પાસે એક પુસ્તક છે, કે જ્હે વાંચવાથી સારૂં જ્ઞાન થાય તેમ છે.' મ્હેં કહ્યું:– 'તે પુસ્તક શાનું છે?' ત્હેણે કહ્યું:–'ત્હેનું નામ હું જાણતો નથી. પરન્તુ આપ તે લ્યો, ભણો અને ભણાવો.' મ્હને પુસ્તક આપ્યા પછી પણ મ્હેં પૂછ્યું કે–'ત્હમારૂં મન તો ઠેકાણે રહેશે ને?' ત્હેણે કહ્યું:-'મન શું ઠેકાણે રહેશે? આપ સ્વીકારો તો હું મ્હારા આત્માને ધન્ય માનીશ.' પુસ્તક લીધા પછી, મ્હેં ત્હેને વાંચી જોયું, તો તે સાગરનું છે, એમ જણાયું. આથી ત્હેને પ્રકટ ન કર્યું. અને આજે બધા એકઠા થયેલા છો, એ પ્રસંગ જોઇને હું આપને આપુંછું."

તે પછી સોમવિજયવાચકે, અવસર ઉપર તે વાત ગુરૂ (ગચ્છ-

નાયક) ને જણાવી અને કહ્યું કે–" એક અપૂર્વ ગ્રંથ હાથમાં આવ્યો છે અને તે ખાસ વાંચવા જેવો છે."

ગુરૂએ કહ્યું:–'ઠીક.' એટલે તમામ સાધુઓને એકઠા કરવામાં આવ્યા. જહેમાં વિજયદેવસૂરિ, સોમવિજયવાચક, નંદિવિજયવાચક, પં૦ લાભવિજય, પ૦ રામવિજય, પં૦ ચારિત્રવિજય અને પં૦ કીર્તિવિજય વિગેરે પણ હતા. ગુરૂના આદેશથી પંડિત લાભવિજયે તે પુસ્તક વાંચવું શરૂ કર્યું. દરેક ધ્યાન દઈને સાંભળવા લાગ્યા. વચમાં શ્રીવિજયસેનસૂરિએ કહ્યું કે–" આમાં તો ઘણું જ વિપરીત વૃત્તાંત દેખાય છે. આણે તો ઘણા સિદ્ધાન્તો ઉત્થાપ્યા છે. જહે પાંચ બોલના મિચ્છાદુક્કડ દીધા હતા, ત્હેને પણ ઉત્થાપતાં લગારે શંકા કરી નથી. અરે! બાર બોલને ઉત્થાપતાં પણ ગુરૂનો ભય રાખ્યો નથી. વધું શું કહેવું? વિજયદાનસૂરિને મિથ્યાત્વી ઠરાવ્યા, હીરવિજયસૂરિને અનંતસંસારી કહ્યા, તેમ કેટલાએક પૂર્વાચાર્યોને પણ અજ્ઞાની કહ્યા અને કેટલાએકોને તો બિલકુલ ઉત્થાપ્યા. ખરેખર, આતો હળાહળ વિષપાન છે. માટે જલદી આ પુસ્તકને પાણીમાં બોળી દો, લગારે વિલંબ ન કરો."

બધા સાધુઓ પણ વિચાર કરવા લાગ્યા કે–"ઓહો, જૂઓને, પાપીએ આપણને કેવા છેતર્યા છે? વળી આ પુસ્તકમાં સંવત્ પણ નાખ્યો નથી. ત્હેણે ધાર્યું હશે કે–કાળાન્તરે લોકો આ પુસ્તકને પ્રાચીન સમજશે. ખરેખર સાગરોએ જિન આણાનો ભંગ કર્યો છે. માટે આપણે લગાર પણ તે લોકોનો સંગ કરવો જોઇએ નહિં."

ગચ્છનાયકે કહ્યું:—" વાચકજી! મ્હારા મનની એક વાત સાંભળો. હું જાણતો હતો કે–તે ઉત્તમ પુરૂષ છે. તેઓનું કોઇપણ સાધુ ભૂડું બોલી શકેજ નહિં, છતાં સોમવિજય જેવા ગુણવાન ત્હેના અવગુણ કેમ બોલે છે? આવી જહે મ્હારા મનમાં બુદ્ધિ થઇ,

ત્હેનો હું મિચ્છાદુક્કડ દઉં છું. ત પાપીઓ જૂઠા છે, એમાં લગારે શક જેવું નથી. ત્હેમણે ધર્મને ઘણી હાની પહોંચાડી છે. મ્હેં ત્હેમનું આવું કપટ જાણ્યું ન્હોતું. ત્હેના આ ગ્રંથને પાણીમાં બોળી દો, અને જહે વાંચે ત્હેને પણ સંઘાડા બહાર કરી દેવો. ”

આ વખતે વિજયદેવસૂરિએ સાગરોનો પક્ષ લઇને કહ્યું કે—' સાગરો વિખ્યાત છે, માટે જે કંઇ કરવું તે તેઓને પૂછીનેજ કરવું સારૂં છે. '

ગચ્છનાયકે કહ્યું:—' અરે, જેઓએ આપણા ગુરૂને ભાંડ્યા છે, તેઓને શું પૂછવું ? '

છતાં વિજયદેવસૂરિએ પોતાનો આગ્રહ છોડ્યો નહિં. એટલે તે ગ્રંથ પાણીમાં બોળવો રહેવા દીધો. અને હાલારથી સાગરોને બોલાવ્યા. ગચ્છનાયકે અહમ્મદપુરમાં ચોમાસુ કર્યું. અને પછી અમદાવાદમાં આવીને મૂલા શેઠના ઉપાશ્રયે માસકલ્પ રહ્યા. આ વખતે મેઘવિજય ઉપાધ્યાય, અને બીજા ઘણા સાધુઓ આવ્યા. આ સાધુ સમુદાયમાં કેટલાક ભણુતાને ભણાવતા હતા, કેટલાક નવાં નવાં કાવ્યો કરતા હતા, કેટલાક એકાન્તમાં ધ્યાન કરતા હતા, કેટલાક આતાપના લઈ ઉપસર્ગ સહન કરતા હતા, કેટલાક ચિંતામણિ જેવા અનુમાનના ગ્રંથોને ભણુતા હતા, તો કેટલાક વાદના ગ્રંથો અવલોકતા હતા, કેટલાક ધર્મકથા કરતા તો કેટલાક સિદ્ધાન્તોની આવૃત્તિ કરતા. અને કેટલાક કાજા વિગેરેની જયણા કરવામાં તત્પર રહેતા તો કેટલાક વૈયાવચ્ચ કરતા. એમ અનેક સાધુવરો સંયમની આરાધના કરતા હતા.

## દેવસાગરનો કપટી પત્ર.

આ વખતે સૂરાશાહની સાથે નેમિસાગર વાચક આવ્યા. તેઓએ આવીને ગચ્છનાયકને વંદણા કરી, પછી ત્હેમને ઉતરવાનું

સ્થાન આપ્યું. વળી પાસમાંજ શાન્તિદાસના ઘરમાં પં૦ ભક્તિસાગર ઉતર્યા. ત્હેમણે વળી એવો દંભ ઉઠાવ્યો કે-તેઓ પોતે મોટા મ્હોટા ઘરે ગોચરીના નિમિત્તે જવા લાગ્યા. અને લોકોના મનમાં પોતાના વિચારો-પોતાની વાસનાઓ ઘુસાડવા લાગ્યા. તેઓ લોકોને એવો વૈરાગ્ય બતાવતા કે ત્હેમનું દંભ કોઈ જાણી શકતું નહિં, વળી તે વિજયદેવસૂરિને વધારે મળતા રહીને ત્હેમને પણ અનેક વાતો ભરાવતા. આવાજ પ્રસંગમાં વળી એક નવું ટીંખળ નિકળ્યું.

દેવસાગરે નેમિસાગર વાચક ઉપર એક પત્ર લખેલો, તે કાગળ પકડાઇ ગયો. આ કાગળમાં લખ્યું હતું કેઃ—

"અહિં ઘણા દુશ્મનો એકઠા થયા છે, તેઓ ત્હમારી નિંદા કરે છે. વળી ત્હેમણે ગુરૂને ( ગચ્છનાયકને ) હળાહળ વિષ આપ્યું છે. તે સમ્પૂર્ણ રીતે વ્યાપી પણ ગયું છે. જો ત્હમે કોઇપણ રીતે જલદી અહિં આવો, તો તે વિષ ઉતરી શકે. નહિં તો ગચ્છનાયક બહુ ગુસ્સે થયેલ છે. તે પ્રસન્ન થવાના નથી, ત્હમે ત્હેમના ઉપાસકોને હાથ કરી લેજ્યો. અહિં તો બધાએ તન્મય થઈ ગયા છે. કોઇ ત્હમારૂં નથી. શ્રીપાલ અને શાંતિદાસ આપણા થાય, અને નવાનગરનો શેઠીયો હાથમાં આવે તો સારૂં છે, અહિં હું એકલો છું, પરન્તુ મ્હને રહેવા દેશે નહિં અને મ્હારો કંઇ ઉપાય પણ નથી. માટે તાલપુટવિષ ઉતારવા માટે તો ત્હમારે જ આવવાની જરૂર છે. મ્હારી આ વિનતિ વાંચવા છતાં પણ જો ત્હમે ત્ય્હાં રહેશો તો બધી વાત બગડી જશે, અને પછી કંઈ ઉપાય ચાલશે નહિં."

એ વિગેરે ઘણાં અસમંજસ વચનો ત્હેમાં લખ્યાં હતાં. આ કાગળ સંભળાવવા માટે બધાઓને એકઠા કર્યા, જ્હેમાં સાગરોને પણ બોલાવ્યા.

દરેકની સમક્ષ કાગળ વાંચવામાં આવ્યો. દરેક પોતાના મનમાં 'અરે, આણે આ શું લખ્યું ? ગુરૂથી આવો દ્રોહ !' એ પ્રમાણે

વિચારવા લાગ્યા. પત્ર વંચાઇ રહ્યા પછી દરેક આપસમાં વિચાર કરવા લાગ્યા કે–'આના બદલામાં ત્હેને શું દંડ કરવો'?, તેજ વખતે વિજયદેવસૂરિ બોલી ઉઠ્યા કે–'ત્હેને દસ આંબિલ આપવાં.'

ત્ય્હારે ગચ્છનાયકે કહ્યું કે–'એને વળી આંબિલ કેવાં? ગુરૂને ગાળો દે, ગચ્છમાં ભેદ કરે, અને બધા વાચકોની પણ નિંદા કરે, એને તે વળી આંબિલ હોય? જો આચાર્ય વિજયદેવસૂરિ સમ્મત થાય તો ઠીક છે, નહિં તો પછી ત્હેમના મન વિના પણ ગચ્છ બાહર કરવો જોઇએ.'

તમામ સાધુઓ બોલી ઉઠ્યા કે–'એ વાત પ્રમાણ છે હવે વિલંબ કરવો જોઇએ નહિ.'

છેવટે શનિવારના દિવસે ત્હેને ગચ્છથી બહારજ કરવામાં આવ્યો. અને તે પછી ચતુર્વિધ સંઘમાં જાહેર કર્યો.

## આ તે શાસ્ત્ર કે શસ્ત્ર?

એક દિવસ શ્રીવિજયસેનસૂરિ મુનિમંડલને એકઠું કરીને કહેવા લાગ્યા કે, "આ એક નવો ગ્રંથ છે, જ્હેમાં આચાર્યો અને શાસ્ત્રોની નિંદા કરી છે. માટે આ ગ્રંથને પાણીમાં બોળવાને હું પૂછુંછું. અગર કહેતા હો, તો ચતુર્વિધસંઘની સાક્ષીએ તેમ કરીએ."

આ સાંભળીને નેમિસાગરે કહ્યું:—'લાઓ તો ખરા, હું તે ગ્રંથ વાંચી તો જોઉં.'

ગચ્છનાયકે કહ્યું:—'સોમવિજય વાચક પાસે તે ગ્રંથ છે.' સોમવિજયવાચક પાસે માગતાં ત્હેમણે તે ગ્રંથનાં છત્રીસ પાનાં આપ્યાં. નેમિસાગરે જો કે પૂરો ગ્રંથ માગ્યો, પરન્તુ ત્હેમણે આપ્યો નહિં. ખેર, છત્રીસ પાનાં લઇને પોતાને સ્થાને ગયા, અને તે વાંચી જોયાં. માલૂમ પડ્યું કે–આ ગ્રંથ શ્રીધર્મસાગરનો છે. પરન્તુ ત્હેમના મનમાં વાત એ આવીને ઉભી રહી કે–"હવે જો હું હા ભણું છું, તો ગ્રંથ પાણીમાં બોળાશે. અને મ્હારા ગુરૂનાં વચનો વિચ્છેદ જશે" આ વિચારમાં ઘેળાતાં તેઓ વિજયદેવસૂરિ પાસે ગયા. અને

કહ્યું કે–' આને માટે શું કરવું ? કહો તો તેઓથી અલગ થઈ જાઉં, અને કહો તો આ ગ્રંથને પાણીમાં બોળવા દઉં."

વિજયદેવસૂરિએ હિમ્મત આપીને કહ્યું કે–" ત્હમારે લંગારે ચિંતા ન કરવી. હું ત્હમારા પક્ષમાં થઇ જઇશ. ગુરૂને (ગચ્છનાયકને) ઘડપણ આવ્યું છે. બહુ તો તેઓ એક બે વરસ જીવશે. પછીથી ત્હમારી પ્રરૂપણાને આપણે ફેલાવીશું."

આ પ્રમાણે વિચાર કરીને બન્ને છૂટા પડ્યા. અને સાગર પક્ષનાં અઢારે ઠાણાં એક વિચારવાળાં થઇ ગયાં.

એક વખત ગચ્છનાયક વ્યાખ્યાન વાંચતા હતા, ત્હાં નેમિસાગર, પેલો ગ્રંથ લઇને ગયા. અને કહેવા લાગ્યા કે–"આ ગ્રંથ અમ્હારા ગુરૂએ કરેલો છે. અગર આપની આજ્ઞા હોય, તો તે વંચાય અને પ્રસિદ્ધ થાય."

ગચ્છનાયકે કહ્યું–" તે ગ્રંથ ખોટો છે. પ્રસિદ્ધ કરવાને લાયક નથી. એની અંદર ગુરૂને ગાળો અને શાસ્ત્રવિરૂદ્ધ લખાણ છે. તો પછી તે કેવી રીતે વાંચી શકાય ?"

નેમિસાગરે કહ્યું:–" આ ગ્રંથ એકાંત સાચો છે. ત્હેને ખોટો કરનાર કોણ છે ? આમાંથી કોઇ પણ માણસ કઇ પણ પુછે તો હું જવાબ દેવાને તૈયાર છું. મહારાજ ? આપ અગર દેસવટો આપશો, તો જ્હાં રોટો ને ઓટો ( ખાવાનું અને સ્થાન ) મળશે, ત્હાં રહીશું. અને અમારૂં કામ કરીશું."

એમ કહીને ઉઠી ગયા. વિજયદેવસૂરિએ સાગરનો હાથ પકડી અલગ બેસાડ્યા. બીજી તરફ શ્રાવક શ્રાવિકાઓમાં હોહા મચી ગઇ. એક ઉઠીને સાગરના જ પક્ષમાં બોલવા લાગ્યો. એટલે ગચ્છ નાયક અવસર જોઇને ત્હાંથી ઉઠી ગયા. નેમિસાગર બોલવા લાગ્યા કે–' ગમે તેમ ગલ કરીને રાજ–દરબારમાં પણ અમે આ ગ્રંથને

સાચો કરીશું.' આ વચન સાંભળીને વિનયવંત શ્રાવકો બોલ્યા:-"ચાર સારા ગીતારથોને બેસાડીને આ ગ્રંથ વંચાવી લેવો જોઇએ." ગચ્છનાયકે કહ્યું:-" ઠીક છે, મ્હારી વિદ્યમાનતામાં ચારે પંડિતો શોધી લે. વાચક સોમવિજય અને પં૦ લાભવિજય એ બે, અને બીજા બે સાગર કહે તે. એમ ચારે જણ મળીને શોધે."

સંઘે કહ્યું:—' ઠીક છે, આપનું કહેવું સાચું જ છે.' જ્યહારે સાગરને આ વાત જણાવી, ત્યહારે ત્હેણે તો ચોખ્ખી ના જ પાડી. ત્હેણે તો કહ્યું કે–' વિજયદેવસૂરિ અને અમ્હારા બતાવેલા ચારે જણ બેસીને તે ગ્રંથ શોધે.'

ગચ્છનાયકે કહ્યું:–' એ પ્રમાણે હોઇજ ન શકે; ત્હેમાં જોર કરવાનું કામ નથી. આપણે તો વીર-પરંપરા અને હીરવચનથીજ પ્રેમ છે.'

બીજી તરફ શ્રાવકો આપસ આપસમાં વાદ-વિવાદ કરવા લાગ્યા. ઝઘડો વધી પડ્યો. કોઇ કહેવા લાગ્યા કે-" ગચ્છનાયક ઠીક કરતા નથી. તેઓ મ્હોટો વિરોધ કરે છે. સાગર કહે છે, તે પ્રમાણે કબૂલ રાખીને શા માટે ગ્રંથ શોધાવતા નથી ?" વળી કોઈ કહેવા લાગ્યા કે-" બધા સાગરો જૂઠા છે, ત્રણ ત્રણ પેઢીથી તેઓ ઝઘડો કરતા આવ્યા છે. ઘણા દિવસ થયાં છૂટાં મ્હોંએ બોલે છે. ન્હાના મ્હોટાઓનો વિવેક રાખતા નથી."

એક વખતે ગોચરીના સમયમાં અવસર જોઇને સાધુઓએ ગચ્છનાયકને કહ્યું:-" મહારાજ ! હવે જ્હેમ ધર્મની હાનિ નથાય, તેમ એક વાત નિશ્ચય કરી લો, કે જ્હેથી કરીને લોકોમાં ચાલતી ચળવળ બંધ થઇ જાય."

ગચ્છનાયકે કહ્યું:-" ઠીક છે, તો આપણે તે ગ્રંથ પાણીમાં બોળી દેવો જોઇએ."

આ પછી વિજયદેવસૂરિ એકાએક બોલી ઉઠ્યાં કે—" જો એ પ્રમાણે થયું, તો સમજશો કે-કોઈ પ્રકારની શાંતિ જળવાશે નહિં. કેમકે, સાગર કહે છે કે-આ ગ્રંથની સાથે અમારાં માથાં બંધાયેલાં છે. માટે ગ્રંથને બોળતાની સાથેજ તેઓ માથાં કાણાં કરીને મરશે."

આ સાંભળી ગચ્છનાયક વિચારમાં પડ્યા. ત્હેમણે સોમવિજય વાચકને પૂછ્યું, તો વાચકે જણાવ્યું કે-" આ બધું કામ એમનું (વિજયદેવસૂરિનું) જ છે. માટે હવે જ્હેમ ત્હેમને (વિજયદેવ સૂરિને) સંતોષ થાય, તેમ કરવું જોઇએ. આને માટે ઉપાય એજ છે કે-ગ્રથને અપ્રમાણ કરીને એક પટો લખી, ત્હેમાં મતાં કરાવી, ત્હેને પાસે રાખવો." ગુરૂને આ સલાહ સારી લાગી.

## સાગરના ગ્રંથો અપ્રમાણ.

તે પછી કાગલ, ખડીયો અને કલમ મંગાવી ઝટ પટો લખવો શરૂ કર્યો. સં. ૧૬૭૧ ના વૈશાખ સુદિ ૩ ના દિવસે અમદાવાદમાં આ પટો લખાયો. પ્રારંભમાં હીરવિજયસૂરિનું મંગલાચરણ કરી લખવામાં આવ્યું કેઃ—

"હીરવિજયસૂરિએ કહેલા બાર બોલ, જ્હે પ્રમાણે છે, તે પ્રમાણે દરેકે પ્રમાણ રાખવા. ત્હેમાં નવો અર્થ કરીને કોઇએ ભિન્ન પ્રરૂપણા કરવી નહિં. અર્થાત્ ગચ્છવિરૂદ્ધ પ્રરૂપણા કદાપિ ધારણ કરવી નહિં. વળી 'સર્વજ્ઞશતકગ્રંથ સૂત્રવૃત્તિ' માં પ્રરૂપણ કરેલી પાંચ બાબત સંબંધી શ્રીહીરવિજયસૂરિએ સાગરની પાસે મિચ્છાદુક્કડ દેવરાવ્યા હતા, ત્હેને ઉત્થાપીને પાંચ બોલ વિપરીત કહ્યા, અત એવ 'સર્વજ્ઞશતક' ગ્રંથ અપ્રાણ છે. એ ગ્રંથ કોઇએ વાંચવો નહિ અને લખાવવો પણ નહિં. અને જ્હે સાધુ અથવા ગૃહસ્થ વાંચશે-લખાવશે; તે ગચ્છ બહારની શિક્ષાને પાત્ર થશે. આ સિવાય 'વ્યાખ્યાન વિધિ શતક-સૂત્રવૃત્તિ', ઔષ્ટ્રિકમતોત્સૂત્ર દીપિકા-વૃત્તિ' ત્હેનો બાલાવબોધ, વિગેરે જ્હે જ્હે ગ્રંથો સાગરે કર્યા છે કે જ્હેમાં વિપરીત પંથ છે, તે બધા

ગચ્છનાયકની આજ્ઞાથી શોધ્યા વિના કોઇએ વાંચવા નહિં. વળી 'પ્રવચનપરીક્ષા' ગ્રંથ પણ ગચ્છનાયકની શાખે શોધ્યા વિના ખોટો છે. તે ગ્રંથોને જહે વાંચશે, તે ગચ્છનો મ્હોટો ઠપકો પામશે. ગચ્છ નાયકે પણ ત્હેને ખુલ્લી રીતે શિક્ષા કરવી, નહિ કે છાની."

એ પ્રમાણેનો પટો લખીને વિજયદેવસૂરિને બોલાવ્યા, અને હસ્તાક્ષર કરવા કહ્યુ, પરન્તુ તેઓ અચકાયા. ત્હારે ગચ્છનાયકે કહ્યુ —'ત્હમે શામાટે આ પ્રમાણે તાણ કરો છો? અમ્હે ત્હમને કેટલીએક વખત એકાંતમા કહ્યુ, છતા માનતા નથી. માટે હવે તો ત્હમે જો સાગરમતનો પક્ષ ખેચશો, તો બીજો ગચ્છપતિ સ્થાપતા અમે લગારે વાર લગાડીશુ નહિ.'

આ સાભળતાની સાથે વિજયદેવસૂરિ ચમકયા અને મનમા લગાર પણ વિચાર કર્યા વિના ઝટ હસ્તાક્ષર કરી દીધા તે પછી દરેક વાચકો, પંડિતો અને સાધુઓના મતા કરાવ્યાં. તદનન્તર ગચ્છનાયકે સિંહવિમલ, વીરસાગર, કીર્તિવિજય અને કનકવિજયને બોલાવીને કહ્યુ કે- ત્હમે સાગરની પાસે જાઓ, અને સહીઓ કરાવો અગર તેઓ સહીઓ ન કરે, તો જે કહે તે સાભળીને પાછા આવો '

## સાગરોનો દુરાગ્રહ.

તે પછી ચારે પંડિતો સાગરોની પાસે ગયા ત્હા જઇને જહેવુ ત્હેમણે કહ્યુ કે-'આ પટામા મતુ કરો ' ત્હેવાજ તે એકદમ ત્હેમની સ્હામે છેડાઈ પડ્યા ત્હારે તે પંડિતો સમજાવા લાગ્યા કે- "જૂઓ, અભિમાન કરવુ ઠીક નથી અને જહે આપણા ગચ્છનાયક છે, ત્હેમનુ વચન માનવુ જોઇએ "

સાગરે કહ્યુ —"ત્યારે શુ મતુ કરીને અમે ખોટા થઇએ? અમે અમારા ગુરૂનુ વચન છોડીને બીજા ગુરૂને કેમ ભજીશુ? અગર આ પટામા મતુ કરીએ તો અમે અનતસસારી થઇએ, માટે અ મારે તો મતા કરવા નથી "

પંડિતોએ એક પહોર સુધી તેઓને સમજાવ્યા, પરન્તુ લગારે માન્યું નહિં. પંડિતોએ ગુરૂની પાસે આવીને તે હકીકત જણાવી. પછી વગવસીલાવાળા મુનિઓને કહ્યું કે–'ત્હમે ત્હેમને સમજાવો કે, પાછળથી ત્હમે અમ્હારો વાંક કાઢશો. માટે હજુ પણ હસ્તાક્ષર કરવા સારા છે.'

મુનિઓએ શાંતિથી પણ ઘણું સમજાવ્યું, છતાં માન્યું નહિં. છેવટે ગચ્છનાયકે સંઘને કહ્યું કે ત્હમે જઇને સમજાવો.

ગુરૂની આજ્ઞાથી સંઘના આગેવાનો–દોસી પનીયા, સાહ સિંઘજી, કુંપા, સાહ સૂરા, પારેખ જેઠા, ભીમજી, શાહ ખેતા, સોની વિદ્યાધર, રામજી, શાહ ફૂકા, જીવા, શાહ નાના, સોમજી, બહુઆ, અને વાઘજી શાહ વિગેરે ઘણા માણસો સાગરો પાસે ગયા, તેઓ વિનયપૂર્વક વંદણા કરીને કહેવા લાગ્યા કેઃ—

"વિજયસેનસૂરિ, એ શ્રીહીરવિજયસૂરિની પાટે છે. માટે તેઓનાં વચનો ત્હમારે માનવાં જોઇએ. ત્હેમને શા માટે દૂહવો છો? જૂઓ, ઠાણાંગસૂત્રવૃત્તિમાં ત્રણ પ્રકારે અવિનયમિથ્યાત્વ બતાવેલ છે, ૧ દેશત્યાગ અવિનય મિથ્યાત્વ, ૨ નિરાલંબતા અવિનય મિથ્યાત્વ અને ૩ પ્રેમ અથવા દ્વેષથી ઉત્પન્ન થતો અવિનયમિથ્યાત્વ. આ ત્રણે પ્રકારનાં મિથ્યાત્વ જો આપ ત્યાગ કરો, તો અમે આપને માનીએ. જૂઓ, ગુરૂનું વચન લોપતાં આપને આ ત્રણે મિથ્યાત્વ લાગે છે. ગુરૂને ગાળ દીધી, એ પહેલું. ગચ્છ–સમુદાયના આલંબનનો ઘાત કર્યો, તે બીજું અને નાના પ્રકારના પ્રેમ અને દ્વેષથી આરાધ્યને વિરાધ્ય અને વિરાધ્યને આરાધ્ય માન્યો, એ ત્રીજું. વળી આપ શાસ્ત્રના ભણેલા છો, છતાં આપની મતિ જાગ્રત થતી નથી; એ ખેદનો વિષય છે."

સંઘનાં ઉપર્યુક્ત વચનો સાંભળ્યા પછી ભક્તિસાગરે કહ્યું:– 'મિથ્યાત્વ તો લાગે ખરૂ, અને મતુપણ કરૂં, પરન્તુ તે મ્હારા ગુરૂ ક્યહાં છે? અમ્હારા ગુરૂ તો ધર્મસાગર છે.'

સંઘે કહ્યું:—' એમ બોલવામાં ત્હમને અજ્ઞાનમિથ્યાત્વ લાગે છે.'

સાગરે કહ્યું:—' ટૂંકી વાત એટલીજ કે, તે જહે કહે, તે અ-મ્હારે માનવું નથી.'

. સંઘ નિરાશ થઈ ગુરૂ પાસે આવ્યો. સંઘે એજ કહ્યું:—

"લોહપણું પત્થરપરિં તિમ લોહ વધાર્યો;
કઠિણ પણઉં તિમ એહનું તુમે હઈયડઇ આણ્યો." ૬૦૮

સાગરોની દુરાગ્રહતા—કઠિનતાની હદ આવી ચુકી. સંઘે એ પણ કહ્યું કે, 'જ્યહારે તે આપની આજ્ઞા માનતાજ નથી, તો પછી, વધારે કહેવું નકામુંજ છે. હવે તો જહે આપના મનમાં આવે, તે કરવું જોઇએ.'

આટલું થયા છતાં પાછા ગચ્છનાયકે મારવાડના સંઘને બોલા-વીને કહ્યું કે—'હજૂ પણ જો તે માને તો, સમજાવો.'

સંઘ, સાગરો પાસે જઇને પાછા સમજાવા લાગ્યો. ત્હેમણે સમજાવતાં એ પણ કહ્યું:—"ત્હમારીજ શાખાની અંદર વિદ્યાસાગર જેવા થઇ ગયા, કે જેઓ વિદ્યા, વિનય, વિવેક અને વૈરાગ્યના ખજાના સમાન હતા, ત્હેમણે પોતાની શોભાથી તપગચ્છને વધાર્યો. જ્યહારે ત્હમે વિપરીત પ્રરૂપણા કરીને ભવને શા માટે હારી જાઓ છો ?. એ ખૂબ યાદ રાખજ્યો કે ગુરૂનું વચન ઉલ્લંઘતાં કોઈ પણ પાસે રહેશે નહિં."

વિગેરે વિગેરે સમજાવ્યા છતાં, ત્હેમણે હઠ છોડી નહિં. આ વ-ખતે ગચ્છનાયકે બરહાનપુરના સંઘને કે જહે શત્રુંજયની યાત્રા નિમિત્તે આવ્યો હતો, ત્હેને બોલાવ્યો. આ સંઘને પણ સાગર પાસે મોકલ્યો. સંઘના આગેવાનો—સંઘવી જીવરાજ શેઠ, વિમલદાસ, ઠાકર સિં-

ધણજી, હાંસજી. શ્રુજી, વીરદાસ, બ્રહ્મચારી જીવા અને મેઘા (એ બે ભાઇ) વીરજી, વીરજી, ભીમા, ઠાકર લાલજી, ઠાકર સિંહજી, ઉદયકરણ, કલ્યાણદાસ અને સોની ભોજૂ વિગેરે સાગરો પાસે ગયા. ત્હેમણે પણ ઘણી ઘણી રીતે સમઝાવ્યા, પરન્તુ માન્યું નહિં અને મનમાં આવ્યું તેમ બોલવા લાગ્યા. સંઘ ગુરૂ પાસે પાછો આવ્યો. સંઘે કહ્યું કે-'તે કોઈ રીતે માનતા નથી, માટે સખ્ત શિક્ષા કરો.' ગચ્છનાયકે કહ્યું:-'શિક્ષા કર્યા પછી ત્હમે ત્હેના પક્ષમાં તો નહિં થઇ જાઓ ને?' સંઘે કહ્યું:-" મ્હારાજ! આ શું કહો છો? આપની આજ્ઞા વિના તે ભટકતા ફરશે, અને એઓને કોઈ સંગ્રહશે, પણ નહિં, એટલુંજ નહિ પરન્તુ કોઈ નમસ્કાર પણ નહિં કરે. એ નિશ્ચય જાણશો."

ગચ્છનાયકે વિચાર્યું કે-'હવે ઉપાય શો કરવો? ખેર, હવે એકાન્તમાં કહેવરાવવું જોઇએ.' એ પ્રમાણે વિચાર કરી ઠાકર લાલજી; કે જ્હે સંઘમાં પ્રધાન હતો, ત્હેને બોલાવ્યો અને કહ્યું કે-"લાલજી! તું મ્હારો ભક્ત છે. ગુરૂનું વચન આરાધવાને શક્તિમાન છે, અને સાધુના સંયમમાર્ગને જાણવાવાળો છે, એટલા માટે તું ત્હેની પાસે જા, અને સમઝાવ. ખાનગીમાં ત્હેને કહેવું કે-આવી મતિ કેમ થઇ ગઇ? મ્હેં ત્હને પાળ્યો, ત્હારી લાજ વધારી, અને છેવટે વાચકપદ લઇને ત્હેં આવી ખુવારી કરી? હજૂ પણ કંઇ બગડી ગયું નથી. વળી પછીથી ત્હમે કહેશો કે પ્રેમ રાખ્યો નહિં, તે ઠીક નહિં, મ્હારાથી બધું સહન થઇ શકે, પરન્તુ હીરવચનનું ઉત્થાપન સહન થાય નહિં".

તે પછી લાલજી નેમિસાગર પાસે ગયો. અને વંદણાં કરીને પાસે બેઠો. પછી નેમિસાગરે કહ્યું:-"કહો, ગુરૂનું પડખું મૂકીને વગર બોલાવે અહિં કેમ આવ્યા?"

લાલજીએ કહ્યું:-" કંઇક આપને વિનતિ કરવાની છે. અગર માનો તો બહુ આનંદની વાત છે."

સાગરે કહ્યું:–' મતુ કરવાની વાતને છોડીને બીજી ગમે તે કહો '.

લાલજીએ કહ્યુ–" મહારાજ ! એ પ્રમાણે ન કરાય, આપના હ્હેડે મ્હોટાંઓ હોય, ત્હેમની વાતો ઉપર ત્હમારે ધ્યાન આપવું જોઇએ. જૂઓ, પહેલાં બે પાટો સુધી મિચ્છાદુક્કડ દીધો, તો ધર્મસાગરજીનું કાર્ય સિદ્ધ થયું."

સાગર બોલી ઉઠ્યા કે–" અમ્હારા ગુરૂ અપંગ હતા, તેથી ત્હેમણે તેમ કર્યું, પરન્તુ અમે ને પ્રમાણે કરવાના નથી."

લાલજીએ કહ્યુ:—મહારાજ ! જો આવી તાણુ રાખવી હતી, તો સંસાર છોડી સંયમ શા માટે લીધું ? આપ જાણતાં જ હશો કે ગુરૂનો અવિનય કરતાં પ્રત્યનીકપણુ થાય છે. અને વીરવચનને ઉત્થાપન કરતાં જમાલી જહેવી સ્થિતિ થાય છે. વળી ગુરૂનો પ્રત્યનીક શુભ ઠેકાણું પામી શકતો નથી. અને ત્હેને સડેલી કૂતરીની માફક ભટકવુ પડે છે, આ ભાવ ઉત્તરાધ્યયન સૂત્રના પ્રથમ અધ્યયનમા પ્રકાશ્યો છે. માટે સિદ્ધાંત અને ગુરૂનાં વચનોને આરાધો."

સાગરે કહ્યુ:—" અમ્હે બધાં શાસ્ત્રો વાંચી જાણીયે છીએ. પરન્તુ અમ્હારે મતુ કરવુ નથી અમે તો ગ્રંથ વાંચીશું, અને વખાણીશુ પણ ખરા."

છેવટે લાલજી ઠાકર ગચ્છનાયકપાસે પાછા આવ્યા. બધી વાત જણાવી, અને કહ્યુ કે–' કોઇપણ રીતે તે માનનાર નથી, માટે ટકોર મારીને ત્હેને ગચ્છ બહાર કાઢો.'

## ગચ્છબહારનો ખુલ્લો પત્ર.

ગચ્છનાયક શ્રીવિજયસેનસૂરિ, સાગરોના દુરાગ્રહને, અને ત્હેમના દૃષ્ટિરાગપણાને ધિક્કારવા લાગ્યા તે પછી ત્હેમણે વિચાર્યું કે–' જહેવી રીતે સમસ્ત ચતુર્વિધ સંઘ જાણે; ત્હેવી રીતનીં ત્હેને શિક્ષા

કરવી.' એમ વિચારી. ગચ્છનાયકે સમસ્ત-સાધુ-સાધ્વી-શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વિધસંઘના નામે એક ખુલ્લો પત્ર લખ્યો. ત્હેની અંદર પ્રારંભમાં હીરવિજયસૂરિને નમસ્કાર કરીને લખ્યું કે—

"લબ્ધિસાગરનો શિષ્ય નેમિસાગર વાચકપદ લઇને અયોગ્ય થયો છે, ત્હેનાથી ગચ્છનો સંબંધ છૂટી ગયો છે. માટે કોઇએ ત્હેની સાથે મળવું નહિં. અને આવીજ રીતે ભક્તિસાગર પણ ત્હેની સાથે મળી ગયેલ હોવાથી ત્હેનાથી પણ ગચ્છનો સંબંધ છૂટ્યો છે. માટે ત્હેની (ભક્તિસાગરની) સાથે પણ કોઇએ મળવું નહિં. આ સમાચાર બીજાને પણ જણાવજ્યો. જહે પાંચ બોલના મિચ્છાદુક્કડ દેવરાવ્યા હતા, ત્હેને પણ ઉત્થાપ્યા છે અને વિપરીત બોલે છે, માટે સં. ૧૬૭૧ ની શુકલ અષ્ટમીએ આ શિક્ષા કરવામાં આવી છે."

આ પત્ર ગચ્છનાયક તરફથી અમદાવાદમાં, કે જ્યહાં સાત નગરોના સંઘો એકઠા થયા હતા, તેઓની સમક્ષ વાંચવામાં આવ્યો.

એ પ્રમાણે સાગરોને બહાર કરી દેવામાં આવ્યા. લોકોનું ત્હેમની સાથે મળવું અને આલાપ સંલાપ પણ બંધ થયો. છતાં વિજયદેવસૂરિ, બહાર જઇ જઇને તેઓને મળતા, માન આપતા અને છાની છાની વાતો પણ કરતા.

## બીજા આચાર્ય સ્થાપવાનો સૂત્રપાત.

એ પછી વિજયસેનસૂરિ અમદાવાદથી અસાઉલે ( અસારવે ) આવ્યા, અને વિજયદેવસૂરિ રાધનપુર જવા નિમિત્તે રાજપુર આવ્યા. તેઓ સાગરોને પ્રેમથી મળતા અને વાતો પણ કરતા.

આ વાત જ્યહારે ગચ્છનાયકના જાણવામાં બરાબર રીતે આવી ગઇ, ત્યહારે ત્હેમણે વિચાર્યું કે—'એક વખત ત્હેને જણાવવું જોઇએ.' તેથી વિજયદેવસૂરિને પોતાની પાસે બોલાવ્યા. વિજયદેવસૂરિ, રાજપુરમાં એક રાત રહીને પ્રાતઃકાલમાં 'ગુરૂને વંદણા નથી કરવી'

એમ મનમાં ધારી નદી ઉતરીને ઉસમાપુરમાં આવ્યા. અને ગુરૂની પાસે આવ્યા છતાં વંદણા ન જ કરી.

વિજયસેનસૂરિએ સોમવિજય ઉપાધ્યાયને કહ્યું કે-' આ હવે બિલકુલ વાંકો થયો છે, અને આનાથી હવે ગચ્છનો ઉદ્ધાર થાય તેમ નથી. માટે જો ત્હમારી સલાહ હોય તો આપણે બીજાને આચાર્ય સ્થાપીએ. અર્થાત્ ત્હમે કહો, ત્હેને આચાર્યપદ આપીએ.'

સોમવિજયવાચકે કહ્યું:-" પૂજ્યજી મહારાજ! આ કામ ઉતાવળનું નથી. હમણાં તેનો બાલસ્વભાવ છે. ત્હેમાં વળી તે આપનો ચેલો છે. આપના માટે તે નિશ્ચિંત છે અને બીજાથી પોતાનો નાશ થાય છે, તે જાણતો નથી. અત્યારે ભોલથી બંધાઇને પોતાની લાજને ખોવે છે. પરન્તુ જ્યહારે તે ચિંતામાં પડશે, ત્યહારે તેજ, તેઓની સાથે બથડી પડશે, એટલુંજ નહિં પરન્તુ સાવધાન થયા પછી, તેઓને શિખામણ પણ આપશે. "

ગચ્છનાયકે કહ્યું:-" ત્હમે જાણવા છતાં કેમ ભૂલો છો ? થાંભલા વિના ટેભા મારવાથી તે કંઇ ઘર ઉભું રહી શકે ? માટે આવાઓથી કંઈ ગચ્છનો નિર્વાહ થઈ શકે તેમ નથી. વળી તે મ્હારાથી છૂટી, બીજાઓને મળ્યો. છતાં ત્હેનું મન વળ્યું નહિં. તો પછી હવે ત્હેનો વિશ્વાસ શા માટે કરવો ? " એમ અનેક દૃષ્ટાન્તો પૂર્વક ગચ્છનાયકે, બીજો આચાર્ય સ્થાપન કરવા માટે પોતાનો દૃઢ નિશ્ચય જણાવ્યો. ત્યહારે શ્રીસોમવિજય વાચકે છેવટે એજ વિચાર જણાવ્યો કે-'ચોમાસુ ઉતર્યા સુધીમાં અગર તે ન માને, તો પછી આપણે તે જ પ્રમાણે કરવું.'

હવે એક તરફ વિજયદેવસૂરિએ અત્યન્ત રીસથી ઉસમાપુરથી વિહાર કર્યો. તેઓ રાધનપુર ન જતાં વીસલનગર જઈ ચોમાસુ રહ્યા. સાગરો સરહમાં આવી રહ્યા. અહિં કમલને ( કમલધીરને ) ત્હેમણે કહ્યું:-' ત્હમારા ગુરૂ, જ્યહાં સુધી જીવશે, ત્યહાં સુધી અમને દુ:ખી

કર્યા કરશે. માટે કંઈક એવો ઉપાય કરો કે–આ બધો સંતાપ મટી જાય '

ત્હેમણે કહ્યું —' એ સારા વાના થશે, પરન્તુ આ સમયે કંઇ થઇ શકે તેમ નથી '

બીજી તરફ ગચ્છનાયક ખંભાત તરફ વિહાર કરવા લાગ્યા પરન્તુ સંઘે વિનતિ કરી કહ્યું કે " આપ એક દિવસ વધારે બિરાજો. અને સાગરના વચનોની જ્હે ભ્રાંતિ અમારા લોકોમાં થઈ ગઈ છે, તે દૂર કરી, અમ્હારી બુદ્ધિઓ નિર્મલ કરો " સંઘની વિનતિનો સ્વીકાર કરીને ગચ્છનાયકે ત્હાં લગાર સ્થિરતા કરી

## સાગરોની રામકહાણી.

ગચ્છનાયક શ્રીવિજયસેનસૂરિએ અઢી હજાર માણસોની સભામાં સાગરોની આ પ્રમાણે રામકહાણી કહી સંભળાવી —

" મ્હેં સાગરને વિશ્વાસથી શિષ્ય કર્યો. તે પછી તે કુવાસનાથી મોહિત થયો અને મ્હારાથી ઝઘડો કરવા લાગ્યો વળી અજ્ઞાન હોવાથી, જો કે સ્થવિરો વારતા હતા, તોપણ મ્હેં ત્હેને પદ આપ્યું, તો પછી તે મ્હારી સ્હામે કેમ ન થાય ? હીરો પાણીની અંદર રહે છે, અને તૃણ તરી આવે છે માટેજ જ્ઞાનીને હીરા સમાન ગણેલ છે કે જ્હે વિવેક પૂર્વક ગુરૂની સેવા કરે છે ભવ્યો ! હીરવિજયસૂરિએ શિખામણ આપી હતી, કે ત્હમે સાગરનો સંગ કરશો નહિ, છતાં તે વચનોને વિસારી મૂકી સાગરનો સંગ કર્યો તો આવો પ્રસંગ પ્રાપ્ત થયો, માટે હજૂ પણ જો ત્હમે ગુરૂભક્ત હો, તો હીરવિજયસૂરિજીનાતે વચનોને યાદ કરજ્યો સ્મરણમાં રાખજ્યો કે જ્હે સાગરોનો સંગ કરશે, તે અવશ્ય બગડયા વિના રહેશે નહિ વળી આચાર્ય ( વિજયદેવસૂરિ ) ને માટે મેં ધાર્યું હતું કે-તે મ્હારો છે, તો બીજાનો કેમ થશે ? છતાં હમ પણ કાજને મળવાથી શંગ કહેવાયો અહો ! જ્હેણે અમૃતફલની આશા રાખીને વિષવેલડી ઉછેરી છે,

ત્યહાં પછી આશા સફલ કેમ થાય ? હું સ્પષ્ટ કહી દઉંછું કે-જહે તેઓનો ( સાગરોનો ) સંગ કરશે, તે મ્હારો શિષ્ય નથી. મ્હેં સાગરોને ગચ્છ બહાર કરેલા છે, માટે તેઓને કોઇએ સંગ્રહવા નહિં; કેમકે સાગરોએ જહેમ મ્હને અશાતા પહોંચાડી છે, ત્હેવી રીતે તેઓ બીજા સંગ્રહનારને પણ પહોંચાડશે. મ્હારી વિદ્યમાનતામાંજ અગર તેઓ આવીને મિચ્છાદુક્કડ ન દે, તો પછીથી તેઓને કોઇ કાળે ભેગા લેવાજ નહિં, એ વાત ત્હમે બધા યાદ રાખજ્યો. હવે જહેવી રીતે હું હીરવિજયગુરૂની:આરાધના કરૂંછું, ત્હેવી રીતે ત્હમે બધા વાચક સોમવિજયની આરાધના કરજ્યો."

એ પ્રમાણે ઘણી ઘણી ભલામણો કરીને બારેજા થઇ ખંભાતની પાસેના **સોજિત્રા** ગામમાં આવ્યા. અહિંથી **નંદિવિજય** વાચક વિગેરે સાધુઓને આગળ-ખંભાત મોકલ્યા અને પોતે એક રાત **સોજિત્રામાં** રહ્યા.

## ગચ્છનાયકનો સ્વર્ગવાસ.

સોજિત્રામાં આહાર કર્યા પછી, ગચ્છનાયક શ્રીવિજયસેનસૂરિજીની શારીરિક સમ્પત્તિમાં વિપત્તિ થઇ. ત્હેમની સાથે **ધીરકમલ** નામના એક સાગરના અનુયાયી સાધુ અને બીજા કેટલાક સાધુઓ હતા. આહાર કરીને સૂરિજીએ વિહાર કર્યો અને **નારગામ**ના બગીચામાં ગયા. ત્યહાં એક આંબાના ઝાડ નીચે પાણી વાપરવા બેઠા. અહિં ગુરૂને એકાએક ઉલટી થઇ, કે જહેમાં બિલકુલ લીલું પાણી નીકળ્યું. આ વખતે પાસે કીર્ત્તિવિજય પંડિત હતા. ત્હેમને ગુરૂ કહેવા લાગ્યા કે:—

"આ સંસારને છોડીને જિનેશ્વરો કે ચક્રવર્ત્તિયો, સંગી કે નિઃસંગી તમામ ગયા છે જાય છે અને જશે. ત્હેને માટે મનમાં લગારે ખેદ ન કરવો. પરમાત્મા વીરદેવ અને હીરવિજયસૂરિ જેવા ગુરૂ પણ ચાલ્યા ગયા તો પછી આપણા માટે તો કહેવુંજ શું ?"

એ પ્રમાણે બધાઓનાં ચિત્ત સ્થિર કરી પોતાના મુખે બધાઓથી ખમતખમણાં કર્યાં. દરેકના ઉપરથી રાગ કે રોષ દૂર કર્યો. અને પુનઃ પણ કહેવા લાગ્યા કેઃ—

" મ્હારે કોઇની સાથે વૈર–વિરોધ છે નહિં, અને મ્હારી પ્રત્યે પણ કોઇ વૈર–વિરોધ રાખશો નહિં. મ્હેં કેવલ મહાવીરની પરંપરાને રાખવાની ખાતરજ મુનિયોને ઓલંભ્યા છે. તેઓની સાથે મ્હારે કંઇ દ્વેષ નથી. અને તેજ ઇરાદાથી વિજયદેવસૂરિને પણ ઓલંભ્યા છે. ત્હમે યાદ રાખીને વિજયદેવસૂરિને મ્હારા તરફથી એ સંદેશો પહોંચાડશો કે–' જોકે ત્હમને વાત નથી ગમી, પરન્તુ મ્હેં ત્હમારા લાભની ખાતર એ કાર્ય કર્યું છે. હજૂ પણ જો મમત્વમાં પડીને સ્વગુરૂની પરંપરાને નહિં રાખો, તો ત્હમારા બન્ને ભવ બગડશે, અને પાછળથી ત્હમને બહુ પશ્ચાત્તાપ થશે. "

ગુરૂએ પોતાનો અંતસમય જાણી લીધો. પરન્તુ અણસણ કોણ કરાવે ? એ વિચારણીય હતું. તેમણે પોતાની મેળે જ ચોવિહાર કરી લીધો. તે પછી વાણી બંધ થઇ. તમામ લોકો ચિંતાતુર થઇ ગયા. બધાઓએ ગુરૂને પાલખીમાં (મેનામાં) સૂવાડીને ખંભાત લઇ જવાનો વિચાર કર્યો; પરન્તુ ગુરૂએ ઝટ સંકેતથી નિષેધ કરી દીધો. એટલે સાધુઓએ ગુરૂને ઝોળીમાં ઉઠાવ્યા. બે પહોર રાત જતાં ગુરૂને અકબરપુરમાં લાવ્યા. અહિં ગુરૂએ સંકેતથી સાધુઓને સમજાવી ખંભાતથી **નંદિવિજય**ને બોલાવ્યા. અને લખી લખીને હિતશિક્ષા આપી, તેમ સંથારો પણ ભળાવ્યો. આ પછી ગુરૂએ લખીને જણાવ્યું કે–' હજુ પણ મ્હને એક વાત હૃદયમાં સાલે છે. '

વાચકે કહ્યું:—' મહારાજ ! તે વાત કઇ, તે આપ ફરમાવો. '

ગુરૂએ લખીને જણાવ્યું કે—"રાજનગરમાં સોમવિજયવાચકે બીજો આચાર્ય સ્થાપવા દીધો નહિં. હજૂ પણ જો ત્હમે ચેતી જતા હો અને ત્હમારી રૂચિ હોય તો હું આચાર્યપદવી આપું. '

નંદિવિજયવાચકે કહ્યું:—"મહારાજ! સોમવિજયવાચક અહિં છે નહિં, તેઓને પૂછ્યા વિના એ પ્રમાણે કેમ થઇ શકે? માટે આપ નિશ્ચિંત રહો અને જો તે (વિજયદેવસૂરિ) નહિં માને, તો અમે બીજો આચાર્ય સ્થાપન કરશું, કે જ્હેથી કરીને તમામ વાત શાન્ત થઇ જશે."

ગુરૂએ કહ્યું:—"મ્હારા આદેશ છે કે-ત્હમે જરૂર બીજો આચાર્ય સ્થાપન કરજ્યો. અને એ પ્રમાણે કરશો, તોજ ગચ્છનું બંધારણ ઠીક રહી શકશે. અન્યથા તે ત્હમારો ઘોડ્યો લગારે રહી શકશે નહિં."

વાચકે કહ્યું:—"આપ હવે તે દુઃખને દૂર કરો. અને તે સંબંધી બધા ઉપચાર થઇ જશે."

ગુરૂએ ચિત્તને સ્થિર કરી નવકારમંત્રનું સ્મરણ શરૂ કર્યું. અને ચ્યાર શરણપૂર્વક અરિહંતપદનો જાપ કરતાં કરતાં એકાએક અમરપુરીને શોભાવી દીધી.

બીજી તરફ પ્રાતઃકાલમાં તો ખંભાતનો સંઘ સામૈયું લઇને ગામ બહાર આવ્યો હતો. ત્હેણે ગુરૂના કાળ કર્યાના એકાએક સમાચાર સાંભળ્યા. આખા સંઘમાં હાહાકાર થઇ ગયો. દરેક આબાલવૃદ્ધ ગુરૂ વિરહથી અત્યન્ત દુઃખી થયા. નંદિવિજય વાચક વિગેરે સાધુઓએ પણ ગુરૂ ગુણોને યાદ કરી ઘણું દુઃખ ધારણ કર્યું. તે પછી સંઘે ઉત્તમોત્તમ શિબિકા બનાવીને ત્હેમાં ગુરૂને બેસારી સૂખડ, અગર વિગેરે સુગંધિત પદાર્થોથી ગુરૂનો અગ્નિસંસ્કાર કર્યો. આ વખતે ગુરૂની પૂજામાં આઠહજાર મહમુંદી એકઠી થઇ હતી. વળી સૂરિજીના અગ્નિસંસ્કારવાળા સ્થાનકે સંઘે સ્તૂપ પણ સ્થાપન કર્યો. તે પછી પત્ર લખીને આ હકીકત અમદાવાદ સોમવિજય વાચકને જણાવી. ત્હેમણે પણ ઘણોજ અફસોસ કર્યો. અને ગુરૂના ગુણોને યાદ કરી કરીને ઘણોજ વિલાપ કર્યો.

## વિજયદેવસૂરિની કબૂલાત.

આ પછી સોમવિજયવાચકે ઘણા વિચાર પૂર્વક **વિજયદેવસૂરિ** ઉપર **વીસલનગર** એક પત્ર લખ્યો. ત્હેમાં શ્રીવિજયસેનસૂરિના કાળ કર્યાની હકીકત લખવા ઉપરાન્ત એ પણ લખ્યુ કે:–' આપે હવે બધાઓની સાથે પ્રેમ દાખવવો જોઇએ છે. અમે આપની આજ્ઞા પાળવાને તૈયાર છીએ. અમારે બીજાતનું કઇ કામ નથી. વળી આપ ગુરૂનું વચન જો પળાવસ્યો, તો આપની ઘણી કીર્તિ વધશે.'

આના જવાબમાં વિજયદેવસૂરિએ લખ્યું–' ગુરૂવચન તે સાચાં જ છે. અને અમે તે સારી રીતે પળાવીશુ.'

વિજયદેવસૂરિનો આ પત્ર વાચીને બધો સાધુસમુદાય આનન્દિત થયો. પરંતુ ત્હેમના આંતરિક વિચાર તો જાણે જ કોણ? ત્હેમના મનમાં તો વળી બીજો જ વિચાર હતો.

## વિજયદેવસૂરિનો પાટણમાં પ્રવેશ.

ચોમાસુ ઉતરતા પાટણના સઘે વિજયદેવસૂરિને પાટણ પધારવા માટે વિનતિ કરી. આ વખતે વિજયદેવસૂરિએ સઘને કહ્યુ કે–'હું કહું તે પ્રમાણે પાટણનો સઘ કરે, તો હું ત્યહાં આવુ.' પાટણના અબજી શ્રાવકે કહ્યું:–' આપને એવુ શું કાર્ય છે?' સૂરિજીએ કહ્યું:– 'કોઇ પણ પ્રકારનું મતુ કરાવ્યા કે મિચ્છાદુક્કડ દેવરાવ્યા સિવાય, સાગરોને ગચ્છમાં લઇ લેવા. અને તેમ કરવાથી જ મ્હારી લાજ રહી શકે તેમ છે.'

અબજીએ કહ્યુ—' મહારાજ! આખો સંઘ એ પ્રમાણે કેમ કબૂલ કરશે?'

સૂરિજીએ કહ્યુ:—' જો કે તે કાર્ય છે કઠિણ, પરન્તુ મ્હારે તો તે કર્યે જ છુટકારો છે.'

છેવટે—શરમના લીધે સંઘે એ પ્રમાણે લખી આપ્યુ કે-'વિ-જયદેવસૂરિ જહે કહે, તે અમારે પ્રમાણ છે.'

તે પછી સંઘ પાટણ ગયો. સૂરિજી મ્હેસાણે ગયા. અહિં અમદાવાદનો સંઘ વાંદવા આવ્યો. વિજયદેવસૂરિએ વિચાર કર્યો કે 'આ લોકો મ્હને ઘેરી લેશે. સાગરોને લેવા દેશે નહિં. અને મ્હારાથી કંઈ વિશેષ કહેવાશે પણ નહિ.'. એમ વિચારી શીઘ્ર તેઓ **ધીણોજ** પહોંચ્યા. રાજનગરનો સંઘ મનમાં વિચાર કરીને પાછો વળ્યો. જ્યહારે વિજયદેવસૂરિ સાગર સંબંધી પોતાનું કાર્ય સિદ્ધ કરવાને **પાટણ** ગયા.

## ભક્તિસાગરનું અપમાન.

વિજયદેવસૂરિએ પાટણમાં આવ્યા પછી સાગરોને પાટણમાં બોલાવાનો વિચાર કર્યો. ત્હેમણે અમદાવાદથી નેમિસાગર અને ભક્તિસાગરને બોલાવા માટે ધનવિજયને મોકલ્યા. અમદાવાદમાં આવીને ધનવિજયજી પ્રથમજ સાગરને મળ્યા. અને જહે કંઈ વાતચિત કરવાની હતી, તે કર્યા પછી સોમવિજય વાચકની પાસે આવી વંદણા કરી. વાચકજીએ કહ્યું:-'એવું શું કાર્ય છે કે—એકાએક અહિં આવવું થયું?' ધનવિજયે કહ્યું;-'કંઇ કામ પ્રસંગે ખંભાત આવ્યો હતો, ત્યહાંથી અહિં આવ્યો છુ.'

વાચકજીએ ફરી કહ્યું કે-'ત્હમે સમાચારીના સારા જાણવાવાળા છો, છતાં પોતાના ગુરૂએ જેઓને બહાર કાઢ્યા છે, તેઓને મળો છો, ત્હેમને વંદન કરો છો અને એકાંતમાં વાતો કરો છો, તે વ્યાજબી કહેવાય નહિં.'

ધનવિજયજીએ કહ્યું:—'હું આ બધુ કાર્ય ગચ્છનાયકના આદેશથી કરૂં છું.'

વાચકજીએ કહ્યું—'અમે ત્હેમની આટલી બધી ખટપટ જાણતા નથી.'

આ પછી ધનવિજયજીએ નેમિસાગરને કેટલીક શિખામણ આપીને ખંભાત મોકલ્યા અને કહ્યું કે–' ત્યહાં ત્હમે પોતાના મતની પ્રરૂપણા કરો અને ગ્રંથોને પણ સાચા કરો.' જ્યહારે ભક્તિસાગરને પોતાની સાથે પાટણ લાવ્યા. પાટણમાં ત્હેમને બીજા ઉપાશ્રયમાં ઉતાર્યા. વિજયદેવસૂરિ સિવાયના બીજા મુનિયો અને શ્રાવકો ત્હેમની પાસે જવા–આવવા લાગ્યા અને દરેક ત્હેમની પ્રરૂપણા સાંભળવા લાગ્યા. તેમ ત્હેમનું ગાયુ ગાવા પણ લાગ્યા.

લોકોના મુખથી આ હકીકત: સાંભળીને સોમવિજય વાચકે ખંભાતથી નંદિવિજય વાચકને પોતાની પાસે બોલાવ્યા. અને તેઓને પાટણ જઇ વિજયદેવસૂરિની સેવા કરવા જણાવ્યું. સાથ સાથ એ પણ કહ્યું કે—' ત્હમે ગુરૂનાં વચન પળાવવામાં લગારે કચાશ રાખશો નહિં.' નંદિવિજય વાચકની સાથે કેટલાક ગુરૂભક્ત મુનિયોને પણ મોકલ્યા. જ્યહારે નંદિવિજય વાચક હબદપુર પહોંચ્યા, ત્યહારે વિજયદેવસૂરિના કેટલાક સાધુઓ અને શ્રાવકો વાંદવા માટે આવ્યા. નંદિવિજયજીએ તેઓને કહ્યું—" વિજયસેનસૂરિએ જેઓને ગચ્છ–બહાર કર્યા છે, તેઓને ત્હમે સ્થાન કેમ આપ્યું ? "

શ્રાવકોએ કહ્યું:—" ગુરૂના વચનથી. "

નંદિવિજયજીએ કહ્યું:—" ત્હેમણે પણ ગુરૂનું વચન માન્યું નથી. "

શ્રાવકો ઝટ પાટણ પહોંચ્યા અને ભક્તિસાગરને ઉપાશ્રયથી બહાર કાઢ્યા. તેઓએ કોઇના ઘરમાં જઇને ઉતારો કર્યો. ત્હેમનું ઘણું અપમાન થયું. તે પછી તેઓ અમદાવાદ આવ્યા, અને બધી વાત શાન્ત પડી ગઇ.

## સાગરમતની ખુલ્લી પ્રરૂપણા.

તે પછી નંદિવિજય વાચક ધૂમધામ પૂર્વક પાટણમાં આવ્યા.

અને વિજયદેવસૂરિને વિધિપૂર્વક વંદણા કરી. પરન્તુ વિજયદેવસૂરિએ પ્રેમપૂર્વક તેઓને બોલાવ્યા નહિં, એટલુંજ નહિં પરન્તુ, વિજયસેનસૂરિને શું થયું? કેવી રીતે કાળ કર્યો? અણુસણ કેમ કર્યું? વિગેરે કંઇપણ હકીકત પૂછી નહિં. નંદિવિજય વાચક હેમનાથી લગારે ડરતા ન્હોતા, પરન્તુ બીજા સાધુઓ ઘણા ડરતા હતા. વિજયદેવસૂરિ કદાચ સાગરોની વાત જો સંભળાવતા, તો નંદિવિજય વાચક શ્રાવકોને સમઝાવી દેતા. પરન્તુ પાછા વિજયદેવસૂરિ નંદિવિજયને તેમ કરતાં વારતા હતા, કેમકે હેમના મનમાં એ ડર રહેતો કે રખેને શ્રાવકોનાં મન ડોદલાં થઇ જાય.

નંદિવિજયવાચકને આ વાત ઘણી ખટકતી. તેઓના મનમાં આવ્યું કે–હીરસૂરિનાં વચનોને પ્રકાશતાં જ્યહારે તે વારે છે, તો પછી કામ કેમ ચાલશે? આ વખતે **મેઘવિજય** ઉપાધ્યાય, અને **ધર્મવિજય** ઉપાધ્યાય સાથે હતા. પરન્તુ આ બન્નેનું સાથે રહેવું વિજયદેવસૂરિને રૂચિકર ન્હોતું. તેથી તેઓને વિહાર કરવાને માટે આજ્ઞા આપી. એટલે શ્રીમેઘવિજયને માળવા તરફ વિહાર કરવાનું કહ્યું અને શ્રીધર્મવિજય વાચકને હાલાર તરફ. જ્યહારે તેઓ બન્ને વિજયદેવસૂરિને વાંદીને ચાલવા લાગ્યા, ત્યહારે શ્રીમેઘવિજય વાચકને કહ્યું કે–'તમે ઇડર થઇને માળવામાં જજ્યો, અને ધર્મવિજય વાચકને કહ્યું કે–ત્હમે સંખેશ્વર થઇને હાલાર જજ્યો. કેમકે અમદાવાદ જતાં ત્હમને ફેર પડશે. એટલા માટે પ્રેમથી હું ત્હમને કહું છું.' બન્ને વાચકોએ કહ્યું કે–'અમારે થૂભને વંદનકરવું છે, માટે તે તરફ જઇશું.' વિજયદેવસૂરિએ જાણ્યું કે–તેઓ જો અમદાવાદ જશે, તો સોમવિજયની શરમથી ત્હેના પક્ષમાં થઈ જશે. અને આવી રીતે પ્રકટપણે વારવાથી ત્યહાં જશે નહિં. ખેર, તે પછી બન્ને વાચકોએ વિહાર કર્યો.

બીજી તરફ આ હકીકત જ્યહારે સોમવિજય વાચકે જાણી, ત્યહારે તેમણે કેટલોક વિચાર કરીને વિજયદેવસૂરિને લખ્યું કે:—

"અગર આપનું દિલ હોય તો હું (આપનો સેવક) આપની સેવામાં આવીને રહું."

આના જવાબમાં વિજયદેવસૂરિએ જણાવ્યું કે—"અહિં તો ત્હમારૂં કંઇ કામ નથી, પરન્તુ ખંભાતના સંઘનો પત્ર આવ્યો છે, ત્હેમાં લખ્યું છે કે–ખંભાતમાં મનોહર સ્તૂભ કરવામાં આવેલ છે. ત્હેની પ્રતિષ્ઠા કરવાને માટે આપ પધારો, અથવા તો સોમવિજય વાચકને અહિં (ખંભાત) આવવા માટે આજ્ઞા આપો. માટે ત્હમે ખંભાત જાઓ."

વિજયદેવસૂરિ પાટણમાં રહીને સાગરમતના બોલો પ્રરૂપવા લાગ્યા. આથી નંદિવિજય વાચક કોઇ કોઇ વખત ત્હેમને હિતકારી વચનોથી સમઝાવતા કે–'આપે આ શું અવિચાર્યું કામ આદર્યું છે? ગુરૂવચન કેમ આદરતા નથી? ગુરૂ વચનો કોઇથી લોપી શકાય નહિં, છતાં આપ આપના ચિત્તને શા માટે ચલાયમાન કરો છો? અગર આપ ગુરૂ વચનોની પ્રરૂપણા કરશો, તો જ બધા આપના થઇને રહેશે; નહિં તો આપને કોઇએ માનશે નહિં. એ પ્રમાણે ઘણાઓએ સમજાવ્યું, પરન્તુ ત્હેમણે માન્યું નહિં. અને અમદાવાદ, ખંભાત વિગેરે ગામોમાં છાનામાના પત્રો લખી દીધા કે–એક ગુપ્ત લેખ કરવો છે, માટે ત્હમે બધા સંખેશ્વર આવો. વળી સાગરોને તેઓ ઘણી ધીરજ આપતા અને અમુક અમુક ક્ષેત્રોમાં રહેવાનો આદેશ પણ આપતા.

નંદિવિજય વાચક આ બધી હકીકત જાણીને ઘણા દુ:ખી થતા. ત્હેમણે કુંણગેરથી દર્શનવિજયજીને તેડાવ્યા અને બધી હકીકત ત્હેમને જણાવી. એટલુંજ નહિં પરન્તુ ત્હેમની પાસે એક પત્ર લખાવીને સોમવિજય વાચકને, વિજયદેવસૂરિની તમામ હકીકત જણાવી. તે પત્ર વાંચ્યા પછી સોમવિજય વાચકે **છત્રીસ બોલ** લખી જણાવ્યા.

૭ત્રીશ બોલ—

(૧) સુક્ષ્મનિગોદ, બાદરનિગોદ, સૂક્ષ્મપૃથ્વીકાય, સૂક્ષ્મઅપ્કાય, સૂક્ષ્મતેજસ્કાય, સૂક્ષ્મવાયુકાય આ છને અવ્યવહારી માને છે.

(૨) કેવલીના શરીરથી ત્રસ અને સ્થાવર જીવની વિરાધના સર્વથા થતી નથી એમ કહે છે.

(૩) મરીચીના વચનને સાગર ઉત્સુત્ર ન કહેતાં દુર્ભાષિત કહે છે

(૪) જમાલીના અનન્તભવો કહે છે.

(૫) મિથ્યાદષ્ટિએ કરેલ અભયદાનાદિ સુકૃત્યોની પણ અનુમોદના ન કરવી એમ કહે છે.

(૬) ઉત્સૂત્રભાષીને નિયમેન ' અનંતસંસાર ' કહે છે તે.

(૭) વીર નિર્વાણથી ૪૫૩ વર્ષે ચોથના પર્યુષણનો પ્રારંભ થયાનું કહે છે.

(૮) શ્રાવકને દ્રવ્યસ્તવન હોવાનું કહે છે

(૯) જ્ઞાનસાગર અને કુલમંડનસૂરિને પટોધર માને છે.

(૧૦) પરપક્ષીમાત્રને નિહ્નવો કહે છે.

(૧૧) ઉર્ધ્વલોકમાં કેવળ સાત હાથની પ્રતિમાનું સ્થાપન કરે છે.

(૧૨) પૂર્ણિમા અને અમાવસ્યા શ્રાવકનેજ આરાધવાની કહે છે.

(૧૩) પરપક્ષીએ કરાવેલાં જિનચૈત્યો વાંદવા લાયક નથી એમ કહે છે

(૧૪) સમકિત ધારીનેજ ક્રિયાવાદી કહે છે.

(૧૫) કેટલાક ગચ્છવાળા શ્રાવકો રાત્રે પોસહ લઇને પ્રાતઃકાળમાં છેલ્લા પહોરે સામાયિક ઉચ્ચારણ કરે છે તેને ઉત્સૂત્રભાષી કહે છે.

(૧૬) દિગમ્બરાદિક પરપક્ષવાળાઓને જૈન કહેવાનો નિષેધ કરે છે.

(૧૭) નમિ વિનમિને ધરણેન્દ્રે અડતાલીસજ વિદ્યાઓ આપ્યાનું કહે છે.

(૧૮) તીર્થંકરમાં દેવપણું જ છે, ગુરૂપણું નથી એમ કહે છે.

(૧૯) પૃથ્વી સાત અથવા આઠ માનેલી હોવા છતાં તે સીત્તેર માને છે.

(૨૦) પ્રશંસા અને અનુમોદનને તે જુદાં માને છે

(૨૧) તપગચ્છ સિવાય બીજે ક્યાંય સાધુજ નથી એમ કહે છે તે.

(૨૨) ભગવતી શતક ૮ માં આવેલી ચતુર્ભંગીની વૃત્તિના અર્થનું અને પાઠનું પરાવર્તન કરે છે.

(૨૩) લૌકિકમિથ્યાદૃષ્ટિઓથી લોકોત્તરમિથ્યાદૃષ્ટિ નિહ્નવાદિકને કર્મથી ભારે કહે છે.

(૨૪) પરપક્ષીઓ જેમ જેમ નવકારનું સ્મરણ કરે, તેમતેમ તેઓ ઉત્સૂત્રભાષીની માફક અનંત ભવ કરે છે એમ કહે છે.

(૨૫) પરપક્ષીએ કરેલ ધર્મને લેખામાં ગણતા નથી, અર્થાત્ નિષ્ફળ કહે છે.

(૨૬) શ્રીહીરવિજયસૂરિના બાર બોલમાં આવેલા 'માર્ગાનુસારી' શબ્દનો વિપરીત અર્થ કરે છે.

(૨૭) સોમતિલકસૂરિએ ખરતરગચ્છીય જિનપ્રભસૂરિનાં બનાવેલાં સાતસો સ્તવનોને વખાણ્યાં, તેથી સોમતિલકસૂરિને તે અજ્ઞાની કહે છે.

(૨૮) પાપકર્મની આલોચનાં તેજ ભવમાં થાય, તો તે છૂટી શકે છે. બીજા ભવમાં આલોઇ શકાતાં નથી એમ કહે છે.

(૨૯) 'ઉત્સૂત્રકંદ કુદ્દાલ' ગ્રંથની જે હેલણા કરે છે, તે સમકિત રહિત છે, એમ કહે છે.

(૩૦) ઠાણાગ્રંથનીવૃત્તિનો 'तन्वसेणय पक्खिआणि' ઈત્યાદિ પાઠ કોઇ મતાન્તરવાળાએ પરાવર્તન કરેલો છે, એમ કહે છે.

(૩૧) આવસ્યકચૂર્ણિની ગાથામાં આવેલો '' पन्नरसीसुभ '' ઇત્યાદિ પાઠ, કોઇ વિપક્ષીવાળાએ બદલી નાખ્યો છે, એમ કહે છે.

(૩૨) ક્રસેલાનું નીતરેલું પાણી ત્રિવિધ આહારના પચખ્ખાણમાં ન કલ્પે, એમ કહે છે તે.

(૩૩) ' उदधाविव सर्वसिंघवः ' ઇત્યાદિ વચનને અસંગત કહે છે.

(૩૪) જે અભવ્ય હોય તે અવ્યકતમિથ્યાત્વી હોય, એમ કહે છે.

(૩૫) કેવલીના શરીરથી જીવઘાત થવા છતાં આરંભીકી ક્રિયા લાગતી નથી, જ્યારે તે કહે છે કે જીવઘાતજ થતી નથી.

(૩૬) વ્યવહારરાશીમાં આવેલો જીવ ઉત્કૃષ્ટથી અસંખ્ય પુદ્ગલ-પરાવર્ત રહીને અવસ્ય મોક્ષ જાય છે, એમ કહે છે.

ઉપર પ્રમાણેના સાગરમતની પ્રરૂપણાના બોલો લખવા સાથે સોમવિજયજીએ એ પણ જણાવ્યું કે–'સાગરના આ બોલોમાં મ્હોટો વિરોધ છે, માટે તે બોલો બરાબર ધ્યાનમાં લઇ દરેક કાર્ય કરવું. જો તેઓ ગુરૂઆજ્ઞા અંગીકાર ન કરે, તો તેઓને ગચ્છ બહાર કરવા દેવા.' આ બોલ સાથેનો પત્ર પાટણમાં વિજયદેવસૂરિ પાસે આવ્યો અને તેમણે વાંચ્યો, ત્હારે મનમાં કહેવા લાગ્યા કે—'આ પાપિયો મ્હારી પાછળજ પડ્યા છે. અને સાગરો તો બહારજ રહ્યા.' તેઓ મનમાં ઘણો ખેદ કરવા લાગ્યા, પરન્તુ પ્રકટપણે કંઇ કહી શકતા નહિં. જ્યહારે કોઇ ગુરૂના બોલ વાંચતું ત્યહારે તેઓ તેમ કરવાને નિષેધ કરતા અને કોઇ જો ત્હેમને આ છત્રીસ બોલ વાંચવા આપતું, ત્યહારે તો તે રીસ ચડાવીને ફેંકીજ દેતા. જ્યહારે આ હકીકત સોમવિજયજીએ જાણી, ત્યહારે પાછો ત્હેમણે એક પત્ર વિજયદેવ-

સૂરિ-ઉપર લખ્યો. ત્હેમાં એ લખ્યું કે જો આપની આજ્ઞા હોય, તો હું આપની સેવામાં આવીને રહું, આવી વૃદ્ધાવસ્થામાં આપની સેવા કરવાની મ્હને બહુ ઇચ્છા થયા કરે છે.

વિજયદેવસૂરિએ લખી જણાવ્યું કે—મ્હારી પાસે ત્હારૂં કંઇ કામ નથી, આથી સોમવિજયજી ત્હેમની પાસે જઇ શકયા નહિ. નંદિવિજય ઉપાધ્યાય પણ વિજયદેવસૂરિ પાસેથી વિહાર કરી કુણગેર ગયા.

## વિજયદેવસૂરિનું દુસ્સાહસ.

હવે વિજયદેવસૂરિ સ્વતંત્ર થયા તે પછી સંખેશ્વરમાં ખંભાત અને અમદાવાદના સંઘો એકઠા થયા હતા, ત્હેમની પાસે બે સાધુ મોકલીને કહેવડાવ્યું કે–'તુમે પાટણ ચાલો' સંઘોના આગેવાનોએ કહ્યું; –'અમે પાટણ આવી શકીશું નહિં, અગર વિજયદેવસૂરિ ચાણસમે આવે, તો ત્હાં બધા એકઠા થઇ વિચાર કરીએ.' વિજયદેવસૂરિ ચાણસમે આવવા પાટણથી રવાના થયા, પરંતુ શુકન સારા થયા નહિં. ખેર, તોપણ તેઓ આગળ વધી ચાણસમે આવ્યા. સંઘની સાથે ત્હેમણે વિચાર કર્યો કે—સાગરોને લેવા કે કેમ ? છેવટે એ ઠરાવવામાં આવ્યું કે—'અમદાવાદમાં બધાએ એકઠા થવું. અને ત્હાં મિચ્છામિદુક્કડ દેવરાવવો.

આ પ્રમાણે નક્કી કરી બધા વેરાયા. સંઘો પોતપોતાના ગામ ગયા અને વિજયદેવસૂરિ પાટણ આવ્યા. પાટણમાં આવીને ત્હેમણે વળી જુદુજ ટીખલ કર્યું. ત્હેમણે સાગરોને તેડાવ્યા અને ચૈત્ર અમાવાસ્યાંનું મુહૂર્ત કાઢી તે દિવસે સાગરોને ખુલ્લીરીતે લઈ લીધા. અને દરેક સ્થળે માણસો મોકલી કહેવડાવી દીધું કે 'સાગરો સાથે મેળ કરી દીધો છે.' અમદાવાદ અને ખંભાતના શ્રાવકોએ જ્યહાં આ વાત જાણી, કે તુર્ત એકદમ ખળભળાટ મચી ગયો. દરેકના મુખથી એજ શબ્દો નિકળવા લાગ્યા કે–' આ શું ? કર્યું શું ? અને

કર્યું શું ? આવી રીતે તે વળી મેળ થતો હશે. ત્હેમણે બહુ અવિચાર્યું કામ કર્યું.' પછી અમદાવાદના સંઘે વિજયદેવસૂરિ ઉપર એક પત્ર લખ્યો, ત્હેમાં લખ્યું.—

" ત્હમે સાગરો પાસે મિચ્છાદુક્કડ દેવરાવ્યા સિવાય, ત્હેમને લીધા, તે ઠીક કર્યું નથી. આપણે જહે ઠરાવ કર્યો હતો તે ત્હમે પાળ્યો નહિં. હવે અમે તો ગુરૂવચન પ્રમાણેજ ચાલવાના. અમારો દોષ કાઢશો નહિં. હજૂ પણ જો ગુરૂ વચનને અનુસરીને દરેક કાર્ય કરશો તોજ ત્હમારી સાથે ગુરૂ વ્યવહાર રાખીશું, નહિં તો અમે માનીશું નહિં, તે વાત નિશ્ચયપૂર્વક સમજવી."

આવીજ મતલબનો એક પત્ર સોમવિજય ઉપાધ્યાય, મેઘવિજય વાચક, નંદિવિજય વાચક, અને ધર્મવિજય એમણે પણ મળીને લખ્યો. આ પત્રો વિજયદેવસૂરિને પહોંચ્યા પછી ત્હેનો જવાબ આ પ્રમાણે વાળ્યો.—

" મારે જે કરવું હતુ, અને મ્હારા મનમાં આવ્યું તે કરી દીધું છે. ત્હેમાં ત્હમને કંઈ પૂછવાની જરૂર ન્હોતી. કારણ કે એ મારી સત્તાની વાત છે."

## વિજયદેવસૂરિ માટે ઠરાવ.

અમદાવાદમાં આ પત્ર જ્યહારે વાચવામાં આવ્યો, ત્યહારે દરેકને બહુ ખેદ થયો. પછી સંઘની સાથે વિચાર કરીને ચાર ઉપાધ્યાયોએ સં. ૧૬૭૨ ના વૈશાખ સુદિ ૧૩ ના દિવસે દરેક ગામોના સંઘોને એક પત્ર લખ્યો આ પત્રમાં વાચક મેઘવિજય, સોમવિજય, ભાનુચંદ વાચક, નંદિવિજય વાચક, વિજયરાજવાચક, અને ધર્મવિજય તથા બીજા ઘણા મુનિઓની સંમતિ મેળવવામાં આવી. આ પત્રમાં આ પ્રમાણે જાહેર કરવામાં આવ્યું કે—

" હીરવિજયસૂરિજીની સમક્ષ ઘણા ગામોના સંઘની રૂબરૂમાં બારબોલ અને બીજી કેટલીએક શાસ્ત્ર વિરૂદ્ધ કરેલી પ્રરૂપણાઓ માટે સાગરે માફી માગી મિચ્છામિદુક્કડ દીધો હતો. ત્હેનો અપલાપ કરીને પણ પાછો સાગરે 'સર્વજ્ઞશતક' ગ્રંથ બનાવ્યો હતો. તે પણ શાસ્ત્ર વિરૂદ્ધ હોવાથી વિજયસેનસૂરિએ ત્હેમને દૂર કર્યા અને 'સર્વજ્ઞશતક' ગ્રંથને અપ્રમાણ કર્યો, તે સૌ કોઇ જાણેજ છે, માટે જહે કોઇ તે ગ્રંથને વાંચશે; વંચાવશે, તે ગુરૂની આણા બહાર ગણવામાં આવશે. વળી તે ગ્રંથના લીધે સાગરોને પણ દૂર કર્યા છે, માટે તેઓને પણ કોઇએ આદર આપવો નહિં, અને જહે કોઇ તેઓની સાથે આહાર પાણી કરશે, અથવા-કોઇ જાતનો વ્યવહાર રાખશે, તે પણ ગચ્છથી અલગજ સમજવામાં આવશે. વિજયદેવસૂરિએ તે સાગરોને ગ્રહણકર્યા છે, માટે ત્હેમને પણ ગચ્છથી બહાર કરવામાં આવે છે. ત્હેમણે પોતાના ગુરૂની મર્યાદા લોપી છે, તે માટે સુવિહિત સાધુઓનો એ મત છે કે-સાગરો અને સાગરોને આશ્રય આપનારાઓ સાથે અમારે કોઈ જાતનો સંબંધ નથી. અગર સાગરપક્ષવાળા ગુરૂનું વચન માને, તો તે અમારી સાથે ભળે. વિજયદેવસૂરિએ પણ તેઓને લીધેલા હોવાથી અમે ત્હેમને પણ વાંદીશું નહિં. જો તેઓ સાગરોને ગુરૂની આજ્ઞા પળાવીને ભેગા લે તો ખુશીથી અમે ત્હેમને વાંદીએ."

આ પ્રમાણેનો ઠરાવ સમસ્ત સંઘે કર્યો, અને ત્હેની નકલો કરી દરેક ગામો ઉપર મોકલી દીધી. એટલુંજ નહિ પરન્તુ દરેક ક્ષેત્રોમાં સાધુઓને આદેશ કરી દીધા, એટલે સાગરોને કોઇ પેસવાએ દેતું નહિ.

નંદિવિજય વાચકે જાહેર કરી દીધું કે—' હું ગુરૂવચનને માનવાવાળો છું, માટે જેઓ ગુરૂવચનની આરાધના કરવા માગતા હોય તેઓ ખુશીથી મ્હારી પાસે આવી જાઓ.' આથી સાગરો ઘણાજ રોષે ભરાયા અને તેથી ત્હેમણે કોર્ટનો આશરો લઇ ત્હેમને નુકસાન પહોંચાડવાનો ઈરાદો કર્યો.

સાગરો ઉપર વધારે સખ્તાઈ.

જ્યહારે સોમવિજય વાચકે આ હકીકત જાણી ત્યહારે ત્હેમણે સાગરોની કારવાઈ પહેલાંજ બંદોબસ્ત કરવાનો વિચાર કર્યો. તેઓ અબદુલ્લાખાનને મળ્યા અને મનોહર વચનોથી ખૂબ ખુશી કર્યો.

અબદુલ્લાખાને કહ્યું:–' મ્હારા લાયક કાર્ય હોય તે બતાવો, હું આપના દુશ્મનોને સખ્ત શિક્ષા કરીશ.' વાચકજીએ કહ્યું: –' અમારો કોઈ દુશ્મન નથી. પરન્તુ અમારો એક ગુરૂભાઇ હતો તે ગુરૂઆજ્ઞાથી વિરૂદ્ધ થયો અને ત્હેણે એક ગ્રંથ બનાવ્યો; જ્હેમાં ગુરૂને ગાળો લખી છે. આ ગ્રંથને ત્હેના પક્ષના કેટલાક લોકો વાંચે છે, તેથી અમારૂં દિલ બહુ દુ:ખી થાય છે, માટે આપ જો કંઇ પ્રયત્ન કરીને તેઓને અટકાવો તો સારૂં.'

અબદુલ્લાખાને કહ્યું. ' હમણાંજ હું તેઓને બોલાવવા માટે પત્ર લખી આપી માણસ મોકલું છું.' એમ કહી એક એહદીને હાજર થવાનું ફરમાન લખી આપ્યું. અને કહ્યું કે—' બન્નેને બાંધીને અહિં લાવો ' ( બે કોણ તે નામો જણાવ્યાં નથી ) ફરમાન લઇને સીપાઇ ના આવ્યાનું જ્હેવું વિજયદેવસૂરીએ જાણ્યું ત્હેવાજ તે ચાર મ્હોટા માણસોને મળ્યા. ભણસાલી દેવરાજ, નગરશેઠ દોસી વેણીદાસ, દોસી મનીઓ અને શાહ નાના વધૂઆ–એ ચારને અમદાવાદ વાચક પાસે મોકલ્યા, ત્હેમણે વાચકને કહ્યું કે—' આપ અમારૂં વચન માનો અને આ વખતે ત્હેમને બચાવો ' વાચકે કહ્યું:—' જો તેઓ ગુરૂ વચનને માને તો એની મેળે લાજ રહેશે. ત્હમે ત્હેને પૂછાવો કે ચોમાસુ ઉતરે વિજયદેવસૂરિએ અમદાવાદ આવવું. નંદિવિજયને મળીને એક વિચાર નક્કી કરી સાગરોની પાસે મિચ્છામિ દુક્કડ દેવરાવી મતુ કરાવવું અને જ્યહાં સુધી તેમ ન કરે ત્યહાં સુધી દુર રાખવા. આ પ્રમાણે જો ત્હેને મંજૂર હોય તો ત્હમારૂં વચન માન્ય થઇ શકશે. '

તે ચારે શેઠીયાઓએ વિજયદેવસુરિને ઉપરની હકીકત લખી જણા૦ી. ત્હેના જવાબમાં વિજયદેવસૂરિએ લખ્યું કે–' ત્હમારૂં કહેલું કોણ અવગણે તેમ છે?' આ પત્ર જ્યારે અમદાવાદ આવ્યો ત્યારે તે વાંચીને સંઘ સાક્ષી થયો. પછી પત્ર લખીને મેળ કરી લીધો, છતાં કપટથી ત્હેમણે ( વિજયદેવસૂરિએ ) હૃદયનો ભેદ કાઢ્યો નહિ. મેળ કર્યા પછી પણ ગચ્છભેદવાનું પોતાનું આન્દોલન તેમણે ઓછું નજ કર્યું.

## દર્શનવિજય બુરાનપુરમાં.

હવે અમદાવાદમાં સોમવિજય વાચકની પાસે મેઘવિજય, નંદિવિજય અને ધર્મવિજય એ ત્રણ વાચકો રહ્યા. બીજી તરફ ખંભાતથી દર્શનવિજયજીએ બુરાનપુર જવા માટે વિહાર કર્યો. ત્હેમણે જંબૂસરમા આવીને હીરવચનને અનુસારે મતાં કરાવ્યાં. તેમ ભરૂચ અને સૂરતમા પણ કરાવ્યાં. વધુમા સૂરતમાં નાનજી દોસીએ ત્હેમને કહ્યું કે—" જો વિજયદેવસૂરિ ત્હમારી ઇર્ષ્યા કરશે, તો અમારૂં આખુ કુટુંબ આપનીજ આજ્ઞા પ્રમાણે વર્તવાને તૈયાર છે. અમે જહેમ ચાર બંધુઓની જોડી છીએ તેમ ત્હમને પાંચમાજ ગણીશું, અમે ત્હમારો નિર્વાહ કરીશું, તે માટે ત્હમારે લગારે ડરવું નહિ; ત્હમે ખુશીથી બુરાનપુર પધારો અને હીરસૂરિનાં વચનોનો પ્રચાર કરો. અહિં પૂંજા દોસીના મનમાન્યા ત્રણસો મતાં લઈને પછી દર્શનવિજય આગળ વધ્યા. તેઓ ખાનદેશમાં નંદરબાર વિગેરે થઈ બુરહાનપુર પહોંચ્યા.

અહિં આવીને ત્હેમણે વિજયરાજ વાચકને વંદણા કરી અને ત્હેમને બધી હકીકત સંભળાવી દીધી. આ વખતે જસસાગર ત્હેમની સાથે હતા. ત્હેને માંડલાથી દૂર કર્યા. ત્યારે સંઘે એકત્ર મળીને ત્હેમને વિનતિ કરી કે ' આપ કૃપા કરીને ત્હેને પાસે બેસાડો, અને સઘંનું કહ્યું માનો. ' પછી દર્શનવિજયજીએ સંઘને કહ્યું

કે—" અગર તેઓ એ પ્રમાણે કબૂલ કરતા હોય કે—' પહેલાં જહે થયું તે થયું. પણ હવે અમે કોઈનું લખ્યું માનશું નહિં. ચોમાસુ સાથેજ કરીશું.' તો ભલે રાખો." તે લોકોએ એ પ્રમાણે કબૂલ કર્યું, એટલે બધા સાથે રહ્યા. અહિં એકંદર અગિયાર ઠાણાંએ ચોમાસુ કર્યું. હ્હેમાં પાંચ વિજય અને છ સાગર હતા. વાચક વિગેરે બાદરપુરમાં ચોમાસું રહ્યા. વીરવિજય પંન્યાસ ઇદલપુરમાં રહ્યા અને જસસાગર, દર્શનવિજય, રામવિજય વિગેરે શહેરમાં રહ્યા. એ પ્રમાણે અગીયારે ઠાણા ભેગાં રહ્યાં અને અંદરખાનેથી શ્રાવકોને પોતપોતાના રાગી કરવા લાગ્યા. દર્શનવિજય શ્રાવકોને હીરવિજયસૂરિનાં વચનો અને છત્રીસબોલ સંભળાવતા અને સાગર મતને ઢીલો કરતા. આમ કરવાથી ઝટ બે તડ પડી ગયાં. એટલે દર્શનવિજયના પક્ષમાં પણ ઘણા લોકો થઇ ગયા તેથી તેઓ ઘણા ખુશી થયા. વિજયરાજવાચક દર્શનવિજયને ઘણું માન આપતા. વળી આ ગામના બે ચાર અધિકારી શ્રાવકો હતા, ત્હેમને પણ હીરવચનના અનુરાગી કર્યા. આથી સાગરો વધારે ક્રોધિત થવા લાગ્યા અને વિજયદેવસૂરિ ઉપર બધી હકીકતના પત્રો લખ્યા. ત્હેમણે ( વિજયદેવસૂરિએ ) સંઘ ઉપર ઠપકાનો પત્ર લખ્યો, પરન્તુ કોઇએ દરકાર કરી નહિં.

આ વખતે મેઘવિજયવાચકના શિષ્ય ઇંદ્રવિજય ઉપર ત્હેમને વધારે રીસ આવી હતી. કારણ કે–ભાનુચંદ્રવાચકની આગળ ત્હેણે સમસ્ત વૃત્તાન્ત કહ્યું હતું. તે વાચક ભાનુચંદ્રજીનો બોલ લઇને અજમેર પહોંચ્યો પરન્તુ તે દરમીયાન ખંભાતથી સાગરે એક મ્હોટું ફરફડીયું લખી મોકલ્યું કે 'જીવવિજય પંડિત ત્હમારી આજ્ઞાની અવગણના કરેછે.' આથી ત્હેણે ઠપકો લખ્યો, પરન્તુ કંઇ કાર્ય સિદ્ધિ થઇ નહિ. તે (જીવવિજય) મ્હોટા તપસી હતા, નિરીહ હતા, તેથી ત્હેમની આજ્ઞા કોઇ લોપતું નહિ. ત્હેને હીરવચનો ઉપર શ્રધા હતી, અને સાગરોનો સંગ ગમતો ન્હોતો, તે વિજયસેનસૂરિના શિષ્ય હતા અને ઘણા વૈરાગ્ય-

પૂર્વક રહેતા હતા. ત્હેમનું ઉગ્ર ચારિત્ર હતું. અને શુદ્ધ સદ્દહણા રાખતા હતા.

વળી સોમવિજય વાચક, પંડિત હંસવિજય, વેલોઋષિ, એવા એવા મ્હોટા પુરૂષોના ઉપર પણ ત્હેણે દોષ દીધો, વળી એક બીજું પણ કરતૂત કર્યું, તે એ કે—સૂરતમાં બહુશ્રુત ધનહર્ષ પંડિત વિદ્યમાન હતા, છતાં ચોમાસુ વિરાધીને તાપી નદી ઉતરીને રાનેરથી સાગરના સાધુઓ પજૂસણ ઉપર સૂરત આવ્યા, અને તે લોકોએ વ્યાખ્યાન જૂદુ કર્યું.

આ સિવાય ત્હેમણે કાગળો પણ ઘણે સ્થળે લખ્યા, જ્હેમાં એક કાગળ બુરાનપુર જસસાગર ઉપર લખ્યો, ત્હેમાં લખ્યું કે—'ત્હમે ડરો નહિં, વિજયપક્ષમાં જ્હે જ્હે ભળ્યા હોય, તે અમારાથી જુદા થયા સમજવા, ત્હમે સંઘને ત્હમારા હાથમાં કરી લેજ્યો, તેઓની સાથે મળવા દેશો નહિં. વળી કોઇ વખતે તેઓને પાણી સ્થાન અને અન્ન પણ આપવું નહિં.' એવું એવું ઘણું લખ્યુ હતું. આ લેખ લઈને જ્હે માણસ આવ્યો હતો, ત્હેણે તો તે પત્ર લાલજીના હાથમાં આપ્યો. અને દર્શનવિજયજીએ લાલજીના હાથમાંથી લઇ લીધો આ પત્ર દર્શનવિજયજીએ વાચકને આપ્યો. ત્હે વાંચ્યો, તો ત્હેમાં અનેક દુ:ખદાયક બાબતો લખી હતી. આ પત્રની નકલો કરીને જ્હાં જ્હાં મોકલવા લાયક હતી, ત્હાં ત્હાં મોકલાવી. અમદાવાદના કાળુપુરના મનજીશાહ અહિં આવ્યા હતા, ત્હેની સાથે એક નકલ સોમવિજયવાચકને આપવા મોકલી. સોમવિજયવાચકે તે વાંચી. ત્હેમણે ઝટ સંઘને એકઠો કરાવ્યો. અને તે કાગળ વંચાવ્યો. દરેકના મનમાં વિજયદેવસૂરિ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો અને દરેકને નિશ્ચય થયું કે—હવે આનાથી કંઇ સીધું થાય. તેમ નથી.

**અમદાવાદના સંઘનું આન્દોલન.**

અમદાવાદના સંઘે આથી ઉશ્કેરાઈ જઈ વિજયદેવસૂરિ ઉપર

એક પત્ર લખ્યો. ત્હેમાં લખ્યું કે-' આપ અહિં પધારો, અથવા તો સોમવિજયવાચક પાટણ પધારે ' વિજયદેવસૂરિએ વળતો જવાબ આપ્યો કે—' મ્હને આવવામાં શુકન સારા થતા નથી, તેમ વાચકે અહિં આવવાનું પણ કાંઇ કામ નથી. માટે જહેમ મનમાં આવે, તેમ કરશો. ' અમદાવાદના સંઘે એક પત્ર ખંભાતના સંઘ ઉપર લખ્યો, ત્હેમાં લખ્યું કે—' જો ગુરૂઆજ્ઞા ઉત્થાપિને સાગરોને લેશો તો અપકીર્તિ થશે. માટે હવે તો અમદાવાદ આવી, વાચકને સમજાવી, સાગરો પાસે મિચ્છામિદુક્કડ દેવરાવી કપટ રહિતપણે કલેશ ટાળશ્યો, તો તો સાંરૂં થશે, નહિં તો પછી ત્હમે ત્હમારૂં જાણો. ઠીક નહિં થાય. '

આમણે વળતો ઉત્તર આપતાં લખ્યું—' જહે કરવું હતું, તે કરી દીધું છે. હવે ત્હમારે જહે કરવું હોય તે કરો. ' મેઘવિજય ઉપાધ્યાયે પણ એક પત્ર લખ્યો કે—' ત્હમે આવીને ગુરૂઆણા પળાવો, જેથી પાપ દૂર થાય. ' ત્હેમને પણ ઉપરનોજ જવાબ આપ્યો. ઘણું ઘણું સમજાવવા છતાં વિજયદેવસૂરિ એકના બે ન થયા. આવા પ્રસંગમાં વળી એક બીજી હકીકત આ પ્રમાણે બની—

## દુષ્ટ પ્રયત્નોમાં નિષ્ફળતા.

બાદશાહનું ફરમાન લઇને મકરૂબખાન ગુજરાતમા આવતો હતો, જ્યહારે તે જાલોરમા આવ્યો, ત્યહારે ત્યહાં ત્હેને ભાનુચંદ્ર ઉપાધ્યાયની સાથે મુલાકાત થઇ મકરૂબખાને ઘણા માનપૂર્વક ત્હેમને પૂછ્યું કે—' મ્હારા લાયક કંઇ કામ હોય તે ફરમાવો. ' વાચકે—' હીરવિજયસૂરિના વચનો ઉત્થાપીને સાગરો અમને દુ:ખદાયી થયા છે. ત્હેમાં વળી વિજયદેવસૂરિ તેઓને મળી ગયા અને અલગજ બધું માંડયું. તે વિજયદેવસૂરિની ત્હેમને સહાયતા મળવાથી હવે તેઓ ખુલ્લં ખુલ્લાં હીરસૂરિનાં વચનોને ઉત્થાપીને આખા ગચ્છને ભાંડે છે. ' આ સાંભળી મકરૂબખાને કહ્યું:—' સિદ્ધિચંદ્રજી જો મ્હારી સાથે

આવે તો પછી તેઓ કહે તે પ્રમાણે હું કરૂં.' સિદ્ધિચંદ્રજી ખાનની સાથે તૈયાર થયા. તેઓ જ્યારે સિદ્ધપુરમાં આવ્યા ત્યારે પાટણથી વિજયદેવસૂરિએ અબજી મ્હેતા વિગેરે શ્રાવકોને દશ વહેલો જોડીને સ્હામે મોકલ્યા, તેમ ધનવિજય પણ સાથે આવ્યા. તેઓ સિદ્ધિચંદ્રજીને મળ્યા અને બધી હકીકત જણાવી ત્હેમણે કહ્યું કે— ' ત્હમે પાટણ પધારો અને આપને વિજયદેવસૂરિ વાચક પદ આપવાને માટે ચાહે છે.' સિદ્ધિચંદ્રજીએ કહ્યું કે–'શ્રાવકજી ! સાંભળો, મ્હારા ગુરૂ ભાનુચંદ્રજી છે, ત્હેમની જેવી આજ્ઞા હોય તેમજ હું કરી શકું. વિજયદેવસૂરિના આપેલા ઉપાધ્યાય પદને હું શું કરૂં ? હું તો મ્હારા ગુરૂનીજ ચાહના કરૂં છું. તે વિજયદેવસૂરિ મ્હને શું પદ આપવાના હતા ? ' સિદ્ધિચંદ્રજીએ બહુ કડક જવાબ આપ્યો, છતાં તેઓ પાછા ન ગયા અને સાથે સાથે મેસાણા સુધી આવ્યા. સાથે રહીને તેઓ વારંવાર સમજાવતા રહ્યા, પરન્તુ સિદ્ધિચંદ્રજીએ આગળ ચાલીને ત્યહાં સુધી કહ્યું કે—' આ સિદ્ધિચંદ્રને વારંવાર શું સમજાવો છો ? ત્હમે મને ઓળખતા નથી. ત્હમારા ગુરૂ શું મ્હને ડરાવે છે ? '

જ્યહારે સિદ્ધિચંદ્રજીએ ઘણોજ સખ્ત જવાબ વાળ્યો, ત્યહારે તેઓ પાછા વળી પાટણ આવ્યા. અનુક્રમે સિદ્ધિચંદ્રજી અમદાવાદ આવ્યા. ત્યહાં ત્હેમણે સોમવિજયજીને વંદણા કરી અને સોમવિજયજીએ ત્હેમને ઘણી શાબાશી આપી.

એક વખત દુશ્મનોએ પ્રેરેલો રાજા સિદ્ધિચંદ્રજીને કહેવા લાગ્યો—' ત્હમારી આ તરૂણાવસ્થામાં ત્હમને સાધુપણું યોગ્ય નથી. ત્હમે ગૃહસ્થ થઇ જાઓ. ત્હમને હું હાથી ઘોડા અને દેશ આપું. ' રાજાનું આ વચન સાંભળી સિદ્ધિચંદ્રે કહ્યું–' પ્હેલાં જે સ્વીકાર કરેલ છે તે છોડી શકાતું નથી, અમને તો આમાંજ આનંદ છે.' રાજા ગુસ્સે થયો અને કહેવા લાગ્યો —' જો ત્હમે નહિ માનો તો હાથી નીચે ગગદાવી નાખીશ ' આથી પણ સિદ્ધિચંદ્ર એક લગાર માત્ર પણ ડર્યા

નહિ અને પોતાનાં વ્રતો છોડ્યા નહીં. છેવટે રાજાએ પોતાની પાસે બોલાવી શાબાશી આપી. એ પ્રમાણે સિદ્ધિચંદ્રજીને પોતાના પક્ષમાં લેવા માટે વિજયદેવસૂરિ અને બીજા સાગરપક્ષવાળાઓએ કરેલા પ્રયત્નો નિષ્ફળ ગયા. સિદ્ધિચંદ્રજીએ તો વિજયસેનસૂરિની પરંપરાને બરાબર પાળી.

## બીજા આચાર્ય માટે વિનંતિ.

આ પછી નંદિવિજયજી વાચક, સિદ્ધિચંદ્ર કવિ અને બીજા પણ ગીતાર્થો મળીને સોમવિજયવાચકને પ્રાર્થના કરવા લાગ્યા કે—' હવે આપે હીરપરંપરા રાખવા માટે બરાબર પ્રયત્ન કરવાની જરૂર છે. હવે જો નવા આચાર્ય સ્થાપન કરવામાં આવે, તોજ ગુરૂની લાજ રહી શકે તેમ છે. ' સોમવિજયજીએ ગંભીરતા પૂર્વક ઉત્તર આપ્યો કે—' આપણે ઉતાવળ કરવાની કંઈ જરૂર નથી. ધીરે ધીરે બધું ઠીક થશે. ' આમ સાધુઓને સમજાવી શ્રાવકો પાસે પાછો વિજયદેવસૂરિને આવવા માટે પત્ર લખાવ્યો. એમ એકજ વાર નહિં, પરન્તુ કેટલીએ વાર પત્રો લખ્યા, પરન્તુ ત્હેમની તરફનો એકજ જવાબ આવતો રહ્યો કે—' જહે કરવું હતું તે કર્યું છે. હવે ત્હમારે પાલવે તેમ કરો. ' વળી ખંભાતનો સંઘ અમદાવાદ આવ્યો અને સંઘના આગેવાનો સંઘવી સોમકરણ, શાહ સોમો વિગેરે સોમવિજયજીને કહેવા લાગ્યા કે—' જો આપ અમારૂં એક વચન માનો તો કોઈ ઉપાયે મેળ થાય તેમ છે.' સોમવિજયજીએ તે વાત સ્વીકારી, ત્ય્હારે ત્હેમણે કહ્યું—' વિજયસેનસૂરિએ જહે પટો ગ્રંથ માટે લખ્યો છે, તે વિજયદેવસૂરિના નામે લખવામાં આવે. '

સોમવિજયજી વાચકે કહ્યું કે—' જો તેઓ માનતા હોય, તો અમને તેમ કરવામાં વાંધો નથી. ' તે પછી સંઘે એક પત્ર વિજયદેવસૂરિ ઉપર લખ્યો. તેમ એક પત્ર પાછો સોમવિજયજી વાચકે પણ લખ્યો.

## સોમવિજયજીનો પત્ર.

સોમવિજયજી વાચકજીએ લખ્યું:—" આપ જ્ઞાનવંત છો, આપે દીર્ઘ વિચાર કરવો જોઈએ છે. સાગરો ગુરૂના વિરાધક થયા. સિદ્ધાન્તના છત્રીસ બોલો ઉત્થાપ્યા. નિજગુરૂના પાંચ બોલ, હીરસૂરિના બાર બોલ પણ હ્હેમણે ઉત્થાપ્યા. હ્હેમણે ઘણા પૂર્વાચાર્યોને હેલ્યા છે અને ઘણા ગ્રંથો પણ ઉત્થાપ્યા છે તો તેઓની સાથે સંબંધ કરવો, એ કેવો વિવેક કહેવાય ? અગર હ્હમે રાગવશથી એ અવિચાર્યું કાર્ય કરશો, તો હ્હમને કોઇ માનશે નહિં. માટે મ્હારૂં કહ્યું આપ ધ્યાનમાં લ્યો. આપ ચોક્કસ માનશો કે—જો આપ ગુરૂવચનને નહિ માનો તો પછી આપને કોણ માનશે ? " ઇત્યાદિ ઘણું ઘણું લખવામાં આવ્યું, છતાં માન્યું નહિં.

ત્ય્હાર પછી સોમવિજયજીએ સાધુઓને ક્ષેત્રોના આદેશો આપી દીધા. હીરસૂરિના અનુયાયી સાધુઓ તમામ સ્થાને શુદ્ધ પ્રરૂપણા કરવા લાગ્યા. વિજયદેવસૂરિને કોઇ સાધુ માનતા નહિં.

## વિજયદેવસૂરિને મનાવવા વધુ પ્રયત્ન.

હજીસુધી પણ દરેકના મનમાં એમ તો રહ્યાજ કરતું કે-કોઈપણ ઉપાયે વિજયદેવસૂરિ માની લે, તો વધારે સારૂં છે. એમ ધારી પાછો સંઘે એક લાંબો પત્ર લખ્યો, સંભૂતિવિજયના શિષ્ય સ્થૂલભદ્રે કરેલા શ્રુતના અભિમાનના દૃષ્ટાંતપૂર્વક એ પણ જણાવ્યું કે—" ભદ્રબાહુ સ્વામીને સંઘે બોલાવ્યા, છતાં જ્ય્હારે તેઓ ધ્યાનના કારણથી ન ગયા, ત્યારે સંઘે ફરી લખ્યું કે—" હે પ્રભો ! સંઘની આણ લોપનારને શી આલોઅણ આવે ?' ભદ્રબાહુ સ્વામિએ જણાવ્યું કે—' હેને સંઘ બ્હાર કરવા જોઇએ. ' તેમ હ્હમને પણ સંઘે ઘણું ઘણું લખ્યું છે, છતાં લક્ષ્યમાં આવ્યું નથી. માટે જોહ્હમે સંઘની આજ્ઞા નહિં માનો તો હ્હમને પણ તેજ દંડ મળશે. માટે સંઘનું કહ્યું માનો, અને ગચ્છમાં ભેદ ન કરો. "

આટલું બધું લખતાં છતાં પણ ઉત્તર તો તેજ આવ્યો કે—
'કરવું હતું તે કરી દીધું છે. હવે ત્હમારે પાલવે તે કરો?'
જ્હારે આ રીતે પણ ત્હેમણે ન માન્યું. ત્હારે સંઘની આજ્ઞા નહિં માન્યાની હકીકત સંઘે ખાનને જણાવી. ખાને પોતાના તરફથી એક પત્ર લખ્યો. ત્હેમાં લખ્યું કે—' ત્હમે અહિં આવો, હું મેળ કરાવી દઈશ.' આના જવાબમાં ત્હેમણે જણાવ્યું કે—' ત્હાં આવવામાં શુકન સારા થતા નથી.' આવો ઉત્તર વાંચી ખાને સંઘને અને સોમવિજયજી વિગેરેને એકઠા કરી કહ્યું કે:–'હવે ત્હમે શા માટે વિલંબ કરો છો? તે ત્હમારો થવાનો નથી, માટે બીજા આચાર્યને સ્થાપન કરો. વાચકે કહ્યું, જો કોઇ રીતે તે માને તો ઠીક છે, નહિ તો પછી તે તો છેજ.'

## બે મુનિઓ પાટણમાં.

સોમવિજય વાચકે વિજયદેવસૂરિને મનાવવા માટે બે સાધુઓને પાટણ મોકલ્યા. તેઓ પાટણ જઈને વિજયદેવસૂરિને વિનયપૂર્વક કહેવા લાગ્યા કે—" અમને સોમવિજય વાચકે મોકલ્યા છે અને ત્હેમણે કહેવડાવ્યું છે કે–આપ અમદાવાદ પધારો અને પૂજ્ય ગુરૂનાં વચનો પાળાવીને ગચ્છને શોભાવો. જો આપ ત્હાં ન આવવા માગતા હો, તો તેઓ અહિં આવવા ખુશી છે" આ સાંભળી વિજયદેવસૂરિએ કહ્યું;—'જાઓ, સાગરો કોઇ પ્રકારનું મતુ કરશે નહિ. અને મિચ્છા દુક્કડ પણ દેશે નહિ.' મુનિયોએ કહ્યું;—' આપ એમ કેમ કહો છો? આમ કરવાથી શું ગુરૂવચન રહી શકે? શોભા તો ગુરૂવચન આરાધતાં અને સંયમ પાળતાં રહે છે. અને ત્હેની વિરાધનાથી તો જમાલીની માફક થાય. આપને ખબરજ હશેકે–હેમચંદ્રાચાર્યે રામચંદ્રસૂરિને ભલામણ કરી હતી કે બાલચંદ્રને પદ આપવું નહિં પરન્તુ અજયપાલે એક એવો ફંદ કર્યો અને રામચંદ્રને કહ્યું કે–બાલચંદ્રને પદ આપો, નહિં તો અગ્નિશિલા ઉપર સૂઇ જાઓ. પરિણામે રામચંદ્ર અગ્નિશિલા ઉપર સૂતા અને બાલચંદ્રને પદ

આપવાંમાં આવ્યું. આ પ્રમાણે પોતાના ગુરુનું વચન રાખવાંને-ગુરુની લાજ રાખવાને પોતાના જીવને હોમ્યો, જ્યહારે આ-પના રાજ્યમાં ગુરુનાં વચનો લોપાય, એ શું ઉચિત થાય છે કે ?" એ પ્રમાણે ઘણું ઘણું કહ્યું, ત્યહારે વિજયદેવસૂરિએ કહ્યું—"મ્હારૂં મન સાગરો સાથે લાગ્યું છે, તે કેમે કરી છૂટવાનું નથી." આગળ ચાલતાં વિજયદેવસૂરિએ તે બે મુનિયોને કહ્યું—'જો ત્હમારે અહિં રહેવું હોય, તો નેમિસાગરને વાંદી લ્યો, નહિં તો અહિંથી જલદી રવાના થઇ જાઓ.' આ સાંભળી તે મુનિયો વિદાય થયા. આવ્યા અમદાવાદ. અહિં આવીને ત્હેમણે તમામ હકીકત જણાવી. સંઘે ત્હેમના મેઢેથી બધી હકીકત સાંભળી લીધા પછી, બધા એ નિશ્ચય ઉપર આવ્યા કે—'હવે બીજા આચાર્ય સ્થાપન કરવા.'

## નવા આચાર્યની સ્થાપના.

સમસ્ત સંઘે મળી વિચાર કર્યો કે—"વર્તમાનમાં જહે આચાર્ય છે, તે ગુરૂવચનના આરાધક નથી. તે પરંપરાને લોપીને સાગરપક્ષીય થયેલ છે. હવે તેનાથી ગચ્છની મર્યાદા રહી શકે તેમ નથી. માટે એક એવા આચાર્ય સ્થાપન કરવા જોઇએ કે-જેઓ ગુરૂ-વચનનો સારી રીતે વિસ્તાર કરે. પહેલાં પણ એવી હકીકત બની હતી કે-ચઉંવાલીસમી પાટે જગચ્ચંદ્રસૂરિ થયા કે જેઓને તપાબિરૂદ પ્રાપ્ત થયું હતું. પીસ્તાલીસમી પાટે દેવેન્દ્રસૂરિ થયા. ત્યહાથી વૃદ્ધ અને લઘુ એવી બે શાખાઓ થઈ. આ દેવેન્દ્રસૂરિએ વિદ્યાનંદસૂ-રિને ગચ્છપતિ સ્થાપ્યા. અને દેવેન્દ્રસૂરિ માળવા દેશમાં વિચરવા લાગ્યા. આ વખતે આચાર્ય વીજાપુરમા હતા. દૈવયોગે તે બન્નેનું તેરદિવસના આતરે પરલોકગમન થયું. આ વખતે વિદ્યાનંદસૂરિના ભાઇ ધર્મકીર્ત્તિ ગચ્છની સંભાળ રાખતા. આ પ્રમાણે છ મહીના સૂધી આચાર્ય વિના ગચ્છ ચાલ્યો. તે પછી બધાઓએ મળીને નિર્જગોત્રીય વૃદ્ધીશાખાના આચાર્યને વિનવ્યું, અને ધર્મકીર્ત્તિ ઉપાધ્યાયની તે પદ ઉપર સ્થાપના કરી.

ગચ્છ પરંપરા રાખવાને આ પ્રમાણે કરવામાં કંઇ દોષ નથી. એમ વિચારી સંઘે દરેકની અનુમતિ લેવાનો ઠરાવ કર્યો. સૂરત, ખંભાત, બુરાનપુર, અને શીરોહી વિગેરે તમામ સ્થળેથી અનુમતિના પત્રો મંગાવી લીધા. પછી રાજનગરનો સંઘ, નંદિવિજય ઉપાધ્યાય, સિદ્ધિચંદ્ર પંડિત વિગેરે બધાઓએ મળી સોમવિજય વાચકને પ્રાર્થના કરી કે—' હીરપરંપરા રાખવાને માટે આપણે આચાર્ય સ્થાપવા જોઇએ. ' સોમવિજયજી વાચકે વિચાર્યું કે— ' હવે 'હા' 'ના' કાની ન કરવી જોઇએ. સંઘને તીર્થંકર પણ પ્રણામ કરે છે. તે સંઘનું વચન રાખવું. ' એમ વિચારી ત્હેમણે પણ સમ્મતિ આપી. એકદર સોમવિજય ઉપાધ્યાય, નંદિવિજયજી ઉપાધ્યાય, ખંભાતમા રહેલ મેઘવિજય ઉપાધ્યાય, વિજયરાજ વાચક, ધર્મવિજય ઉપાધ્યાય, ભાનુચંદ્ર ઉપાધ્યાય, સિદ્ધિચંદ્રજી કવિ વિગેરે તમામની એક સમ્મતિ થઇ ગઇ, તે ઉપરાન્ત ઠેકાણે ઠેકાણેથી સાધુઓના સમ્મતિ પત્રો પણ મંગાવ્યા, તદનન્તર વડશાખાના વિજયસુંદરસૂરિની પાસે રામવિજય પંડિતને પોષ શુદિ ૧૨ ને બુધવારના દિવસે વિજય મુહૂર્તમાં આચાર્ય પદવી અપાવી અને વિજયસેનસૂરિની પાટ ઉપર સ્થાપન કરી ત્હેમનું વિજયતિલકસૂરિ નામ આપ્યું. આ વખતે સિદ્ધિચંદ્રજીને વાચકપદ આપ્યું. સંઘે મ્હોટો ઉત્સવ કર્યો, ચતુર્વિધ સંઘ એકઠો થયો, મકરૂબખાનના માણસો પણ સાથે આવ્યા, મ્હોટા મ્હોટા હાથીઓ અને ઘોડા શણગાર્યા. અનેક પ્રકારના વાજિંત્ર, છડી, ચામરો વિગેરે ધૂમધામ સહિત ગુરૂ શિકંદરપુરમાં આવ્યા. અહિં, ત્હેમણે ઉપદેશ આપ્યો, સોમવિજય વાચકે અહિં ત્હેમને વંદણા કરી, પછી વિજયતિલકસૂરિનો શહેરમાં પ્રવેશ કરાવ્યો. સોના રૂપાના નાણાંથી શ્રાવકોએ પૂજા કરી અને બીજું પણ ઘણું ધન ખરચ્યું. ઇત્યાદિ અનેક પ્રકારના ઠેકાણે ઠેકાણે ઉત્સવો થયા, તે પછી ધનવિજય પંડિતને વાચકપદ આપ્યું, એ પ્રમાણે આઠ વાચકો થયા. સમસ્ત તપાગચ્છના અનુયાયીયો એકઠા થયા. અને પછી દેશદેશમા આદેશ પત્રો મોકલાવી દીધાં.

હવે વિજયતિલકસૂરિ ગચ્છની સંભાળ રાખવા લાગ્યા, વિજયતિલકસૂરિના આદેશથી નંદિવિજય ઉપાધ્યાય માળવામાં ગયા અને ત્હોં માંડવમાં રહ્યા. અહીં ભૂપતિ સાથે ત્હેમને સારો સંબંધ થયો. રાજાએ પણ ત્હેમનો સારો સત્કાર કર્યો. આ વખતે અહિં જહાંગીર બાદશાહ હતો. જહાંગીર બાદશાહે કહ્યું— " आपके मिलनेसे मुझे आनंद हूआ है। आपके देखनेसे मुझे भानुचंद्रजी याद आते हैं, अगर उनको यहां बुलावें तो बहुत आनंद हो. "

અહિંથી બે મેવડા બાદશાહનું ફરમાન પત્ર લઈને અમદાવાદ આવ્યા. અમદાવાદમાં મકરૂબખાનને તે પત્ર આપ્યો. આ પત્ર વાંચી તેઓ ગુરૂ ( વિજયતિલકસૂરિ ) પાસે આવ્યા. આ વખતે ભાનુચંદ્રજી શીરોહીમાં હતા. ત્હાંથી ભાનુચંદ્રજીને બોલાવ્યા અને ત્હેમના સ્થાનમાં ધર્મવિજયજી વાચકને મોકલ્યા. તેજપાલ મ્હેતા ઘણા ખુશી થયા. ભાનુચંદ્રજીએ તે દેશ ધર્મવિજયજીને ભળાવી દીધો અને પોતે અમદાવાદ આવ્યા. અમદાવાદમાં વિજયતિલકસૂરિએ ત્હેમને સારૂં માન આપ્યું. મકરૂબખાન આવી મળ્યા અને ' આપને બાદશાહ જહાંગીર બોલાવે છે' એવા સમાચાર આપ્યા. તે પછી ત્હેમણે ત્હાંથી વિહાર કર્યો અને શીઘ્ર માંડવ આવી પહોંચ્યા. બાદશાહને મળ્યા. બાદશાહને બહુ આનંદ થયો. બાદશાહે કહ્યું—' हमारे पुत्र शाहरयारको आप हमेशां धर्मकी तालीम दीजिए, जैसे पहेले हमारे पिता आपके पास सुनते थे। भानुचंद्रजी! आप पर हमारा स्नेह बहुत है। आप, मेरे लायक अगर कोई कार्य हो तो कहिए " ભાનુચંદ્રએ કહ્યું:—"આપના પિતાજીની પાસે હીરવિજયજીસૂરિ આવ્યા હતા. જ્હેમને 'જગદ્ગુરૂ'ના પદ્થી વિભૂષિત કરવામાં આવ્યા હતા. તે પછી વિજયસેનસૂરિ થયા, ત્હેમણે

'મોહવશ' થી વિજયદેવસૂરિને આચાર્ય પદ આપ્યું તેઓ ગુરૂ-વચનના લોપી થઇને સાગરોને મળી ગયા છે તેઓ ઘણો ક્લેશ કરે છે. મ્હોટા ગુરૂના વચનોને માનતા નથી અને મનમાની ચલાવે છે, એટલા માટે અમે ત્હેમને છોડીને બીજા આચાર્યને સ્થાપન કર્યા છે, પરન્તુ તેઓ પૂર્વાચાર્યોની નિંદા ન કરે એવો આપ પ્રબંધ કરો" બાદશાહે કહ્યું:—જહેવું તમારૂં કામ હશે, તેમ અમે કરી દઇશું.

એ પછી ભાનુચંદ્રજી ઉપાશ્રયે આવ્યા. અને હમેશાં બાદશાહના પુત્ર શાહરયારને ભણાવવા લાગ્યા બાદશાહે ગુજરાતમાં અમદાવાદ, વડોદરા, અને સૂરત વિગેરે સ્થળે પત્રો લખી મોકલ્યા અને ત્હેમા ઘણી શીખામણો લખી ત્હેમના લખવા પ્રમાણે બરાબર ચાલવા લાગ્યુ.

## બુરાનપુરમાં મ્હોટું રમખાણ.

બુરાનપુરમાં પાચ વિજય અને છ સાગર, એમ અગિયાર ઠાણાંએ ભેગુ ચોમાસું કર્યું હતું, એ હકીકત પહેલા બતાવવામા આવી છે ત્હેમાં દર્શનવિજય અને જસસાગર વિગેરે શહેરમાં હતા અને વિજયરાજ બાદરપુરમા હતા

આવા પ્રસંગમા વળી એક મ્હોટુ તોફાન જાગ્યું. એક વખતે ચોમાસામાજ દર્શનવિજયજી એકદમ બુરાનપુરથી માંડવમા ભાનુચંદ્ર વાચકજીની પાસે આવ્યા વાચકજીએ બહુ આશ્ચર્યયુક્ત પૂછ્યું- આપ ચોમાસાની અંદર એકાએક ક્યહાથી? પહેલા કંઇ સમાચાર પણ ન આપ્યા' દર્શનવિજયજીએ કહ્યુ —"પહેલા બે વખત બધી હકીકત લખીને માણુસ સાથે જણાવ્યુ હતુ, પરન્તુ ત્હેણે કઇ કામ કર્યું નહિ. ત્હેમા વળી સાગરોએ એક મ્હોટુ ધીંગાણુ ઉઠાવ્યુ જ્યહારે તેણે વાચક પદ સ્થાપવની વાત જાણી, ત્યહારે પોતાનો સંઘ અલગ કર્યો વળી સંવત્સરીના દિવસે બપોરે દેવજુહારીને નિકળતા ગોરી બાઇના ઉપાશ્રય આગળ એક મ્હોટો ઝઘડો થયો. તે લોકોએ આપણા

સંઘના માણસોને બહુ માર્યા. વાચક અને સંઘ આગળ નાઠા અને તે લોકો કાકડી અને રીંગણાં મારતા પાછા દોડ્યા. બે ત્રણ જણને તો ઘણું વાગ્યું. કુદકા મારતા ઘણા લોકો નાસી ગયા. તે લોકોએ આ કલેશ જાણી જોઇને કર્યો હતો. અમે કંઇપણ જાણતા નહોતા. આ લડાઈમાં એક શ્રાવકનો પગ ભાંગ્યો, એકનું માથું ફૂટ્યું. અમે લોકો કોઇ ન જાણે ત્હેવી રીતે છાનામાના નાસીને ઠેકાણે આવ્યા.

"હવે વિજયદેવના પક્ષવાળાઓ કચેરીમાં જઈ તુરકોને લાંચ આપી આપીને પોતાના હાથમાં કરી લીધા. તે મ્લેચ્છોએ આપણને કંઇજ સહાયતા કરી નહિ. ઉલટા તે લોકોએ તો આપણને દોષિત ઠરાવ્યા. જ્યહારે આવી હકીકત બની, ત્યહારે આપણો સંઘ એકઠો થયો. સંઘે વિચાર કર્યો કે, આ કાર્ય ભાનુચંદ્રજીને સોંપવું જોઇએ. સંઘનાયક ઠાકર સિંઘજી, ઠાકર હાંસજી, ( કે જે રાજબાઇનો ગન્ધુ થતો હતો) રાજમાન્ય શાહ છીતૂ. જગજીવન, પીડના સંઘવી વિમળ વીરૂદાસ ( હાંસલદેનો પુત્ર ) સંઘમુખ્ય શાહ વીરજી ભીમાના પુત્ર હીરજી, સિંભૂજી ( ગંગાબાઇનો બંધુ ), ઠાકર લાલજી ધનજી, જેઠુજી, શાહ સિંઘજી આંબા, શા જીવો, સંઘવી રાયમલ, ત્હેનો પુત્ર ચાયમલ, ઇદલપુરના પારેખ જાવડ લાલા, પારેખ પાલા સિવજી એ બધાઓએ મળીને મ્હને આપની પાસે મોકલ્યો છે. "
જ્યહારે દર્શનવિજયજીથી બધી હકીકત જાણી લીધી, ત્યહારે ખાસ આવશ્યક કાર્ય જાણી સિદ્ધિચંદ્રજીને કહ્યું કે—' હવે એવો ઉપાય કરવો જોઇએ કે જેથી સંઘની લાજ રહે ' સિદ્ધિચંદ્રજીએ કહ્યું ' હું તાબેદાર છું આપ જે કંઈ આજ્ઞા કરો, તે કરવાને તૈયાર છું. ' તે પછી સિદ્ધિચંદ્રજી દર્શનવિજયજીને સાથે લઇ પ્હેલાં સમાચાર આપી, બાદશાહ પાસે ગયા. સિદ્ધિચંદ્રજીએ કહ્યું:— ' સુલતાનજી, આ મ્હારા ગુરૂભાઇ આપની પાસે આવ્યા છે ' પછી બધી વાત કહેતાં સુલતાને પૂછ્યું:—' ત્હમે એવો શો ગુન્હો કર્યો હતો, કે જેથી ત્હમને માર્યા ' દર્શનવિજયજીએ કહ્યું:—' તહેવારના

દિવસે અમે બધાઓએ રોજા કર્યા હતા અને જ્યહારે અમે મંદિરના દર્શન કરવા નીકળ્યા, ત્યારે તે લોકોએ તોફાન શરૂ કર્યું અને મારવા લાગ્યા. હેમના જેવા કોઇ અન્યાયી અને લુચ્ચા નથી. તેઓ મ્હોટા ગુન્હેગાર છે અને ભાનુચંદ્રજીના શિષ્યો બધા શાણા છે. ત્યહાંથી હું ભાનુચંદ્રજીને કહેવાને માટે આવ્યો. પછી તેમની આજ્ઞાથી આપની પાસે આવ્યો છું."

સુલતાને બધી વાત સાંભળી લીધી. ત્હેણે એક ફરમાન ખુરમસુલતાન ઉપર લખીને માણસ મોકલ્યું. દર્શનવિજય પણ બુરાનપુર સાથે આવ્યા. ખુરમસુલતાને સહી કરીને તે માણસને પકડી લાવવા સીપાઇઓને આજ્ઞા કરી. 'બાદશાહનો માણસ આવ્યો છે,' એમ જાણીનેજ પેલા ગુન્હેગાર નાસ–ભાગ કરવા લાગી ગયા. ત્હેમાં જીવરાજ અને ભોજૂ સોની એ બે સિપાઇઓને કબજે આવી ગયા. સિપાઈઓએ કહ્યું:—तुमने भानुचंद्रजी के शिष्यों को क्यों मारे ? तुम बादशाहके बडे गुन्हेगार हूए हो।' એમ કહી તેઓને સાથે લીધા. માણેકચોકમાં લાવીને બરડામાં સોટીયોના ખૂબ પ્રહાર કર્યા. ત્હેમને ઉંચે બાંધીને મારવા માટે દોર નાખવામાં આવ્યા. આ વખતે મહાન કોલાહળ મચી ગયો.

### ગુન્હેગારોની માફી

જ્યહારે તેઓને બાંધીને દંડપાસે લઇ જવા લાગ્યા, ત્યહારે તેઓ સંઘને પગે પડી કરગરવા લાગ્યા. અને હાથ જોડીને કહેવા લાગ્યા કે—'અમને કોઈપણ રીતે બચાવો.' સંઘને દયા આવી. અપકારીનો પણ ઉપકાર કરવો, એ સજ્જન પુરૂષોનું કામજ છે. સંઘે બંધમાંથી છોડાવ્યા. આથી સંઘની વધારે પ્રતિષ્ઠા થઈ. પછી સંઘે તેમને કહ્યું કે—'અમે તમને છોડાવ્યા છે ખરા, પરંતુ દર્શનવિજયજી કહે, તેમ ત્હમારે કરવું પડશે.' સંઘ, સીપાઈઓ અને તે ગુન્હેગારો બધા દર્શનવિજયજી પાસે આવ્યા. સંઘે દર્શનવિજ-

યજીને કહ્યું—' હવે આ લોકને માટે શું કરવું ' દર્શનવિજયજીએ કહ્યું:—' જેમ ત્હમને-સંઘને ઉચિત લાગે, તેમ કરો. ' સંઘે એક ઠરાવ કર્યો કે—' બધા ઉપાશ્રય લખી લેવા. અને પછી તેઓને છૂટા કરવા.' તે પછી શેઠનો પુત્ર અને ભોજુ સોનીનો ભાઇ ઉપાશ્રયે આવ્યા. ત્યહાં તેમણે 'ચંદરવા, પૂંઠીયાં, ભંડાર વિગેરે કોઈપણ વસ્તુ ઉપર અમારો હક નથી. ' એમ ચોખ્ખુ લખી આપ્યું. ત્હેના ઉપર ખુરમની મ્હોર દઈ બધું ચોક્કસ કર્યું. ગુન્હેગારોએ સંઘના ખોળામાં માથુ નાંખી માફી માંગી, પછી તેઓને ઘેર જવાની છૂટ આપી. ગુન્હેગારોના વિદાય થતાં સંઘે કહ્યું:—' અમારી ઉદારતાને ધ્યાનમાં લેજ્યો અને તમારાં કર્તવ્યને યાદ કરજ્યો. ' દર્શનવિજયજીએ કહ્યું કે—' સંવચ્છરીના દિવસે બધા ખામણાં કરી લેશો. પણ અત્યારે તો એક બીજાને ખમાવી લ્યો. ' તમામે એક બીજાને ખમાવ્યા અને દરેક પ્રકારની શાન્તિ થઈ ગઇ. બાદશાહ તરફથી આવેલ સીપાઇને સમજાવીને માંડવ મોકલી દીધો. અને ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રને પણ બધી હકીકત જણાવી દીધી.

### બાદશાહની શિખામણ.

ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજીએ જ્યહારે બાદશાહને આ બધી હકીકત જણાવી, ત્યહારે બાદશાહને લાગ્યું કે—' આ બધું અનુચિત થાય છે. ત્તે બન્ને પક્ષોને એક કરી દેવા જોઇએ. ' એમ વિચારી બાદશાહે બન્ને આચાર્યોને બોલાવ્યા. બન્ને આવ્યા. બાદશાહે પૂછ્યું કે—' तुम्हारा आपसमें मामला क्या है ? सो कहो ! ' સાગરે નેમિસાગરે કહ્યું:—' ગુરૂના મુખ્ય શિષ્યને આ લોકો માનતા નથી. ' વચમાંજ ભાનુચંદ્ર બોલી ઉઠયા કે—' છાનો રહે, છાનો, મુખ્યશિષ્ય તો તેજ કહેવાય કે જહે હીરપરંપરાને માન આપતા હોય. હીરવિજયસૂરિએ ગ્રંથને ખોટા કર્યા. એ વાતને નહિ માનવાનુંજ આ પરિણામ છે. ' સાગરે કહ્યું—' ગ્રંથ સાચા છે. ' બાદશાહે વિજયદેવસૂરિને પૂછ્યું—' क्यों विजयदेवसूरि,

क्या बात है ?' વિજયદેવસૂરિએ કહ્યું:—જબરદસ્તીથી ગ્રંથને ખોટો ઠરાવે છે '

બાદશાહે કહ્યું—यद्यपि उन्होंने जबरदस्तीसे भी झूटा किया है, तो भी तुमने गुरुका नाम प्रसिद्ध किया । अब, अगर उस पीरके वचनको सचा मानते हो, तो ग्रंथको झूटा मानो । और यदि ग्रंथको सचा मानते जाओगे, तो गुरुवचनमें नहीं रह सकोगे ।' એટલામા સાગરે કહ્યું–' જો ગ્રથમાથી કઈ ખોટી વાત બતાવી આપવામા આવે તો ત્હેને સુધારવાને માટે અમે તૈયાર છીએ ' તે ઉપર બાદશાહે કહ્યુ —' क्या गुरुमे भी तुम्हारा ज्ञान बढगया, जो ग्रथको सचा कहते हो ? । अगर गुरु वचनको नहीं मानोगे, तो तुम्हारी कीर्ति बढेगी नहीं। जाओ, अपना अपना काम किया करो । कभी लडना झगडना नहीं।' ભાનુચદ્રે વિજયતિલકસૂરિનો પરિચય કરાવતા કહ્યું —જુઓ આજ સાચા ગુરૂ છે જ્હેમનુ નામ વિજયતિલકસૂરિ છે અને ત્હેમનુ જ્ઞાન પણ પાકુ છે '

સાગરો અહિ બહુ અપમાનિત થયા રાજસભા બરખાસ્ત થઈ. વિજય પક્ષવાળાઓનો વિજય થયો બો ઉઠી ઉઠીને વિદાય થયા વિજયતિલકસૂરિ ગુજરાતમા અમદાવાદ આવ્યા સાથે રાજા પણ આવ્યો ભાનુચદ્ર પણ સાથે આવ્યા અમદાવાદમા આવ્યા પછી સારી રીતે વિજયસેનસૂરિની પાટ વિજયતિલકસૂરિ શોભાવવા લાગ્યા

## પદોની પ્રભાવના

હવે આચાર્ય વિજયતિલકસૂરિ વિચરવા લાગ્યા, તેઓ ગ્રામાનુગ્રામ વિહાર કરતા શીરોહી આવ્યા શીરોહીના શ્રાવકોએ ઘણો દ્રવ્યવ્યય કરી અનેક ઉત્સવો કર્યા અહિં ઘણા ગીતાર્થીએ આવીને ત્હેમને વદણા કરી મુનિવિજય વાચકના શિષ્ય દેવવિજય કવિ બાવન

મુનિયો સાથે આવ્યા હતા. એમ અનેક ગીતાર્થો સાગરમતનો ત્યાગ કરી ત્હેમને આવી મળ્યા. પછી શુભ મુહૂર્તે વિજયતિલકસૂરિએ ઘણાઓને પદવીઓ આપી. મુનિવિજયના શિષ્ય દેવવિજયપંડિત, વિમલહર્ષવાચકના મુનિવિમલ, હીરવિજયસૂરિના શિષ્ય દયાવિજય, એ વિગેરેને વાચકપદો આપ્યાં. ઘણા પ્રતિપક્ષિયો તે વિષયમાં અનેક વાતો કરતા. કેટલાકો એમ પણ બોલતા કે કોણે, શું કર્યું છે ? અસ્તુ.

### આચાર્યપદની સ્થાપના.

આ પછી વિજયતિલકસૂરિએ પોતાનું ટૂંકુ આયુષ્ય જાણી સંઘને પૂછીને નવા આચાર્ય સ્થાપવાનો વિચાર કર્યો. અને રાજનગરથી સોમવિજયવાચકના શિષ્ય કમલવિજયજીને તેડાવ્યા, અને તેઓને સં. ૧૬૭૬ ના પોષ સુદિ ૧૩ ના દિવસે આચાર્યપદ પર સ્થાપન કરી વિજયાનંદસૂરિ નામ આપ્યું. તે વખતે વિજયતિલકસૂરિએ ત્હેમને શિખામણ આપતાં કહ્યું:—

"વીરપ્રભુની પરંપરામાં હીરવિજયસૂરિ આવેલા છે, ત્હેમની પાટે વિજયસેનસૂરિ થયા, તેઓએ જ્હેમ હીરપરંપરા આરાધી છે, ત્હેવી રીતે ત્હમે પણ આરાધજો વળી જેઓ ગચ્છની પરંપરાના લોપી હતા તેઓ ગચ્છથી અલગ થઇ ગયા છે, હવે ત્હમે આખો સમુદાય જ્હેમ સુખથી સંયમનો નિર્વાહ કરે, ત્હેવી રીતે વ્યવસ્થા રાખશો અને તપગચ્છની મર્યાદાને સારી રીતે પળાવજો. વળી કોઇને વિદ્યા આપો તે પણ સુપાત્રતાની પરીક્ષા કરીનેજ આપજો. કેમકે કુપાત્રમાં પડેલી વિદ્યા બહુ દુઃખદાયક થઇ પડે છે." આ વાત ઉપર એક બ્રાહ્મણના બે પુત્રોની કથા પણ કહી સંભળાવી. પછી બધાઓની સમંતિ લઇને વિજયતિલકસૂરિએ અણુસણ કર્યું.

### વિજયતિલકસૂરિનો સ્વર્ગવાસ.

વિજયતિલકસૂરિએ પોતાના દરેક પ્રમાદની આલોચના કરી. અને અણુસણ કરી નવકારમંત્રનું ધ્યાન કરવા લાગ્યા, છેવટ સં. ૧૬૭૬ ના પોશ સુદિ ૧૪ ના દિવસે ચઢતા દિવસે ત્હેમનો સ્વર્ગવાસ થયો, વિજયતિલકસૂરિના નિર્વાણથી વિજયાનંદસૂરિને ઘણો શોક થયો.

વિજયાનંદસૂરિનો વિહાર.

વિજયતિલકસૂરિએ આપેલી શિખામણો સ્મરણમાં રાખીને વિજયાનંદસૂરિ ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા. અને શુદ્ધ દેશના આપવા લાગ્યા. તેઓ વિચરતા વિચરતા મેવાડમાં આવ્યા. મેવાડમાં પણ ત્હેમણે ઘણો ઉપદેશ આપ્યો. ત્હેમના ઉપદેશમાં ખાસ કરીને સાગરમતથી વિરૂદ્ધની બાબતો મુખ્ય રહેતી. ત્હેમની દેશનાથી ઘણા પ્રાણિયો સમકિત પામ્યા. કેટલાક દઢ મનવાળા થયા અને કેટલાકોએ કુમતને છોડી દીધો. કેટલાકોએ દીક્ષાઓ લીધી અને કેટલાકો દાન-શીલ-તપ-ભાવરૂપ ચતુર્વિધ ધર્મની આરાધનામાં તત્પર થયા.

આ વખતે ત્હેમની સાથે મેઘવિજય વાચક, નંદિવિજય વાચક, ધનવિજય ઉપાધ્યાય, દેવવિજય વાચક, વિજયરાજ વાચક, દયાવિજય વાચક, ધર્મવિજય વાચક અને સિદ્ધિચંદ્રજી વાચક એમ આઠ વાચકો અને બીજા કેટલાક પંડિતો, જેઓ વાદ કરવામાં બહાદુર હતા, તે રહેતા હતા.

પ્રસ્તુત રાસના પ્રથમ અધિકારનો ઉપસંહાર કરતાં કવિએ જણાવ્યું છે કે—

સંવત્ ૧૬૭૩ પોષ શુદિ ૧૨ને બુધવારના દિવસે વિજયતિલકસૂરિને આચાર્યપદ મળ્યું હતું અને સં. ૧૬૭૬ના પોષ સુદિ ૧૩ના દિવસે ત્હેમના પટોધર વિજયાનંદસૂરિની આચાર્યપદવી થઈ હતી. તે પછી કર્તા ૧૫૩૨ મી કડીમાં પોતાનો પરિચય આપી ૧૫૩૩ અને ૧૫૩૪ મી કડિયોમાં રાસનો પ્રથમ અધિકાર પૂરો કર્યાનો સંવત્ બતાવે છે. આ છેલ્લી કડિયોમાંથી નીચેની હકીકત પ્રકટ થાય છે.

રાજવિમલના શિષ્ય મુનિવિજય ઉપાધ્યાય, જેઓ વીસનગરના રહીશ હતા, અને જહેમના પિતાનું નામ કેશવશા અને માતાનું નામ સોમાઈ હતું, ત્હેમના શિષ્ય દર્શનવિજયજી એ આ રાસનો પ્રથમ અધિકાર સં. ૧૬૭૯ના માગશર વદિ ૮ રવિવારના દિવસે બુરહાનપુરમાં બિરાજમાન શ્રીમનમોહન પાર્શ્વનાથના પસાયથી પૂરો કર્યો.

## બીજો અધિકાર.

### વિજયદેવસૂરિ આફતમાં.

વિજયતિલકસૂરિનો સ્વર્ગવાસ થયા પછી, વિજયદેવસૂરિએ વિજયાનંદસૂરિની સાથે મેળ કરવાનો પ્રપંચ આદર્યો. પહેલેથી સંકેત કરીને બન્ને ખંભાતમાં ભેગા થયા, પરન્તુ ત્હોં બન્નેનું ચિત્ત મળ્યું નહિં. ત્હાંથી વિજયાનંદસૂરિ મારવાડમાં આવ્યા અને વિજયદેવસૂરિ ખંભાતમાં રહ્યા. ચોમાસુ ઉતરે વિજયદેવસૂરિએ વિહાર કર્યો. બહાર આવતાં માર્ગમાં તુરકોએ ત્હેમને પકડ્યા, ઉંટની પાછળ બાંધીને ત્હેમને વહન કર્યા. પગમાં બેડી નાખી, હાથે ડંખલાં પહેરાવ્યાં. એવી અવસ્થામાં કેટલાક દિવસો વ્યતીત થયા. તે પછી પેટલાદના હાકેમે બારહજાર મુદ્રા લઈને ત્હેમને છુટા કર્યા. ત્હાંથી તેઓ મારવાડમાં ગયા. ત્હેમણે મેલને માટે ઘણાં કાવતરાં કર્યાં; પરન્તુ ત્હેમનું હૃદય કોઇ જાણી શકતું નહિં. ધર્મવિજય વાચક વિજયદેવસૂરિને મળી ગયા. તે પછી બધા અમદાવાદ આવ્યા ધર્મવિજય વાચક ત્હાં ચોમાસુ રહ્યા અને વિજયદેવસૂરિ પણ અમદાવાદમાંજ રહ્યા. ધર્મવિજય વાચકને આચાર્ય પદવીની લાલચ હતી, પરન્તુ પુણ્ય તો તેટલુંજ જોઈએ. તેઓ તે લાલચથી સાગરગચ્છમાં ભળી ગયા, અને લેખપણ લખી આપ્યો.

### શાંતિદાસ શેઠનો સપાટો.

અનુક્રમે વિહાર કરતા કરતા વિજયદેવસૂરિ અમદાવાદ આવ્યા, અહિં શાંતિદાસશેઠ વિજયદેવસૂરિના પક્ષમાં થયા અને એમ વધુબળથી સાગરમતનો પ્રચાર કરવા લાગ્યા. શાન્તિદાસશેઠ નિષેધેલા ગ્રંથને વંચાવવા લાગ્યા; આથી અંદર અંદરનાજ સાધુઓ અને શ્રાવકોને તે વાત અરૂચિકર લાગી. ત્હેમણે વિજયદેવસૂરિને કહ્યું, પણ ત્હેમણે વળતો જવાબ ન આપ્યો. તે સાધુઓ હીરવિજયસૂરિની વાણીનો જોરથી પ્રચાર કરવા લાગ્યા. આ હકીકત સાગર પક્ષવાળાઓને અરૂચિકર લાગી. શાન્તિદાસશેઠ કહેવા લાગ્યા

કે-'તે બધાઓને ગચ્છથી બહાર કરવા, અને સાગરમતનો પ્રચાર કરવો.' એ પ્રમાણે આપસ આપસમાં મ્હોટો વિખવાદ ઉભો થયો. અને સાગરમતવાળા ઉન્માદ કરવા લાગ્યા. વિજયદેવસૂરિના સાધુઓ વિજયદેવસૂરિને કહેવા લાગ્યા કે-' ત્હમે ગચ્છને છિન્ન-ભિન્ન કરી નાખ્યો. હવે સમુદાય ઠેકાણે કેમ રહી શકશે? ' ચારિત્રવિજય વાચક વિગેરે દૃઢચિત્ત થયા, અને તેઓ સાગરપક્ષથી લગારે ડરવા ન લાગ્યા. આથી શાન્તિદાસશેઠ ખૂબ ગુસ્સે થયા, અને તેઓ વ્યાખ્યાનમાં આવીને સભા વચ્ચે ખૂબ જોર જોરથી કહેવા લાગ્યા કે-'નવસંઘાડા ગચ્છ બહાર કરવામાં આવે છે', વળી તેઓને વાંદે ત્હેમને સોગન પણ દીધા. તે પછી કેટલાક સાધુઓએ વિજયદેવસૂરિને એકાંતમાં ખૂબ ટાઢા બોલ સંભળાવ્યા. અને કહ્યું કે—'જો ત્હમે સાગરનું અનુસરણ કરશો, તો ત્હમારો દહાડો માઠો આવશે. ત્હમારે એકલા ફરવું પડશે, અને કોઇ માનશે પણ નહિં. અને અમે વિજયાનંદસૂરિને માનીશું. "

વિજયદેવસૂરિએ વિચાર કર્યો કે—'મ્હારૂં વિચાર્યું મનમાં રહી જશે, અને જ્હેમ પહેલાં સાત વાચકો રીસાઇને મ્હને મૂકી અલગ થઇ ગયા, તેમ વળી આ અલગ થઇને બેસશે તો શું ફાયદો? એમ વિચારી વિજયદેવસૂરિએ કહ્યું—'ઠીક છે આપણે એક પટો લખીએ, અને તે પ્રમાણે વર્તવાને આપણે બધા તૈયાર રહીએ.' તે પછી બધાઓને ખુશી કરવાને એક પટો લખ્યો, અને તેમાં લખ્યું કે—'સર્વજ્ઞ શતક ગ્રંથ અપ્રમાણ છે.' આ પટા ઉપર જ્હારે સાગરોએ મતાં કરવાની ના પાડી, ત્હારે સૂરિજીએ સાગરોને ગચ્છ બહાર કર્યા. આથી શાન્તિદાસશેઠ વિજયદેવસૂરિથી અલગ થયા, અને તેમને મકાનથી પણ બહાર કાઢયા. છેવટે વિજયદેવસૂરિએ વિજયાનંદસૂરિની સાથે સંધી કરવાનો મનમા નિશ્ચય કર્યો.

બં આચાર્યોની એકતા.

વિજયદેવસૂરિએ વિચાર કર્યો કે-સાગરો મારૂં લીલું કરે તેવા નથી. તેઓની કપટપટુતાથી હું અત્યાર સુધી તેમની પાછળ તણાયો.

પણ મારે આટલી બધી ખટપટ શા માટે જોઇએ ? શા માટે સમાજની અશાન્તિમાં મ્હારે ભાગ લેવો જોઇએ; એમ વિચાર કરી આપસમાં સંધી કરવાને માટે તેમણે ધર્મવિજયજી વાચકને એકાંતમાં બોલાવ્યા, અને કહ્યું કે—મ્હેં સાગરોને દૂર કર્યા છે. હવે ત્હમે શા માટે નથી આવતા ?

ધર્મવિજયજીએ કહ્યું—' જો આપ કહો છો તે પ્રમાણે હવે એકતા કરવીજ હોય, તો આપ કોઇ પણ કામ સૌની સલાહથી કરશો, તો બધાઓનાં ચિત્ત મળેલાં રહેશે. '

વિજયદેવસૂરિએ કહ્યું—' ભલે મ્હને ત્હેમાં કંઇ હરકત નથી. આપણે સૌની સલાહથીજ કામ કરીશું, પરન્તુ આપણો આખો સમુદાય મારા હાથમાં રહેવો જોઇએ. '

મ્હોંઢાની ઉંચી ઉંચી વાતો ઉપરજ લોકો મોહિત થાય છે. વસ્તુતઃ મનુષ્યના હૃદયની એકાએક ખબર પડતી નથી. વિજયદેવસૂરિના મનમાં હતું કે—એક વખત નવા આચાર્યને અલગ કરી આખો સમુદાય મ્હારા કબજામાં લઇ લઉં. પછી કોણ એના પક્ષમાં થનાર છે ?

વિજયદેવસૂરિના હૃદયની આ વાતને ધર્મવિજયજી ન સમજી શક્યા. તેઓ તો પોતાના સરળ પરિણામથી આપસમાં એકતા–પ્રેમ કરાવવાના કાર્યમાંજ લાગી ગયા. જો કે કેટલાક સાધુઓએ શંકાઓ કરી કે–' એકદમ તેમનો વિશ્વાસ કરવા જેવું નથી. સાગરની દાંભિકતા તેમના હૃદયમાં પણ ઉતરી છે, ' છતાં ત્હેમણે સાગરને હવે દુર કરેલ છે, વિગેરે કેટલુંક સમજાવી નક્કી કર્યું.

તે પછી તેજપાલને ત્હેમણે તેડાવ્યો. શત્રુંજયની યાત્રાના નિમિત્તથી તે આવ્યો. ગુરુને વંદણા કરી તેજપાલની સમક્ષ એકતાનો એક પત્ર લખવામાં આવ્યો, તેજપાલના યાત્રા કરીને આવ્યા પછી એક લેખ લખ્યો, જેની અંદર લખવામાં આવ્યું કે—

" હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિએ જહે જહે પટા કર્યા છે તે પટાઓને જહે નહિ માને ત્હેને ગચ્છથી દૂર કરવામાં આવશે.

વળી કોઇએ એક બીજાની સાથે રાગદ્વેષ રાખવો નહિં અને મર્યાદા પ્રમાણે એક બીજાની સાથે વંદન વ્યવહાર ચાલુ રાખવો અને જેને જે પદવીઓ છે તે જેમની તેમ કાયમ રાખવી. "

વિજયદેવસૂરિએ પોતાના હાથે આ લેખ લખ્યો. વિજયાનંદસૂરિએ લખ્યું કે—' જો ગુરૂવચન લોપવામાં નહિ આવે તોજ તમારી આજ્ઞા બધા પાળશે.'

**રંગમાં ભંગ.**

બીજી તરફ શાન્તિદાસ શેઠને જ્યહારે આ વાતની ખબર પડી, ત્યહારે તેઓ આવીને કહેવા લાગ્યા કે—' એમની સાથે સંધી કરવી સારી નથી. તેમના મલીન મનને તમે જાણી શકયા નથી. આ મેળાપ મ્હને તો દુઃખકારી લાગે છે. વિજયાનંદસૂરિએ કહ્યું કે—'નહીં નહીં, અમારા મનમાં કંઇ રોષ નથી. માત્ર હૃદયમાં જે ખોટી પ્રરૂપણા હતી તેજ આ બધા કલેશનું કારણ હતું અને તે નીકળી ગયા પછી કલેશ રહેજ શાનો ? '

એ પ્રમાણે અધિક ચૈત્ર મહીનાની નોમના દિવસે સંઘવીને ઉપાશ્રયે આ પ્રમાણે બધા મળી ગયા. તે પછી વિજયદેવસૂરિની પાસેના મ્હોટા સાધુઓ સંઘની સાથે કાળુપુર ગયા. ત્યહાં વિજયાનંદસૂરિને વંદન કરી વિનતિ કરવા લાગ્યા કે–આપ શહેરમાં પધારો અને હુવે બન્ને ( આપ અને વિજયદેવસૂરિ ) સાથે રહો. સંઘે કરેલા મ્હોટા સામૈયા પૂર્વક તેઓ શહેરમાં આવ્યા. વિજયદેવસૂરિને વંદણા કરી. કલેશ મટી ગયો. એવામાં એક મ્હોટું વિઘ્ન આવ્યું. શાન્તિદાસ શેઠે ત્યહાંની કચેરીમાં હુકમ મેળવી સાધુઓને પકડાવવા માટે કેટલાક પોલીસોને ઉપાશ્રયે મોકલ્યા. તેઓ ' મારો ' 'પકડો ' કરતા ઉપાશ્રયે આવ્યા. પરંતુ સારે નસીબે ઉપાશ્રયમાંથી સાધુઓ નીકળી ગયા અને શાહ નાનજીના ઘરમાં બે દિવસ રહી તેઓ ઈડર તરફ રવાના થઇ ગયા. વિજયદેવસૂરિ, વિજયાનંદસૂરિ અને તેમના કેટલાક સાધુઓ ઈડરમ જઈ પહોંચ્યા. હવે તો બધા એકત્ર થયેલા હોવાથી એક બીજા ન્હાના મ્હોટાની મર્યાદા પ્રમાણે વિનયભાવથી રહેવા લાગ્યા.

## પ્રતિષ્ઠા માટે પ્રાર્થના.

થોડાં સમયમાં અમદાવાદના એક આગેવાન ગૃહસ્થ દોસી પનીઆએ વિજયાનંદસૂરિ ઉપર પત્ર લખી પ્રતિષ્ઠાના કાર્ય માટે તેમના શિષ્યને મોકલવા માટે પ્રાર્થના કરી. વિજયાનંદસૂરિએ ચોખ્ખી નાજ લખી, કે અમદાવાવાદ કોઇ આવી શકશે નહીં. પછી તેણે બીજો પત્ર લખી જણાવ્યું કે-' મેં કોર્ટની મંજૂરી લીધેલી છે. માટે અહિં આવવામાં કોઇ જાતની હરકત આવશે નહિ. ' આટલું લખવા છતાં પણ ત્હેમણે નાજ લખી. આમ કરતાં પ્રતિષ્ઠાનું મુહૂર્ત્ત વીતી ગયું. આથી રોષે ભરાઇ તેણે વિજયદેવસૂરિને પત્ર લખ્યો અને જણાવ્યું કે–આપે આશું કામ કર્યું? તેમનું આચાર્ય પદ રાખવામા તો આપણી લાજ રહી નથી.' વિજયદેવસૂરિએ જણાવ્યું—'ત્હમારે તે સંબંધી ચિંતા ન કરવી, બધો સુમદાય હાથ કરી લીધા પછી તમારા મનમાં છે તે કરશું.' આ પત્ર ભાગ્ય યોગે અમદાવાદના સંઘના હાથમાં આવ્યો. અને તેથી પાપ પ્રકટ થયું.

## ખામણાંમાં ખટકો.

બીજી તરફ વળી એક બીજો બનાવ બન્યો. બધા ભેગાં પડિકમણું કરતા. હવે પાક્ષિક ખામણાં વખતે કોઇ પણ અનુયાનનું નામ ન લેતાં વિજયદેવસૂરિ સામાન્ય રીતે એક સાથે બધાઓને ખમાવવા લાગ્યા. એવી બે પાખીઓ ગયા પછી ત્રીજી પાખીએ વિદ્યાવિજય નામના એક સાધુએ એક યુક્તિ કરી. ત્હેમણે. ' પંન્યાસ પ્રમુખને ખમાવું છું. ' એમ કહી પતાવ્યું. એટલે ગુરૂએ કહ્યું. ' અરે, એમ કેમ ? ' ત્હેણે કહ્યું:—' જેવી મ્હોટાઓની રીતિ છે તેવી રીતિથી મેં કર્યું, તમે જ્યારે નામ દઇને ખમાવશો, ત્હારે અમે પણ એમ કરીશું,' જ્હારે આમ થયું ત્હારે બધા નામ લઇને ખમાવવા લાગ્યા. જો કે તે પણ મન વિનાજ ઉપર ટપકે.

વિજયદેવસૂરિએ વળી એક બીજો વિચાર કર્યો. ત્હેણે એક નવા આચાર્ય કરવાની ઇચ્છા કરી. આ વિચાર ત્હેમણે વિજયાનંદસૂરિને

જણાવ્યો. ત્હેમણે માત્ર એટલોજ જવાબ આપ્યો કે–' જ્હેમ શોભા વધે તેમ કરો.' રાજનગર અને ખંભાતના સંઘે પણ જણાવ્યું કે—'એવું વળી તપગચ્છપતિ પદ કેવું? જ્યારે કોઈને આચાર્ય-પદ આપીશું, ત્યારે ધામધુમ પૂર્વક વિશેષે કરીને આપીશું.' વિજયરાજ નામના ઉપાધ્યાયજીએ પણ કહ્યું કે ' સંઘનું વચન ઉલ્લંઘવું ઠીક નથી. વધારે તાણવાથી તૂટી જાય છે. અને તૂટ્યા પછી હાથથી છૂટી જાય છે. જો આપ કદાગ્રહ કરીને પદ સ્થાપના કરશો તો પાછળથી પશ્ચાત્તાપ થશે, અને તેનું ફળ આપને ભોગવવું પડશે.'

બધાઓએ સમજાવવા છતાં તેમણે કોઇનું માન્યું નહિં, અને પદ સ્થાપના કરીજ દીધી. તેમ છતાં પણ વિનયગુણસંપન્ન વિજયાનંદસૂરિએ તો પોતાનો વિનયભાવ નજ છોડ્યો. ત્હેમણે તો લગાર પણ રાગ દ્વેષ કર્યા સિવાય હમેશાં સેવાજ કરી. પરન્તુ વિજયદેવસૂરિ તો ત્હેમનું લગારે ભલું ઇચ્છતા નહિં.

**સૂરત ગમન.**

તે પછી ખંભાતના સંઘે વિજયદેવસૂરિ પાસે જઇને ચોમાસાની વિનતિ કરી. ત્હેમણે વિજયાનંદસૂરિને ખંભાત જવા માટે આજ્ઞા કરી. વિજયાનંદસૂરિ ખંભાત પધાર્યા. બીજી તરફ સૂરતના દોસી સોમો, દોસી પ્રેમજી, દોસી પૂંજાનો પુત્ર નાગજી, એ બધા વિજયદેવસૂરિની પાસે ગયા અને વિજયાનંદસૂરિને સૂરત લઇ જવા માટે આજ્ઞા લઇ આવ્યા. વિજયાનંદસૂરિએ સૂરત આવવા માટે ખંભાતથી વિહાર કર્યો. જંબૂસર થઇ સૂરિજી ભરૂચ આવ્યા. ત્હાં સૂરતના વખારિઆ સંઘનો પત્ર મળ્યો. તેમાં લખવામાં આવ્યું હતું કે—' અહિં ત્રણ પક્ષના ઉપાશ્રય છે. માટે આપ એવી રીતે વિચાર કરીને આવશો કે જેથી બધાઓને સંતોષ થાય.'

આના ઉત્તરમાં સૂરિજીએ જણાવ્યું—' મને કોઇ પણ જાતનો કોઈના ઉપર રાગ–દ્વેષ નથી. વિજયદેવસૂરિના આદેશથી હું ચોમાસા માટે આવું છું. માટે ત્હમે વિચાર કરી લેશો. ત્હમે બન્ને પક્ષવાળા મળીને જ્હેમ કહેશો, તેમ કરવાને મ્હને હરકત નથી.'

ગુરૂ આગળ વધી 'વરિઆવ' આવ્યા. ભરૂચનો સંઘ પણ સાથેજ હતો. વખારીઆ સંઘ પણ અહિં આવ્યો. દોસી સોમા, પ્રેમજી વિગેરે પણ આવ્યા. તેમણે કહ્યું–આપની સમક્ષ અમે સૂરતના સંઘો એકત્ર થઇ જઇએ. ગુરૂએ કહ્યું—'ત્યહાં આવ્યા પછી સૌ સારૂં થશે.' પછી શુભ મુહૂર્તે સૂરિજીએ સૂરતમાં પ્રવેશ કર્યો. સૂરિજીના પ્રવેશ વખતે અંગપૂજામાં પાંચશો મુદ્રાઓની ઉપજ થઇ.

બે વ્યાખ્યાનો.

ત્રીજા દિવસે વખારિઓ સંઘ આચાર્યશ્રી પાસે આવ્યો. ત્હેણે વંદણા કરીને સૂરિજીને પૂછ્યું કે—'હવે શો ઉપાય કરવો ?' સૂરિજીએ કહ્યું—'શા સંબંધી ?' સંઘે કહ્યું—'જો તે લોકોની ઇચ્છા થાય તો બધા એક થઇ જઈએ.' સૂરિજીએ કહ્યું—'હવે ભેગા થવામાં બાકી રહ્યું છે શું ? ગુરૂ એક છે, અને ત્હેમનીજ આજ્ઞા માનવામાં આવે છે, તો પછી વાંધો શો છે ? વખારિઆ સંઘે કહ્યું–'મહારાજ તે શ્રાવકો વિજયતિલકસૂરિના ગુણ ગાય છે, તે હવે ન ગાય, એમ તમે ત્હેમને સૂચવો.' સૂરિજીએ કહ્યું—'અમને ત્હેમનો ઉપકાર છે, માટે તેમનું નામ ન લેવું–ગુણ ન ગાવા, એ કેમ બને ? એમ કરવાથી તો સ્વામીદ્રોહપણું થાય.' જ્યહારે સૂરિજીએ આવો ઉત્તર આપ્યો, ત્યહારે ત્હેમણે બીજી યુક્તિ કાઢી. તેમણે કહ્યું–'ત્યહારે એમ કરો કે–વિજયતિલકસૂરિ અને વિજયદેવસૂરિ એ બન્નેનાં વખાણ કરવાં નહિં.' સૂરિજીએ ચોખ્ખું સંભળાવ્યું કે—'એવું કોઇ દિવસ બની શકેજ નહિં.'

સૂરિજીનો આ ઉત્તર સાંભળીને વખારિઓ સંઘ આવ્યો હતો તેમ ચાલતો થયો.

બીજી તરફ નવસારીથી પ્રીતિવિળુધ નામના સાધુને બોલાવ્યાં. ચોમાસામાં તેઓ ત્રણ મ્હોટી નદિઓ વહાણદ્વારા ઉલ્લંઘી અશાઢ વદિ સાતમે બાર ગાઉની મજલ કરી સૂરત આવ્યા અને ત્હેમણે બીજા ઉપાશ્રયમાં મુકામ કરી જુદુ વ્યાખ્યાન કરી મતભેદનું

બી વાળ્યું. વગર કારણે ત્હેમના ચોમાસામાં આવવાથી શાસનની હેલણા થઇ.

આમ છતાં પણ વિજયાનંદસૂરિ મનમાં કંઇપણ લાવ્યા નહિં. અને જ્હેમતું તેમ ચાલવા દીધું, પણ શ્રાવકોએ આ વાત ઉપેક્ષિત નહીં ગણી. સૂરતના સંઘે અમદાવાદ અને ખંભાતના સંઘને લખ્યું. તેમ આચાર્ય વિજયદેવસૂરિને પણ લખી બધી હકીકત જણાવી.

વિજયદેવસૂરિએ લખી જણાવ્યું કે—'સકારણ એમ કરવું પડ્યું છે–શ્રાવકો સાગરમાં ન ચાલ્યા જાય એટલા માટે તેમ કર્યું છે.'

આ જવાબ વાંચી સંઘે વિચાર કર્યો કે—'મેળ જાણીને આ કર્યું છે, પરંતુ તે ઠીક થયું નથી. આગળ આવી રીતે કેમ ચાલી શકે? માટે પહેલાં જેવું હતું તેમજ આપણે તો ચાલવા દેવું.' આ હકીકત ગુરૂને ( વિજયાનંદસૂરીને ) જણાવતાં સૂરિજીએ કહ્યું:—'કંઇ નહીં, તે જ્હેમ કહે તેમ કર્યા કરો અને તે જ્હેમ કરે તેમ કરવા દ્યો આપણે કોઈ જાતનો ભેદ કરવો નથી.'

આચાર્યશ્રીની આ સરળતા મહાનુભાવપણું જોઈને શ્રાવક શ્રાવિકાઓ ચકિત થઇ ગયાં અને મુક્ત કંઠે ગુરૂજીની પ્રશંસા કરવા લાગ્યાં.

## ઘૂભવંદનનો નિષેધ.

બીજી તરફ વિજયદેવસૂરિ શિરોહીમાં ચોમાસુ રહ્યા હતા, ત્હેની પાસેજ વિજયતિલકસૂરિનો થૂભ હતો, તેને વંદન કરવાને ઘણા શ્રાવક શ્રાવિકાઓ અને મુનિઓ જતા હતા, તેઓને વિજયદેવસૂરિએ નિષેધ કર્યો અને કહ્યું કે—'મારા રાજ્યમાં ત્હમારે થૂભને વંદન કરવા જવું નહીં.' આ ગામમાં મેહાજલ નામનો એક ધાર્મિક શ્રાવક રહેતો હતો. ત્હેણે સૂરિજીને કહ્યું—'મહારાજ! વીરની પરંપરામાં હીરવિજયસૂરિ વિગેરે ઘણાએ આચાર્યો થઈ ગયા છે, પરંન્તુ કોઇએ થૂભને વંદન કરવાનો નિષેધ કર્યો નથી અને આપ

નિષેધ કરો છો એ શું ? મહારાજ ! આપનાથી એનો નિષેધ નહીં થઈ શકે. આવું અવિચાર્યું કામ કરવું વ્યાજબી નથી. આપે કેટલાં અવિચારી કામો કર્યાં છે. એક તો સૂરિપદ આપ્યું, બીજું જુદુ વ્યાખ્યાન કરાવ્યું, ત્રીજુ લખત કરાવ્યું, ને ચોથું વિજયતિલકસૂરિના ગુણગાનનો નિષેધ અને પાંચમું આ થૂભવંદનનો નિષેધ. આટલાં અવિચાર્યાં કાર્યો કર્યાં છે.'

શ્રાવકે આટલું સંભળાવવા છતાં ત્હેમણે કદાગ્રહ છોડ્યો નહીં પરન્તુ શ્રાવકોએ ત્હેમનો ઉપદેશ નજ માન્યો અને જ્હે પ્રમાણે વંદન કરતા હતા તે પ્રમાણે કરતાજ રહ્યા. વળી આ હકીકત જ્હેમ જ્હેમ જુદા ગામોના સંઘોના જાણવામાં આવી, તેમ તેમ દરેક સ્થળેથી તેમના ઉપર કાગળો લખાયા કે—શાસ્ત્ર-સિદ્ધાન્તોને શા માટે ઉત્થાપો છો ? અને તેમ કરીને આખા સમાજમાં કલેશ કાં ઉભો કરોછો ? ' પણ તેઓનું માનેજ કોણ તે ?

**કેરવાડામાં પ્રતિષ્ઠા.**

બીજી તરફ વિજયાનંદસૂરિ સૂરતમાં ચોમાસુ પૂરૂ કરી ગણદેવી અને વલસાડ પધાર્યા. અહિં ભરૂચના હુંગરશી શેઠ અને તેમનાં બેન કીકીએ આવી સૂરિજીને પ્રાર્થના કરી કે–કેરવાડામાં મેઘજી શેઠને પ્રતિષ્ઠા કરાવવી છે, માટે આપ ત્હાં પધારો. આપના પધારવાથી ત્હાં લાભ ઘણો થશે. સૂરતમાં જ્હેમ મુદ્રાઓની પ્રભાવના થઇ, તેમ ત્હાં પણ થશે. ત્હાંના ઠાકોર ભારમલ્લ પણ આપનું પધારવું ચાહે છે, વળી ગુજરાતમાં ગામેગામ કંકોતરીઓ મોકલાઇ ગઇ છે. માટે આપ જરૂર પધારો. આપને લેવાને માટેજ મ્હને મોકલેલ છે.' આ ઉપરાંત ખંભાતથી બ્રહ્મચારી રાઘવજી અને જંબૂસરથી શાંતિ વોરા વિગેરે પણ આવ્યા, અને આ પ્રતિષ્ઠા ઉપર પધારવાને સૂરિજીને વિનતિ કરવા લાગ્યા. રાજનગર અને ખંભાતના જ્યોતિષિઓ અને સૂરવિજય પંન્યાસ—એ બધાઓએ મળીને પ્રતિષ્ઠાનું મુહૂર્ત્ત ફાગણ વદ ૪ નું નક્કી કર્યું હતું. આ બધાઓની વિનંતિના ઉત્તરમાં વિજયાનંદસૂરિએ કહ્યુ–'વિજયદેવસૂરિની આજ્ઞા હોય, તોજ હું પ્રતિષ્ઠા કરી શકું.'

સૂરતના સંઘે કહ્યું:–' મહારાજ! રાજનગરના સંઘે માણસ મોકલેલ છે, તે આજ કાલમાં આવી જશે અને બધું સારૂં થશે. માટે આપ આ ઉત્તમ મુહૂર્ત્ત સાચવી લ્યો. આમાં વિલંબ કરવાનું કામ નથી.'

સંઘના કહેવાથી તેઓ સૂરત, રાનેર, વરિઆવી થઈ ભરૂચ આવ્યા. અહિં કેરવાડાનો સંઘ આવ્યો અને મ્હોટી ધૂમધામ પૂર્વક પુરપ્રવેશ કરાવ્યો. આ પ્રતિષ્ઠા ઉપર દસ હજાર માણસો ભેગા થયા હતા. રત્ન, પીતળ અને પાષાણનાં એકંદર અઢીસો બિંબોની આ વખતે પ્રતિષ્ઠા અને અંજનશલાકા કરી. પાંચ દિવસ સુધી સંઘની ભક્તિ કરી. અનેક પ્રકારનાં મિષ્ટાન્નો જમાડ્યાં, ચારસો યાચકો આવ્યા હતા, ત્હેમને અભિનવ વસ્ત્રો આપી સંતોષ પમાડ્યો. આ વખતે દસ હજાર રૂપિયાનો વ્યય કર્યો. પ્રતિષ્ઠાનું કાર્ય સમાપ્ત થયા પછી સંઘ વિખરાઇ ગયો અને ગુરૂજીએ અહિં માસકલ્પ કર્યો.

હવે રાજનગરથી વિજયદેવસૂરિ પાસે જે માણસો મોકલવામાં આવેલ, તે માણસોને જલદી જવાબ લખી આપીને વિદાય ન કર્યો. પ્રતિષ્ઠાનું મુહૂર્ત્ત થઇ ગયું, ત્યાં સુધી તે લોકોને પોતાની પાસેજ રોકી રાખ્યા. અને પ્રતિષ્ઠા થઇ ગયા પછી તેમને વિદાય કર્યા. આથી રાજનગરના સંઘે વિચાર કર્યો કે–આટલું આટલું ઢીલું રાખવા છતાં, તે હજૂ સમજતા નથી. જુદાં વ્યાખ્યાનો કરાવીને અને આવી રીતે દુરાગ્રહ રાખીને ગચ્છમાં ભેદ કરાવે છે એ ઘણું અનુચિત થાય છે.

### વિજયાનંદસૂરિ ગચ્છપતિ.

વિજયદેવસૂરિની આવી પ્રવૃત્તિ જોવાથી એક વખત મુનિવિજયના શિષ્ય દેવવિજય ઉપાધ્યાય, કે જેઓ દર્શનવિજયજીના ગુરૂભાઇ થતા હતા, તેમણે બધા સાધુઓને ભેગા કરી વિજયાનંદસૂરિને વિનંતિ કરી કે—

'આપણે સારાને માટેજ આપસમાં મેળ કર્યો હતો; પરન્તુ વિજયદેવસૂરિએ પોતાની ટેવ છોડી નથી, અને તે ટેવને આધીન થઇ પાછી ભિન્નતા કરી નાખી છે. હવે અમારે ત્હેમની સાથે સંબંધ રાખવાની કંઈ જરૂર નથી. આપજ અમારા નાથ છો–ગચ્છપતિ છો, આપ હવે તે કપટીની સાથે જરાપણ સંબંધ રાખશો નહિં. કુદરતનો કાયદો છે કે ગમે તેટલા સાબુથી ધોવા છતાં કાગડો ધોળો થતો નથી.'

આનો ઉત્તર આપતાં વિજયાનંદસૂરિએ ગંભીરતાથી કહ્યું—'ભાઈઓ, ગમે ત્હેવું પણ તેનું વચન માન્ય રાખીને કામ ચલાવવું, એ શ્રેયસ્કર છે. અંદર અંદર ભિન્નતા કરવામાં કંઇ ફાયદો નથી. ભલે તે તેનું ધાર્યું કરે.'

સંઘે કહ્યું—'નહિં સાહેબ, હવે ઘણું થયું છે. એમની સાથે હવે અમારાથી સંબંધ રાખી શકાય તેમ છેજ નહિં. જ્હેણે હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિની નિંદા કરવામાં બાકી રાખી નથી, જ્હેણે મીઠા મીઠાં વચનો કહીને આપની સહૃદયતાનો દુરૂપયોગ કર્યો છે, જ્હે પોતાનું બોલ્યું પાળતા નથી, ત્હેનાથી હવે કોઇ જાતની આશા રાખવી નકામીજ છે; માટે અમારે તો આપજ ગચ્છપતિ છો.'

બસ, એમ નક્કી કરી વિજયાનંદસૂરિના નામથી ઠેકાણે ઠેકાણે પટા લખવામા આવ્યા, ત્હેમાં લખવામાં આવ્યું કે "વિજયદેવસૂરિની સાથે ધર્મની હીલણા ન થાય, એમ ધારીને મેળ કરવામાં આવ્યો હતો; પરન્તુ ત્હેમણે છોકરાની રમ્મત જેવું કર્યું છે. તેઓએ લખેલા લેખથી વિરૂદ્ધ વર્ત્તન કર્યું છે, માટે તેમની સાથેનો સંબધ બંધ કરવામાં આવે છે." રાજનગર, અને ખંભાતમાં તે સંબધી ઠરાવ થયો. સૂરત અને બુરાનપુરમા દર્શનવિજયજીએ ઠરાવો કરાવ્યા. શિવપુર, નડુલાઇ અને જાલોરમાં મેહાજલે નાતના જોરથી ઠરાવો કરાવ્યા. એ પ્રમાણે બધે ઠરાવો થતા બધા સઘો વિજયાનંદસૂરિની આજ્ઞાને માનનારા થઈ ગયા.

વિજયદેવસૂરિથી બધો સંઘ આ પ્રમાણે જુદો પડતાં ત્હેમને

શાંતિદાસ શેઠ ઉપર ઘણું ખોટું લાગ્યું. ઠેકાણે ઠેકાણે તેમની નિંદા થવા લાગી. પછી તેઓ ગુજરાતમાંથી વિહાર કરી મારવાડમાં ચાલ્યા ગયા.

હવે વિજયાનંદસૂરિ કેરવાડાથી વિહરવા લાગ્યા. તેઓ જંબૂસર, સીનોર થઇ ડભોઇ આવ્યા. સંખેડાનો સંઘ અહિં આવ્યો. મ્હોટો ઉત્સવ થયો. લોઢણપાર્શ્વનાથની યાત્રા કરી, પુણ્યવિજયને વાચકપદ આપ્યું. ત્હાંથી સંખેડ પધાર્યા. ત્હાંથી સીણોર આવ્યા, ત્યારે ખંભાતનો સંઘ અહિં વિનતિ કરવા આવ્યો, સૂરિજી ખંભાત થઇ રાજનગર પધાર્યા, ત્હાં શાંતિવિજય અને ભાવવિજયને વાચક પદ આપ્યાં. અહિં ઘણા શ્રાવક શ્રાવિકાઓએ વ્રત-નિયમ-તપસ્યાનો આદર કર્યો. ધર્મદાસ, વિસા, બદા અને કેશવે ગુરૂભક્તિ નિમિત્તે પ્રભાવના આદિમાં ઘણા દ્રવ્યનો વ્યય કર્યો.

**સિદ્ધાચલની યાત્રા.**

આ સમયમાં મારવાડમાં આવેલા નાડલાઇ ગામમાં ચાર સારા ગૃહસ્થો રહેતા હતા. તે ચારે સગાભાઇઓ થતા હતા. તેમનાં નામ મેહાજલ, ચાંપો, કેસવ, અને કૃષ્ણ, હતાં. તેમના પિતાનું નામ વીરપાલ હતું. વીરપાલને બીજા બે ભાઈઓ હતા. જસવંત અને જયમલ. ઉપર કહેલા ચાર ભાઇઓ પૈકી મેહાજલને બે પુત્રો હતા. કુમરાજ અને ગુણરાજ. કેશવને બે પુત્રો—નાથો અને નારાયણ. ચાંપાને બે પુત્રો હતા—વર્દ્ધમાન અને રૂડો અને કૃષ્ણને બે હતા—ધનરાજ અને સુખરાજ. આ ઉપરાંત વીરપાલના બે ભાઇઓ, જે જસવંત અને જયમલ હતા, ત્હેમાં જસવંતના ઋષભદાસ અને લક્ષ્મીદાસ બે પુત્રો હતા. જયમલને એક હતો, જેનું નામ હરચંદ હતું.

ઉપર્યુક્ત ચારે ભાઇઓને વિમલાચલની યાત્રા માટે સંઘ કાઢવાનો વિચાર થયો. તેઓને વિચાર થયો કે-પૂજ્ય શ્રી વિજયાનંદસૂરિને સાથે લઇ સંઘ કાઢવો. મુહૂર્ત્ત જોવડાવીને પછી ત્હેમણે સંઘને વિનતિ કરી. આ વખતે સંઘમાં કુચરાનો પુત્ર ઠાકરસી,

સા રૂપો જેસિંગ, નાથાનો પુત્ર જીવો, સા તોલાનો પુત્ર રૂડો, ચં-દસેનનો પુત્ર સૂરજી, ધના, ટીલા, અને મરૂનો પુત્ર હેમો. સા ભોજો, તેના ચાર પુત્રો–સા દૂલો, સા વેલો, મનહર અને સામલ; તેમજ ચોથા, તાલા, કેસવ કર્મસી અને તેજા નાથા, આ મુખ્ય હતા. સંઘે સંઘપતિની વિનતિ મંજૂર રાખી. ઉપરના ગૃહસ્થો ઉપરાંત સા કીતો, તેના પુત્રો–ઝીપો, અને રાયચંદ; પીથો, અને નાથો વિગેરે પણ સંઘમાં સાથે ચાલ્યા, મુનિઓમાં દેવવિજય વાચક અને ભાવવિજયજી સંઘની સાથેજ ચાલ્યા.

સંઘપતિ મેહાજલે ગામોગામ પહેલેથી કંકોત્રીઓ મોકલી હતી, એટલે જેમ જેમ સંઘ આગળ વધવા લાગ્યો, તેમ તેમ જુદા જુદા ગામોના સંઘો પણ ભેગા થતા ગયા. નાડલાઇથી પ્રયાણ કરી પ્રથમ યાત્રા વરકાણાજીની કરી. જ્યારે સંઘ સીરોહી આવ્યો, ત્ય્હારે ત્યાંના રાજા અક્ષયરાજે નિશાનની જોડી અને ઘણા સુભટો સાથે આપ્યા. ત્યાંથી આગળ વધી પાટણ, કુંણગેર, સંખેશ્વર, સર-ખેજ, થઇ સંઘ અમદાવાદ આવ્યો. ત્ય્હાંથી ધોળકે આવતાં વિજયાનંદસૂરિ ભેગા થયા. સિદ્ધિચંદ વાચક અને ભાવવિજય પણ સાથેજ હતા. એકંદર બધા ગચ્છના મળીને પાંચસો સાધુઓ સંઘમાં હતા. ધીરે ધીરે સંઘ બહુ મ્હોટો બન્યો. બારસો સેજવાલાં, સો રથ, અઢીસો ઉંટ, પાંચસો ઘોડેસ્વારો અને એક હજાર ઉપર બીજા હથીઆરબંધ માણસો હતા. આ સંઘમાં કુલ વીશ હજાર શ્રાવકો હતા. તે ઉપરાન્ત બીજા નોકર–ચાકરો તો જુદા. અનુક્રમે ગમન કરતો સંઘ પાલીતાણે પ્હોંચ્યો. સંઘે અનેક પ્રકારનાં વાજીંત્રો અને ધૂમધામ પૂર્વક શ્રીશત્રુંજય પર્વતને મોતીથી વધાવ્યો. ઠેકાણે ઠેકાણે લોકોના આરામને માટે સાકરનાં પાણીની પરબો મંડાવી.

આ વખતે ઠેકાણે ઠેકાણે ચોકી કરનારા ગરાસીઆઓ બેઠા હતા, તે આ સંઘના સીપાઇઓ અને ચોકીવાળાઓથી અપમાનિત થઇ ઉઠી ગયા. તેથી તે લોકોનો ઉપરી ગરાસીઓ સંઘવીની પાસે

આવીને કહેવા લાગ્યો કે–' અમારા હુકમ સિવાય આ ગિરિ ઉપર કોઇ ચઢી શકતું નથી, તો તમારા માણસો કેમ ચઢે છે ?' સંઘવીએ કહ્યું કે—' રાજાના હુકમથી ચઢે છે ' આમ વાતચીત ઉપરથી ચઢા ઉતરી થઇ ગઇ. સંઘના સુભટો એકદમ તૈયાર થતાં અહિંના ગરાસીઆઓ મૂઠીયોવાળીને નાઠા, અને ઘેટી ગામમાં જઈને પેસી ગયા.

સંઘ દસ દિવસ સુધી અહિં રહ્યો, અને શુભ ભાવનાપૂર્વક યાત્રા કરી અહીં હમેશાં સ્વામીવાત્સલ્ય થતાં અને રોજ નવાં નવાં પકવાન્નોનાં જમણો થતાં યાત્રા કરી સંઘવીએ પાંચ હજાર રૂપિયા ભંડારમાં આપ્યા. તમામ લોકો આ સંઘવીની ઉદારતાની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા. યાત્રા કરીને પછી બધો સંઘ અમદાવાદ આવ્યો. અહિં દસ દિવસની સ્થિરતા કરી. પછી સંઘની સાથે વિજયાનંદસૂરિ પણ મારવાડમાં આવ્યા. સિરોહી થઇને પછી નાડલાઈ પધાર્યા. પહેલું ચોમાસુ ત્હેમણે નાડલાઇમાં કર્યું. બીજુ ધવલીમાં, ત્રીજુ નાડલાઇમાં અને ચોથુ વાઘસિણે કર્યું. સૂરિજી લુણાવાસ પધાર્યા. ત્યહારે ત્યહાંના કોહાના શ્રાવકે કેટલાંક બિંબો ભરાવી પ્રતિષ્ઠા કરાવી. આ પ્રસંગે એકને વાચક પદ આપ્યું. ત્યહાંથી પછી સીરોહી પધાર્યા અહીં ગુજરાતથી શાંતિવિજયગણી આવ્યા અને ત્હેમણે ગુજરાતના સંઘ તરફથી આચાર્યશ્રીને ગુજરાતમાં પધારવા વિનતિ કરી. વિનતિને માન આપી સૂરિજી રાજનગર પધાર્યા. અમદાવાદમાં ત્હેમના ઉપદેશથી અનેક પ્રકારનાં ધાર્મિક કાર્યો થવા લાગ્યાં.

અહિં સુધીનું વૃત્તાન્ત આપી કવિએ છેલ્લી ઢાળમાં આ બીજો અધિકાર બનાવ્યાનો સંવત્ ( જે સંવત્–આ રાસના પ્રારંભમાં આપ્યો છે ) અને પોતાનો પરિચય આપ્યો છે. ( આ પરિચય રાસ સારના પ્રથમ અધિકારની અંતમાં આપ્યો છે તેજ છે. )

॥ ऎं नमः ॥

પં० દર્શનવિજયવિરંચિત

# विजयतिलकसूरिरास.

ઉદય અધિક મહિમા ઘણો શ્રીમનમોહન પાસ;
સંઘ સકલ આણંદકર સુખ સંપદ બહુ વાસ. ૧.
નયર બરહાનપુર મંડણો મૂરતિ દીઠઈ મોદ;
પ્રણમું પ્રીતિં પ્રભુપ્રતિં હઈડઇ ધરી પ્રમોદ. ૨
અઈયાણાગયસંપ્રતિ વંદું જિન ચોવીસ;
ચ્યાર તીર્થંકર સાશ્વતા વિહરમાન વલી વીસ. ૩
કરમ ષપી સુગતિં વસ્યા સિદ્ધા સિદ્ધ અનંત;
તે અહનિસિ આરાહીઈ અનંતજ્ઞાન ગુણવંત. ૪
ગુણ છત્રીસઈ નિરમલા સોહઈ અંગિ અનૂપ;
આચારજિ નિત વંદીઇ કલિકાલિં જિનરૂપ. ૫
સકલ સૂત્ર-સિદ્ધાંત તે ભણઇ ભણાવઇ સાર;
વાચક ગુણ પંચવીસસિઉં આરાધું સુખકાર. ૬
અઢીયદીપમાંહિં મુનિ હૂઆ હોસ્યઇ જેહ;
વર્ત્તમાન પણિ વંદીય સત્તાવીસગુણગેહ. ૭
શુચિ પ્રવચન ચિતિ આણીઇ જેથી જગ ઉપગાર;
સાધુ સુખિં નિત તે સુણો શિવસુખનો દાતાર. ૮
પ્રવચનની અધિકારિણી શાસનિ સોહતિ જેહ;
સમરી સા ચિત સારદા સકલસિદ્ધિગુણગેહ. ૯

## ॥ ढाल ॥

રાગ સારંગ; ઢાલ ફાગનો.

દેવતા દાનવ માનવા વિંતર જ્યોતિષી જેહ રે,
દુષ્ટઇ પણિ તે આરાધતાં સુખકારી હોઇ તેહ રે. ૧૦
5 સજ્જણ દુરજણ બિહુ જણા જેહનો એક સભાવિ રે,
વિરહ સંયોગિં જાણુવો છાંડો દુષ્ટ સભાવ રે. ૧૧
કવતાં નવપલ્લવ કરઈ વૃદ્ધવાદિ સિદ્ધસેન રે,
ઈત્યાદિક જે કવિ જના મુઝસિઉં ધરયો સનેહરે. ૧૨
લબધિ મંત્ર વિદ્યા વલી હોયો મુઝ પ્રસન્ન રે,
10 ગાયન રંગિં ગાયયો એહ પ્રબંધ સુવન્ન રે. ૧૩
વીર શાસન પટ્ટાવલી પહલો સુધર્મ્માસામિ રે,
બીજે જંબૂ જાણીઇ ચરમકેવલી અભિરામ રે. ૧૪
પ્રભવસામિ ત્રીજે નમો ચોથો સય્યંભવસૂરિ રે,
પાંચમઈ પાટિ યશોભદ્ર છઠઈ પાટિ ગુણ ભૂરિ રે. ૧૫
15 શ્રીસંભૂતિવિજય વલી ભદ્રબાહુ ગુરૂભાય રે,
સાતમઈ પાટિ સૂરીસિરૂ થૂલિભદ્ર મુનિરાય રે. ૧૬
અંતિમ એ શ્રુતકેવલી સીલઅચલ અભિરામ રે,
ચોરાસી ચોવીસીઈ રાખિઉં જેણઇ નામ રે. ૧૭
તાસ પટોધર મહાગિરિ સૂરિસુહસ્તિ નામ રે,
20 નુમઈ શ્રીસુસ્થિતસૂરિ સુપ્રતિબદ્ધ સુનામ રે. ૧૮
શ્રીઈંદ્રદિન્નસૂરી વલી દસમઇ પાટિ જાણો રે,
શ્રીદિન્નસૂરિ એકાદસિં બારમઈ પાટિં આણો રે. ૧૯
શ્રીવજ્રસામી તેરમા ચઉદમઇ શ્રીવજ્રસેનરે,
શ્રીચંદ્રસૂરિ પનરમઈ વંદો ભવિ ભાવેન રે. ૨૦
25 સોલમા સામંતભદ્રસૂરિ પાટિં શ્રીવૃદ્ધદેવ રે,
શ્રીપ્રદ્યોતન ગણધરૂ ઓગણીસમઇ માનદેવ રે. ૨૧
શ્રીમાનતુંગસૂરીવરૂ વીસમઈ પાટિં જાણો રે,
જેણઈ ભગતામર કરિઉ જગમાંહિં જેહ ગવાણો રે. ૨૨

એકવીસમઈ શ્રીવીરસૂરિ બાવીસમઇ જયદેવ રે,
શ્રીદેવાનંદ ત્રેવીસઈ શ્રીવિક્રમ કરો સેવ રે. ૨૩
શ્રીનરસિંહ સૂરીસિરૂ સમુદ્રસૂરિ તસ પાટિં રે,
શ્રીમાનદેવસૂરિં આણીઆ જીવઘણા પુણ્યવાટિં રે. ૨૪
5 પાટિં સુણો અઠાવીસમઇ શ્રીવિબુધપ્રભસૂરિ રે,
ઓગણત્રીસમો પટોધરૂ શ્રીયજયાનંદસૂરિ રે. ૨૫
શ્રીરવિપ્રભસૂરિ ત્રીસમા પાટિં શ્રીયશોધરદેવ રે,
પ્રદ્યુમ્નસૂરિ બત્રીસમા તેત્રીસમઈ સાર્વદેવ રે. ૨૬
ચોત્રીસમઇ શ્રીવિમલચંદ્ર પાટિં ઉદ્યોતનસૂરિ રે,
10 છત્રીસમઈ પાટિં વલી શ્રીયસર્વદેવસૂરિ રે. ૨૭
સાત્રીસમઇ શ્રીદેવસૂરિ અડત્રીસમા સર્વદેવ રે,
શ્રીયશોધરસૂરિ પ્રભુ ભવિયણ કરઇ બહુ સેવ રે. ૨૮
ચ્યાલીસમા ગચ્છનાયક શ્રીમુનિચંદ્રસૂરીશ રે,
શ્રીઅજિતદેવ ગણધરૂ વિજયસિંહ ગુણ ભૂરિ રે. ૨૯
15 સોમપ્રભ મણિરત્નસૂરિ હવઈ ચિહુંઆલીસમાહ રે,
શ્રીજગચ્ચંદ્રસૂરિવરૂ નામિં અતિ ઉત્સાહ રે. ૩૦
બાર વરસ આંબિલ કરઇ બિરૂદ સ લહઈ તપા રાય રે,
શ્રીદેવિંદ્રસૂરિ તસ પટિં પસ્તાલીસમા સોહાય રે. ૩૧
ધર્મ્મઘોષસૂરિ નમો શાકિની ભય કીઓ નાશ રે,
20 સાધુ ઉપદ્રવ ટાલીઓ પરમંત્ર વાદીનઈ પાસ રે. ૩૨
તાસ પટોધર જાણીઇ સોમપ્રભસૂરિ જાણું રે,
સોમતિલકસૂરિ તસપટિં શ્રીદેવસુંદર માનું રે. ૩૩
પંચાસમઇ પાટિં કહું સોમસુંદરસૂરિ રાય રે,
શ્રીમુનિસુંદરસૂરિં રચિઉં સંતિકરં સુખદાય રે. ૩૪
25 બાવનમા પટોધરૂ શ્રીરત્નસેખરસૂરિ રે,
શ્રીલક્ષ્મીસાગરસૂરી શ્રીસુમતિસાધુસૂરી રે. ૩૫
પાટિં પંચાવનમઈ હવઇ શ્રીહેમવિમલસૂરીશ રે,
શ્રીઆણંદવિમલસૂરિ પાટિ છપનમઇ ઈશ રે. ૩૬

શ્રીવિજયદાનસૂરિપ્રભુ તાસ પટોધર ધીર રે,
પાટ અઠાવનમાઈ સુણો જગગુરૂ શ્રીગુરૂહીર રે. ૩૭
ઓગણસઠિમો પટોધર શ્રીવિજયસેનસૂરીરાય રે,
તાસ પટોધર સાઠિમઈ શ્રીવિજયતિલક સોહાય રે. ૩૮
5 વીરશાસન પટાવલી મનિ ધરી અતિ આણંદિં રે,
વંદું નિતનિત ભાવસિઉં જે વંદી મુનિવૃંદિં રે. ૩૯
તાસ પરંપરા સિર ધરી કરી ગુરૂ વચન પ્રમાણુ રે,
તપગચ્છ મહિમા જેહથી મહિમંડલમાંહિ જાણુ રે. ૪૦
વીરવચન અજૂઆલીઆં જેણુઈ માન્યા ગુરૂહીર રે,
10 તાસતણા ગુણુ ગાયસિઉં પામી સુખ્ખ શરીર રે. ૪૧
નિજ ગુરૂવચન આરાધક શ્રીવિજયતિલકસૂરિંદ રે,
રાસ રચું રળીઆમણો સાંભલસ્યઈ ભવિવૃંદ રે. ૪૨

॥ ઢાલ ॥

રાગ ગોડી.

15 શ્રીવિજયતિલકસૂરિ પૂરણુ ગુણુ ગંભીર,
તસ રાસ રચંતાં વાધઈ હઈયિડઇ હીર. ૪૩
પાંચ કારણુ મિલીઆં નામ તણાં અભિરામ,
તેણુઈ કરી દેસિઉં રાસતણું તે નામ. ૪૪
પહેલું એ કારણુ વિજયદાન સૂરીશિં,
20 નિજ પાટિં થાપ્યા હીરવિજય સૂરીશ. ૪૫
તેણી વાર કહિઉં એક વચન સુણો સાવધાન,
જેહનઈ પદ આપો તેહનઈ દેઇ બહુમાન. ૪૬
એ વિજયની શાખા જયકારી જગિ જાણી,
પદ દેયો તેહનું વિજય નામ મનિ આણી. ૪૭
25 બીજું એ કારણુ હીરવિજય સૂરી ધોરી,
અકબર પ્રતિબોધિં જયવરીઓ ગુણુઓરી. ૪૮

કારણ વલી ત્રીજું ગચ્છપતિ શ્રીવિજયસેનં,
ત્રિણિસઈ ભટ જીપી જયવરીઓ સ્વવશેન. ૪૯
કારણ એ ચોથું વિજયનઈ નિત જયકારી,
શ્રીવિજયતિલકસૂરિ હૂઓ તપાગચ્છધારી. ૫૦
5 હવઈ નિસુણો કારણ પાંચમું કહું વિસ્તાર,
સાગરિં જવ લોપી ગચ્છ પરંપરસાર. ૫૧
તવ ગચ્છપતિ પહેલો સાગર મતનો વાસી,
ઉથાપી તેહનઈ કીધો અતિહિં ઉદાસી. ૫૨
ગુરૂ પાટ પરંપર દીપાવી જય પામ્યો,
10 તેણુઇ અધિકારિં રાસ નવો એ કામ્યો. ૫૩
તેહમાટિં કહિસિઉં એહનું અતિહિં ઉદાર,
નામ અનોપમ સુણયો સદા વિજય જયકાર. ૫૪

॥ દૂહા. ॥

શ્રીવિજયતિલકસૂરી તણો રાસવિજય જયકાર,
15 એક મનાં સહુ સાંભલો નવ નવ રસ દાતાર. ૫૫
વિજયદાનસૂરિ હીરગુરૂ જેસિંગજી ગુરૂરાજ,
તાસ ગુણાવલી ગાયસિઉં સાધીસિઉં સવિકાજ. ૫૬
વિજયતિલકસૂરી તણા માત પિતા તસ ઠામ,
દીખ્યા સૂરીપદ વલી કીધાં જે જે કામ. ૫૭
20 વિજયનો જય જેથી થયો વિજયનઈ સુખદાતાર,
વિજયતિલકસૂરી તણો રાસવિજય જયકાર. ૫૮

॥ ઢાલ ॥

રાગ દેશાષ; ચોપઈ

લાષ એક જોઅણ વાટલું થાલતણી પરિ સોહઇ ભલું,
25 અસંખ્ય દીપોદહિ વીંટીઓ સઘલા મધ્યિ સો થાપીઓ. ૫૯
નામિં જંબૂદીવ ઉદાર તેહ મધ્ય મેરૂપર્વત સાર,
લાષ જોઅણ તેહનો વિસ્તાર ઉચપણુઇ વલી વૃત્તાકાર. ૬૦

કાંચનવન ઓપઈ અતિઘણું થાનક જનમ મહોચ્છવતણું,
અનંત અનંતી ચઉવીસીઈ જિનનાં તે દેષી હીંસીઇ. . ૬૧
તેથી દષ્યણુ દિસિ અણુંસરી ભરત ષેત્ર તેહનું સુણો ચરી,
પાંચસઈ જોઅણુ અધિક છવીસ છકલા ઉપરિ અધિક જગીસ. ૬૨
5 વચિ વૈતાઢ્ય બિહું પાસે અડ્યો અરધ ભાગ વહેંચણિ તે ચડ્યો,
ઉપરિ નમિ વિનમિ પેચરા દષ્યિણુ ઉત્તરશ્રેણિપતિવરા. ૬૩
તેથી દષ્યિણિ પાસઈં વલી ત્રિષિષંડ પૃથિવી તિહાં સાંભલી,
ગંગ સિંધુ મધ્ય બિહું પાસિ તે માંહિં મધ્ય ષંડ નિવાસિ. ૬૪
મધ્યષંડમાંહિં આરજિ દેશ સાઢાપંચવીસ અતિ સુવિસેસ,
10 તેહમાં સોરઠ દેસ સુચંગ તે માંહિં ગુજર દેસ સુરંગ. . ૬૫
તિહાં કણિ વસુધાભૂષણુ ભલું ઘણું વષાણુ કરીય કેતલું,
સુરપુર સરષી સોહ ધરંત વીસલનયરં અતિ સોહંત. ૬૬
ઘણુ કણુ કંચણુ જણુ બહુ ભરિઉં ગઢમઢ મંદિર અતિ અલંકરિઉં,
વન વાડી સરોવર અભિરામ હાટશ્રેણિ ચોરાસી નામ. ૬૭
15 અતિ ઉચા શ્રીજિનપ્રાસાદ મેરૂસિષરસિઉં માંડઇ વાદ,
મનોહર મોટી બહુ પોસાલ શ્રાવક ધરમ કરઇ સુદયાલ. ૬૮
બહુ શ્રીવંત તણુઈ ઘરબારિ અંગણિ કુમર અમર અણુંસારિ,
વિવિહ પરિં ક્રીડા તે કરઇ બોલિં માય તાયનાં મન હરઇ. ૬૯
સપત ભૂમિ સોહઈ આવાસિ દેષત અમર હૂઆ ઉદાસ,
20 અહ્મ વિમાન સોભા અહીધરી જાણે તિહાંથી આણી હરી. ૭૦
કનક કલસમય તોરણુચંગ વચિ વચિ મોતી રચના રંગ,
ગોષિં ગોષિં બહુ કોરણી જોતાં જન મોહ્યા તે ભણી. ૭૧
બાયઠી સારી સોલ સિંગાર ગોષિ ગોષિચંદ્રવદની નારિ,
અધોમુખ થઈ જોવઇ તેહ ભૂતલિ લોક ચિંતઇ મનિ એહ. ૭૨
25 શતચંદ્રં દીસઇ નભતલં નિકલંક સોહઇ અતિનિરમલં,
જન જાતા જોતા આકાસિ નારી બયઠી દેષિ આવાસિ. ' ૭૩
થાનકિ થાનકિ મિલિઆ થોક નિરષઇ નાટ નાટિક બહુલોક,
કે નાચઇ કે ગાઇ ગીત કેઈ કથા કહી રીંઝવઈ ચીત. . ૭૪

કહિં કણ્ઇ પંચ શબ્દ નિર્ઘોષ કહી સરણાઈ સુણુત હોઇ તોષ,
કહીં માદલ ભુંગલ કંસાલ કહી કણ્ઇ સોહિવિ ગીત રસાલ. ૭૫
કે બયઠા કરઈ ધરમવિચાર દાનદીઇ બહુ કે દાતાર,
કે નિસુણઇ ગાયનનાં ગીત કે મન વાત કરઈ મિલી મીત. ૭૬
5 માંહોમાંહિ કે હાસ્ય ટકોલ કેઈ કરઇ નિત બહુ રંગરોલ,
કે ખેલાવઇ ચપલ તુરંગ મલ્લ મિલીઆ છેટઇ અંગ. ૭૭
કે રથ જોતરી વાહઈ વાદિ કે મીંઢા ઝૂઝઇ ઉનમાદિ,
કે ઉદ્યાનિ કેલવઇ કલા કે ખાણી બાણુ નાષઇ વેગલા. ૭૮
કે શરમઇ આયુધ છત્રીસ કે સરોવરિ પેલઈ નિસદીસ,
10 એમ અનેક પરિ કરઇ વિનોદ વરતઈ તેણઇ નયરિ પ્રમોદ. ૭૯
સાહિ અકબર કેરૂં તિહાં રાજ જેણઇ હીરવંદી સાધિઉં કાજ,
સુખી લોક સવે તિહાં વસઈ અવરાં નગર લોકનઈ હસઇ. ૮૦
જિન પ્રસાદ ધજાઇં દંડ જનનઈ નહી સદા અખંડ,
માર પડઈ જિહાં ધોવી સિલા પણિ.તે પુરજનનઇં નહી કદા. ૮૧
15 પરવિં ગ્રહણુ હોઇ સૂરનઇં વિરહ પાપ તણો ભવિજીવનઇં,
બંધન જિહાં કેસિં પામીઇ કે વલી દોહતાં ગાઇ દામીઇ. ૮૨
દુરબ્યસને દેસોટો જિહાં શોક નહી કો જાણઇ તિહાં,
ઇત્યાદિક ગુણુ અછઇ અનેક વીસલનયર વસઇ સવિવેક. ૮૩
તિહાં શ્રાવક સૂધો જાણીઇ તેહમાં એકવીસ ગુણુ વષાણીઇ,
20 અતિ ગુણુવંત તે સાહ દેવજી બહુ જન તાસ કરઈ સેવજી. ૮૪
આરાધઈ એક અરિહંત દેવ સાચા ગુરૂની કરઈ નિત સેવ,
જિનભાષિત મનિ ધરમ તે ધરઈ એમ નિજ જનમ સફલ તે કરઈ. ૮૫
સુખસંસાર તણાં ભોગવઇ એમ દિન સુખીઆ તે ગોગવઇ,
વિનયવંત વનિતા ઘરિ ભલી જયવતી નામિં ગુણુ નિલી. ૮૬
25 સતી સિરોમણિ જેહની લીહ સામીવચન પાલઈ નિસદીહ,
ધરમ કરમ રૂડાં સાચવઇ કઠિણુ કરમ સઘલાં પાચવઇ. ૮૭
નિપુણુ પણુઈ ધરઇ ચોસઠિ કલા પાલઇ સીલ તપ કરઇ નિરમલા,
નાહ સંઘાતિં વિલસઇ ભોગ જાણે ઇંદ્ર ઇંદ્રાણી યોગ. ૮૮

એક દિન સુખ ભરિ સૂતી નારિ દેષઈ સુપન તે સેજિ મઝારિ,
જાણું અમર કુમર ભૂપજી તસ અનુભાવિ જાયુ રૂપજી. ૮૯
વલી વરસ કે વોલ્યા પછી વલી એક સુપન લહઇ સા લચ્છી,
તસ અનુભાવિ પૂરઇ કામજી જનમ્યો પૂત્ર નામિં રામજી. ૯૦
5 બિહુય ભણાવી કીધા જાણુ સીખ્યા સયલાં કલા વિનાણુ,
જાણુઇ લિખિત ગણિતનાં માન નીતિશાસ્ત્ર સામુદ્રિક જ્ઞાન. ૯૧
આઠ વરસ વોલ્યા થી જોઈ સયલકલા તેણુઈ સીષી સોઇ,
હવઈ નિસુણો સંયમની વાત પંભાયતિ નગરી વિખ્યાત. ૯૨
વિવહારી કોટીધજ ઘણા લપેસિરીતણા નહી મણા,
10 સહસધરા લહીઇ લષ્ય ગણા પાર નહી વિવહારી તણા. ૯૩
સંઘવી ઉદયકરણ ગુણ ઘણા બિંબ ભરાવ્યાં બહુ જિન તણાં,
જિન પ્રાસાદ કરાવ્યા ભલા ભલા ઉપાશ્રય વલી કેતલા. ૯૪
બિંબ પ્રતિષ્ટા કરાવી ભલી એમ કાહાવતિ કહીઇ કેતલી,
સંઘવી તિલક હવું કઈવાર સંઘ પહરાવ્યા કહી કઈવાર. ૯૫
15 લાજ ઘણી વહઇ સહૂ કોઈ ઉદયકરણ મોટો જગિ સોઇ,
જેહ તણી લષિમીનો પાર કુણિં ન જાણો એક લગાર. ૯૬
વલી નિસુણો સોની તેજપાલ ધુરથી ધરમ કરઇ સુવિશાલ,
જિને મંદિર જિન બિંબ પોસાલ ષરચી દ્રવ્ય કર્યાં સુરશાલ. ૯૭
સાધુ ભગતિ સામી સંતોષ સાત ષેત્ર તણો વલી પોષ,
20 વિમલાચલિ શ્રીઋષભ જિણંદ મૂલ પ્રાસાદ તણો આણંદ. ૯૮
જીરણોદ્ધાર કર્યો જેણુઇ રંગિ ષરચ્યા લાષ સવા જેણુઇ ચંગિ,
નિજ રૂપઈઆ ધરમહ ઠામિ વાવરીનઇ સારીઉં નિજ કામ. ૯૯
પારષિ રાજિઆ વજીઆ જોડિ ધન ઉપરાજિઉં જેણુઇ બહુ કોડિ,
ધરમવંત ષરચઇ ધનઘણું ધરમઠામિ તે પોતાતણું. ૧૦૦
25 ગામ ઘણે જિનમંદિર કીધ નિજલષિમીનો લાહો લીધ,
મકબલ મસિરૂ કથીયાતણા ચંદ્રોદય અતિ સોહામણા. ૧૦૧
ઉપાસિરઈ જિનમંદિરિ તેહ સુંક્યા હઇયડઇ આણી નેહ,
એક દિન મનોરથ એક ઉતપન્ન જો ધરિ વંછિત ધન ઉતપન્ન. ૧૦૨

તો જિનબિંબ પ્રતિષ્ટા ભલી કીજઇ સંપદ કરી મોકલી;
શ્રીગુરૂહીરવિજય સૂરિરાય તસ આદેસિં મન ઉચ્છાય. ૧૦૩
પધરાવ્યા આચારયરાય વિજયસેન સૂરિ કીધ પસાય;
દેસ નગર પુર ગામહતણા તેડાવ્યા સંઘ આવ્યા ઘણા. ૧૦૪
5 શુભ દિવસિં તપગચ્છનો રાય કરઇ પ્રતિષ્ટા શિવસુખદાય;
સંઘ પહરાવઇ બહુબહુ ભાતિ જે આવ્યા હુતા ષંભાતિ. ૧૦૫
વીસલનગરનો સંઘ સુજાણુ તેહમાહિં દેવજીસાહ પ્રધાન;
નિસુણી શ્રીગુરૂનો ઉપદેસ મનિ વયરાગ હૂઓ સુવિસેસ. ૧૦૬
જાણી ભવનું અથિર સ્વરૂપ દુરગતિમાંહિં પડવાનો કૂપ;
10 એ સંસાર અસારો લહી સંયમની મતિ હઈયડઇ સહી. ૧૦૭
મિલી કુટંબ સહૂ કરઇ વિચાર લેવું આપિં સંયમ સાર;
મોહજાલ સવિ કીધાં દૂરિ વસીઆં ઉપશમરસધરપૂરિ. ૧૦૮
જઈ વંદ્યા શ્રીતપગચ્છરાજ કહઈ ગુરૂજી અહ્મ સારો કાજ;
ઉતારો ભવસાયર આજ દિઓ નિજ શિષ્યા શિવસુખ કાજ. ૧૦૯
15 શ્રીવિજયસેન સૂરીસિર હાથિ લીઇ સંયમ કુટંબ સહૂ સાથિ;
સાહ દેવજી સાથિં નિજ નારિ જયવતી નામિં સુવિચારિ. ૧૧૦
તસ નંદન પહલો રૂપજી જીત્યો રૂપિ મનમથ ભૂપજી;
રામજી લઘુ બંધવ તસ જોડિ બિહુય ગુણવંત નહી કસી ષોડિ. ૧૧૧
ચ્યારઇ જણુ લેઈ સંયમસાર પાલઇ સુધું નિરતીચાર;
20 બિહુ બંધવ કરઇ ગુરૂની સેવ એક જાણી શિવસુખ હેવ. ૧૧૨
વિનયવંત જાણી ગુરૂરાય તાસ ભણાવા કરઇ ઉપાય;
વિદ્યા સકલ ભણઇ તે જામ વડબંધવ રતનવિજય તામ. ૧૧૩
દૈવયોગિ પૂરણુ થઇ આય પુહુતો પૂરવ કરમ પસાય;
રામવિજય તેહનો લઘુભાય જ્ઞાનવંતમાં અતિહિં સોહાય. ૧૧૪
25 તો ગુરૂ તેહનઇ બહુ ષપ કરી વિદ્યા ભણાવી સઘલી ષરી;
નીતિ શાસ્ત્ર વ્યાકરણુ પ્રમાણુ ચિંતામણિ ષંડન વિન્નાણુ. ૧૧૫
જ્યોતિષ છંદ અનઇ સિદ્ધાંત પ્રકરણુ સાહિત્ય નઇ વેદાંત;
ઇત્યાદિક શાસ્ત્રના સવિ ભેદ ભણઇ ભણાવઇ વલી ઉપવેદ. ૧૧૬

શમતા રસ ભરીઓ ગુરૂ બહુ વયરાગી જાણુઇ જણુ સાહૂ;
યોગ્ય જાણી ગુરૂ નિજ મનિ તાસ પંડિત પદ દીધું ઓહુલાસિ. ૧૧૭
હવઇ નિસુણો સૂરી પદવી તણો તે અવદાત કહું છઇ ઘણો;
સાંભલયો સાહૂ મન થિર કરી આચારજિ પદનું કહું ચરી. ૧૧૮

5 ॥ ઢાલ ॥

રાગ મલ્હાર.

સંવત સોલ સતરોતરઇ નિસુણો અવદાત રે;
શ્રીવિજયદાનસૂરીસિરૂ જગમાંહિં વિખ્યાતરે.
વાત એ ભવિ સાહૂ સાંભલો ॥ આંચલી. ॥ ૧૧૯
10 શ્રીવિજયદાનસૂરિ ગછપતિ આચારજિ ગુરૂહીર રે;
વાચક ત્રિણિ તેહનઇં હવા બહુ પંડિત ધીર રે. વાત૦ ૧૨૦
આચારજિ ગુરૂ હીરજી ધર્મસાગર ઉવઝાય રે;
શ્રીરાજવિમલ વાચક વરૂ જસ રૂપ સુખદાય રે. વાત૦ ૧૨૧.
એકઠા ત્રિણિ સાથિં ભણુઇ કરઇ વિદ્યા અભ્યાસ રે;
15 શાસ્ત્ર-સવે ભણુઇ ભાવસિઉં જ્ઞાનઇ લીલ વિલાસ રે. વાત૦ ૧૨૨
પરમ પ્રીતિ ત્રિણિ એકઠાં શાસ્ત્ર ભણી હુઆ સુજાણ રે;
પણિ કોઇ કરમ છૂટઇ નહી કરમિં જાણ અજાણ રે. વાત૦ ૧૨૩
શાસ્ત્ર તેહજ ગુરૂ એકકઇ ભણુઇ અરથ વિચાર રે;
પણિ મતિ ભેદ તે કરમથી હોઇ સુખ દુખકાર રે. વાત૦ ૧૨૪
20 એણુઇ અધિકાર એક વાતડી નિસુણો ભવિ તેહ રે;
નારદ પરવત વસુનૃપ ભણુઇ એકઠા તેહ રે. વાત. ૧૨૫
બાંભણુ ક્ષીરકદંબક ઉપાધ્યાયનઇ પાસિ રે;
શાસ્ત્ર સવે તિહાં અભ્યસઇ મનતણુઇ ઓહોલાસિ રે. વાત. ૧૨૬
એક દિન અધ્યયન કરાવતાં આકાસિં હૂઇ દેવવાણિરે;
25 એક જીવ સ્વર્ગગામી સુણો દોય જીવ જાણિરે. વાત. ૧૨૭
પાઠક સુણિ મનિ ચિંતવઇ જોઉં એહ વીચારરે;
અડદ પીઠઇ કરી કૂકડા દીધા તેહનઇ કરિ સારરે. વાત. ૧૨૮

જિહાં કોઈ પુરૂષ દેષઇ નહીં તિહાં હણુયો તુમ્હે એહરે;<br>
એમ કહી છાત્ર ત્રિણ્ણિ મોકલ્યા ગયા પર્વત વનિ તેહરે. વાત. ૧૨૯<br>
ગિરિ ગુહા જઈ મન ચિંતવઇ ઈહાં દેષઇ નહી કોયરે;<br>
પણ્ણિ પરમેસિર દેષસ્યેં એમ નારદ ચિંતવઇ સોયરે. વાત. ૧૩૦<br>
5 તો સહી એ નહી મારવા ગુરૂતણી એહવી વાણ્ણિરે;<br>
પાછો આણી દીઓ ગુરૂ કરિં કાં કીધું વચન અપ્રમાણ્ણિરે. વાત. ૧૩૧<br>
સીસ કહઇ ગુરૂજી સઘલઇ સહી પરમપુરૂષનું જ્ઞાનરે;<br>
જીવહિંસા ફલ જાણુતો હું કિમ થાઉં અજ્ઞાનરે. વાત. ૧૩૨<br>
પર્વત વસુનૃપ આવીયા કરી એહૂ જીવના ઘાતરે;<br>
10 ગિરિ ગુહા મધ્ય પયસી તિહાં દીધી એહનઇ લાતરે. વાત. ૧૩૩<br>
સાંભલી ગુરૂ મનિં ચિંતવઇ નરગગામી એ જીવ દોયરે;<br>
નારદ સ્વર્ગગામી સહી શુભાશુભ લષ્યણ્ણિં હોયરે. વાત. ૧૩૪<br>
પેદ પામ્યો ચીંતમાં ઘણું દીધું કુપાત્રિં વીધા દાનરે;<br>
પર્વત વસુનઇ ભણુાવતાં મિં કીધું પાપ નિદાનરે. વાત. ૧૩૫<br>
15 નારદ વીનઈ બહુ ગુણી વિદ્યાયોગ્ય વિશેસરે;<br>
એહનઇ અધ્યયન કરાવતાં મુઝ સુત કરઇ કલેસ રે. વાત. ૧૩૬<br>
એમ ઉદાસીન ભાવિં રહ્યો ન ભણુાવઇ તે છાત્ર રે;<br>
વેદ ષટ કર્મ સાધન કરી પાવન કરઇ નિજ ગાત્ર રે. વાત. ૧૩૭<br>
દૈવયોગિં તે પરવત ગુરૂ પરલોકિં પહૂત રે;<br>
20 નારદ વસુનૃપ ઘરિ ગયા રાષઇ ઘરતણ્ણાં સૂત રે. વાત. ૧૩૮<br>
રાજ્ય બયઠો વસુરાજીઓ કહવાય સત્યવાદી રે;<br>
પરબત ઠામિ નિજ તાતનઇં છાત્ર ભણુાવઇ આહ્લાદિ રે. વાત. ૧૩૯<br>
અરથ કહઇ અજ શબ્દનો છાગિં હોમજ કીજઇ રે;<br>
તેણુઇ અવસરિ નારદ નભિઇં જાતાં કાનજ દીજઇ રે. વાત. ૧૪૦<br>
25 નિસુણી વયણુ પરબતતણું ઉતંરી આવિઓ તિહાંહિ રે;<br>
કહઇ રે બંધવ તું એ સિઉં કહઇ તિં સાંભલિઉં કિહાંહિ રે. વાત. ,૧૪૧<br>
આપણુઇ ગુરિં ભણુાવતાં અરથ નવિ કહ્યો એમ રે;<br>
અજ કહીઇ ત્રિણ્ણિ વરસતણ્ણાં વ્રીહિ સાંભલિઉં એમ રે. વાત. ૧૪૨

પરગત કહઇ તું જૂઠઉં કહઇ કદાગ્રહ કરઇ તેહ રે;
પણ બકિઉં તેણઇ તિહાં જીભનઉં સાખીઓ વસુનૃપ તેહ રે. વાત. ૧૪૩
માય કહઇ પરગત પ્રતિં જૂઠું કાંઈ તું બોલઇ રે;
પણિ નવિ માનઇ તે પરગત થયો પરગત તોલઇ રે. વાત. ૧૪૪
5 યષ્ટિકા હાથિમાં ગ્રહી કરી ગુરૂણી ચાલિ દરબારિ રે;
દેખી નૃપ સાહમો આવીઓ ધરી હરષ અપાર રે. વાત. ૧૪૫
નરપતિ પૂછઇ ગુરૂણી પ્રતિં કિમ પધાર્યા તુમે આજ રે;
ગુરૂણી ભણઇ સુણિ રાજીઆ પૂત્ર દાન લેવા કાજિ રે. વાત. ૧૪૬
એહ વચન તુમે સું કહો પરગત સરિખો તુમ પૂત રે;
10 દ્રવ્યથી પણિ નથી ભાવથી તેહ બોલઇ ઉસૂત રે. વાત. ૧૪૭
નારદસાથિં કલહો કરઇ અજ સબદ અધિકારિ રે;
જીહ્વનિષ્કાસન પણ વક્યું તેણે હુઉ મુઝ દુષકાર રે. વાત. ૧૪૮
સાખીઓ તેણઇ તુઝનઇ કર્યો તું તો બોલઇ સત્ય વાચ રે;
પૂત્ર જીવન હવઇ તુઝ થકી બોલયે તું કૂડ સાચ રે. વાત. ૧૪૯
15 માતજી તુમ વચને સહી બોલીસ કૂડ વલી સાચ રે;
ઘરે પધારો મન થિર કરી વસુનૃપિ કીધું એ કાચ રે. વાત. ૧૫૦
તવ તે બેહૂ વઢતા ગયા ન્યાય કરવા નૃપ પાસિ રે;
અજ સબદિં ગુરિં સ્યું કહિઉ સાચું બોલિં સુખવાસ રે. વાત. ૧૫૧
માત વચન થકી વસુનૃપ પૂરઇ કૂડી ય સાખિ રે;
20 તવ સુર સીવામણ દીઇ ગયો નરગિં તે ભાખિ રે. વાત. ૧૫૨
નારદ મુનિ તિહાં જય વરિઓ દયાવંતમાં લીહ રે;
પરગતિં યમનિ વરતાવીઆ ગયો નરગિ અબીહ રે. વાત. ૧૫૩
કરમવસિં મતિ ભેદતે હુઆ અનંત અપાર રે;
ધરમસાગર તિમ તેં જૂઓ મતિ ભેદ વિચાર રે. વાત. ૧૫૪
25 ધરમસાગર તે પંડિત લગઇ કર્યો નવો એક ગ્રંથ રે;
નામથી કુમતકુદાલડો માંડિઓ અભિનવો પંથ રે. વાત. ૧૫૫
આપ વખાણ કરઇ ઘણું નિંદઇ પરતણો ધર્મ રે;
એમ અનેક વિપરીતપણું ગ્રંથમાંહિ ઘણા મર્મ રે. વાત. ૧૫૬

માંડી તેણઇ તેહ પરૂપણા સુણી ગચ્છપતિ રાય રે;
વીસલનયરિં વિજયદાનસૂરિ આવી કરઇ ઉપાય રે. વાત. ૧૫૭
પાણી આણી કહઇ શ્રીગુરૂ ગ્રંથ બોલવો એહ રે;
નયર બહુ સંઘની સાખિસિઉં ગ્રંથ બોલીઓ તેહ રે. વાત. ૧૫૮
5 શ્રીગુરૂ આણ લહી સહી સૂરચંદ પંન્યાંસ રે;
હાથસિઉં ગ્રંથ જલિ બોલીઓ રાખી પરંપરા અંસ રે. વાત. ૧૫૯
ગ્રંથ બોલી સાગર કહનઈ લિધું લિખિત તસ એક રે;
નવિ એહ ગ્રંથ પરૂપણા નવિ ધરવી ધરી ટેક રે. વાત. ૧૬૦
શ્રીવિજયદાનસૂરિ ગચ્છપતિ કહઇ તેહ પ્રમાણ રે;
10 તેહની આણ વિણ જે કહઇ:તેહ જાણો અપ્રમાણ રે. વાત. ૧૬૧
ધર્મસાગર વાચક વલી રાજનગરમાં આવી રે;
મહિંતા ગલાનઇ આવરજિઓ વલી વાત હલાવી રે. વાત. ૧૬૨
માંડી તે ગ્રંથ પરુપણા કરી શ્રાવક હાથિ રે;
કલેસ કરઇ ગુરૂ સીસસિઉં ગચ્છપતિ મુનિ સાથિ રે. વાત. ૧૬૩
15 રાજવિમલ વાચક તિહાં આવી પૂછઇ ગલરાજ રે;
તુમ્હે કહો કસીય પરૂપણા નવિ ગણી તસ લાજ રે. વાત. ૧૬૪
વાચ કહઇ જિમ ગુરૂ કહઇ શ્રીવિજયદાન સૂરિંદરે;
તે કહઇ તિમ પણિ અહ્મને કહું બીજું છઇ સવિ દંદરે. વાત. ૧૬૫
કહઇ ગલો સાગર જે કહઇ ન માનો તો તુમે ચાલોરે;
20 તો તિહાંથી તેહુ ચાલીઆ પાછલિ ઘાયક ઘાલઇરે. વાત. ૧૬૬
ઘાયક નર તે માતરિ ગયા વાચક ધોલકઇ પુહુતારે;
પુણ્યથી વિઘન વિલય ગયું ઘણા સાધૂ સંજૂતારે. વાત. ૧૬૭

॥ ઢાલ. ॥

ચોપઈ.

25 ગુરૂ આરાધક મુનિ જે હતા તે ગલ્લાઇ કાઢિઆ દુરિ છતા;
વહિરિયાં ભાત તે વાસી પડિઆં એણી પરિ મુનિવરનઇ
કર્મ નડિઆં. ૧૬૮

ચાલી વાત ચિહું દિસિ વિખ્યાત વિજયદાનસૂરિ સુણી અવદાત;
રાધિનપુરિ પુહુતા અહઠાણુ તેડ્યા પંડિત સવે સુજાણ. ૧૬૯
કરી વિચાર પત્રિકા લષી ગચ્છ બાહિરિ તે કીધા પછી;
કહઇ ગચ્છનાયક કો છઇ અસ્યો ચીડી લેઈ તિહાં જાઇ ધસ્યો. ૧૭૦
5 સભામાંહિં જઇ ચીડી દીઇ સાહસ ધરીનઈં મનિ નવિ બીહઇ;
એક મુનિવર તે નિસુણી વાત કહઇ ચીઠી લાવો અહ્ય તાત. ૧૭૧
લેઈ ચીઠી નઇં ચાલ્યો જેહ રાજનગરિ જઇ પુહુતો તેહ;
સભામાંહિં જઇ ઊભો રહિઓ ગુરૂ સંદેસો તેણઇ કહિઓ. ૧૭૨
ચીઠી આપીનઈં એમ કહઇ ધના વના ગચ્છ બાહિરિ રંહઇ;
10 એમ કહી પાછાં પગલાં ભરઇ ગલો કહઇ કોઇ છઇરે ધરઇ. ૧૭૩
ધાઓ ધાઓ ધીંગાનઈં ધરો મારો મારી પૂરો કરો;
તિમ ધાયા જિમ જિમના દૂત કિહાં જાઇ તું રે અવધૂત. ૧૭૪
સાહો સાહો કહતા સહુ દ્રોડ્યા પાછલિ સુભટ તે બહુ;
હાથે ન લાગો તે અણુગાર સુભટ ફિરઇ તિહાં ઘરઘર બારિ. ૧૭૫
15 મુનિ નાઠો શ્રાવક ઘરિ ગયો શ્રાવકિઈ તસ ઘરમાં ગ્રહિઓ;
રાષી દિન બિ ઘરમાં તાસ રાતિં કાઢી મુંકયો નાસ. ૧૭૬
કુસલિં પુહુતો શ્રીગુરૂ પાસિ વાત સુણી દીધી સાબાસિ;
સાગરગચ્છ બાહિરિ જે કીધ કાઢ્યા જાણ્યા જગત્ર પ્રસિદ્ધ. ૧૭૭
આહાર ન પામઇ શ્રાવક ઘરે સાગર કહઇ ગહ્લાનઈં સરે;
20 અન્નવિણુ દોહિલા થાઇ તદા લાજ ગઈ સાગરની સદા. ૧૭૮
એહવઇ સકલચંદ ઉવઝાય આવ્યા અમદાવાદિ સુઠાય;
કહઇ સાગરનઇ કાં એમ કરો ગચ્છ નાયક કહણુ મનિ ધરો. ૧૭૯
અમદાવાદથી બીજઇ ગામિ નહી પામો અન્ન પાણી ઠામ;
તે માટિં ગુરૂ કહણિં રહો તે કહઇ તે હઇયડામાં વહો. ૧૮૦
25 કહઇ હવઇ હું કિમ જાઉં તિહાં તે મુઝનઈં સંગ્રહઇ હવઇ કિહાં;
જો તુમે વાત એ હાથે ધરો તો સહી એહજ ઉદ્યમ કરો. ૧૮૧
તો શ્રીસકલચંદ ઉવઝાય સાગર તેડિ રાધિનપુરિ જાય;
જઇ ઊભા રહીયા બારણઇ ગુરૂનઈં જાણ કરો એમ ભણઇ. ૧૮૨

ગુરૂ કહઇ એહનું નહીં અહ્મ કાજ એહનઇં કહીઇં ન વલઇ લાજ;
સકલચંદ વાચક એમ ભણઇ શિષ્ય કહઇ તે શ્રીગુરૂ સુણઇ. ૧૮૩
છોરૂ હોઇ કછોરૂ કદા માય બાપ સાંસેવઉં સદા;
કરસ્યઇ હવઇ જે તુમે આસિ દીઓ સાગરનઇં ગચ્છમાંહિં લીઓ. ૧૮૪
કહણુ લોપઇ જો હવઇ તુમતણું તો એહનઇં સીષ દેયો ઘણું;
સુણી વીનતી કહઇ ગચ્છનાહ જો આવેવા કરો ઉમાહ. ૧૮૫
તો લિષી આપો જે અહ્મે કહઉં પૂરવસૂરિ વયણ સદ્દહું;
એહવઉં જો લિષી આપો તુહ્મે તો અંગીકરૂં તુમનઇં અહ્મે. ૧૮૬
તો ધર્મ્મસાગર જે ગુરૂ કહઇ પટો લષઇ નઇં મનિ સદ્દહઇ;
10 જે જે મિચ્છાદુક્કડ દીઆ બોલ લષાવી સઘલા લીયા. ૧૮૭
મતાં સાષિ સહિત કીઆં બહૂ તે લિષિઆં સાંભલયો સહૂ;
સોલ સતરમઇ સંવત્સરિં નગર સિરોમણિ રાધિનપુરિં. ૧૮૮
શ્રીવિજયદાનસૂરિ આપિં લષઇ આજ પછી કો એમ નવિ બકઇ;
સાત અધિક નિહ્નવ કો કહઇ તતખિણિ તે ગચ્છ ઠબકો લહઇ. ૧૮૯
15 પ્રતિમા આશ્રી પરંપરા જેમ ચાલિઉં આવઇ કરવઉં તેમ;
તિહાં શ્રીહીરવિજયસૂરિ મતં સકલચંદ વાચકનું છતું. ૧૯૦
ધર્મ્મસાગર વાચક પંન્યાંસ વિજયહંસ રૂપરિષિ વિદ્વાંસ;
કુશલહર્ષ શ્રીકરણ વિબુદ્ધ ઋષિવાનર સુરચંદ બુધ શુદ્ધ. ૧૯૧
ઋ હાંપા એ સહૂનાં મતાં સહિત લિખ્યો કાગલ તે છતાં;
20 મહિતા ગહ્લાનઈં એ લેખ ચિહુ જણિ મિલી લિખીઓ સુવિસેષ. ૧૯૨
શ્રીગુરૂહીર સકલચંદ ધર્મ ઋષિવાનર મિલી લિષીઆ મર્મ;
અમદાવાદિ મહિતો ગલરાજ તેહનંઇ લિષી જણાવિઉં કાજ. ૧૯૩
શાસ્ત્રિં નિહ્નવ સાતજ અછઇ અધિકો નવિ જાણ્યો ધુરિ પછઇ;
તે તિમ સદ્દહયો તુમે હવઇ પ્રતિમા આશ્રી પરંપર કવઇ. ૧૯૪
25 હવઇ ધર્મ્મસાગર આપિં લેખ ચતુરવિધ સંઘનઇં લિખઇ વિશેષ;
તયરવાડા નયરનઇં વિષઇ ધરમસાગર તે એહવું લષઇ. ૧૯૫
સઘલાં નગર પુર ગામ અહઠાણ સાહુ સાહુણિ સાવય સાવી સુજાણ;
ચઉવિહસંઘપ્રતિં એ લેખ પરપષી સાહૂપ્રતિં વિશેષ. ૧૯૬

આજપછી પાંચનઈ નવિ કહું શ્રીગુરૂકહઇ તે હું સદ્દહું;
પાંચનઈ નિહ્નવ જે મિં કહ્યા તેહના મિચ્છા દુક્કડ સહ્યા. ૧૯૭
ઉત્સૂત્ર કંદકુદ્દાલ જે ગ્રંથ હવઇ હૂં તેહનો ટાલું પંથ;
પહેલું તાસ સદ્દહણા હોઇ તેહનો મિચ્છાદુક્કડ સોઇ. ૧૯૮
5 પટપરવી ચતુપરવી જેહ હું નવિ સદ્દહતો મનિ તેહ;
તે હવઇ શ્રીપૂજ્યિં જિમ કહિઉં તે પ્રમાણપણઇ સદ્દહિઉં. ૧૯૯
સાત બોલ શ્રીભગવનતણા આસિ [illegible]ધા અતિસોહામણા;
તેહ પ્રમાણ કીધા મિં સહી એહ વાત [illegible] કઇઠઇ સદ્દહી. ૨૦૦
ચઉવિહ સંઘ તણી દુરમના જે મિં કીધી [illegible] આશાતના;
10 તે મુઝ મિચ્છાદુક્કડ હયો એ સહૂઇ સાચું ભા[illegible] [illegible]વયો. ૨૦૧
ચૈત્ય પાંચનાં ઉથાપતાં દોષ વૃથા તે હવઇ થામતા[illegible] ૨૦૨
આજપછી હવઇ પાંચઇ તણાં વાંદું ચૈત્ય કરી પામણ[illegible]
તયરવાડામાંહિં ગુણપૂરિ તપગચ્છપતિ શ્રીવિજયદાનસૂ[illegible] ૨૦૩
તેહ આગલિ મિચ્છાદુક્કડ દીયા સંઘ સવેનઇ સાખી કીયા.
15 એ બોલ સઘલા પોટા કહ્યા તે જેણઇ કંહીઇ સદ્દહિયા;
તે હવઇ મન શુદ્ધિં કહી મિચ્છાદુક્કડ દેયો સહી. ૨[illegible]
વલી એક લિખિત કરિઉં તે સુણો સંવત સોલઓગણીસાતણો;
માગસિર સુદિ પડવે વાસરિ ગચ્છપતીઇ લિપીઉ એણી પરિં. ૨૦૫
પરંપરાગત ગચ્છમાં જેહ સામાચારી વરતઇ તેહ;
20 તેહથી વિપરીત કહવી નહી આઘી પાછી ન કરઇ કહી. ૨૦૬
અનઈ બીજુ વલી ગચ્છવિરૂદ્ધ નવો વિચાર કો ન કરઇ મૂઢ;
કરઇ વિચાર વિરૂદ્ધ જો કોઇ તો ગચ્છ ઠગકો તેહનઈ હોઇ. ૨૦૭
એહવું લપી કરાવ્યાં મતાં જે ગીતારથ પાસઈ હતા;
શ્રીગુરૂહીરવિજયસૂરિંદ વાચક તિહાં વલી સકલમુણિંદ. ૨૦૮
25 વલી શ્રીરાજવિમલ ઉવઝાય ધરમસાગર પણિ તેણઈ ઠાય
પંડિત શ્રીકરણ નઈ સૂરચંદ કુશલહર્ષ વિમલદાનમુણિંદ. ૨૦૯
સંયમહરષ એ આદિં ઘણા મતાં કરાવ્યાં તેહજ તણાં
લિખ્યાં કરી સઘલઇ મોકલ્યાં પછઇ સાગરગચ્છમાંહિં ભગ્ગા. ૨૧૦

શ્રીવિજયદાનસૂરીગણધાર વિહાર કરઈ ભવિ કરઇ ઉપગાર;
સંવત સોલ બાવીસઇ સાર વડલીઇં આવ્યા ગણધાર. ૨૧૧
નિજ આયુનો જાણી અંત કરઇ વિકૃષ્ટ બહુ તપ માહંત;
શુભ ધ્યાનિં અણસર આદરી પુહુતા શ્રીગુરૂજી સુરપુરી. ૨૧૨
5 હવઇ નિસુણો આગલિ અવદાત જે જેણી પરિ હૂઈ વાત;
તાસ પટોધર શ્રીગુરૂ હીર પાટિ બયઠા સાહસ ધીર. ૨૧૩
ઉદયવંત અધિકો અતિઘણું અતુલ પુણ્ય જગમાંહિ તેહ તણું;
સુરસાખિ જયવિમલ મુણિંદ આચારજિ પદ દીધું આણંદ. ૨૧૪

## ઇતિ બીજો અધિકારઃ

## ચોપઈ

10

હવઇ નિસુણો ત્રીજઇ અધિકારિ ગતિ મતિ કરમ તણુઈ અણુંસારિ;
કરમિઇં રાય તે હોઇ રંક કરમઇ ન્યાયવંતનો વંક. ૨૧૫
કરમિં જાણ તે હોઇ અજાણ કરમિઇં જીવ ધરઇ અભિમાન;
કરમિં સુમતિ કુમતિ પણું લહઇ કરમિઇં જીવ નિજ કરણી દહઇ.૨૧૬
15 કરમિઇં શાસ્ત્ર ભણ્યાં અનેક કરમિં તેહના ટલઇ વિવેક,
કરમિં પૂત્ર પિતા અવગણઇ કરમિં શિષ્ય ગુરૂ વયણ ન સુણઈ. ૨૧૭
કરમિં રોહિણી ભણી બહુ નાણ નરગિ ગઈ તે થઇ અનાણ;
વીરવયણ માનિઉં ન જમાલિ કરમિં પ્રેમલાલચ્છી આલ. ૨૧૮
કરમઇ ધરમસાગર ઉવઝાય ફિરી ફિરી ગુરૂનઇ સાહામા થાઇ;
20 પહલી સીષ દીધી બિવાર તોહઇ પણિ નહી સાન લગાર. ૨૧૯
વલી નિજ મતની કરી કલપના ગ્રંથ રચઇ છાના નવ નવા;
પ્રવચનપરીષ્યા ગ્રંથ એક કરી કહઇ ગુરૂનઇ તે આગલિ ધરી.૨૨૦
સોધાવી એ ગ્રંથ વિસેસ પ્રવરતાવો તુમે દેસ વિદેસ;
નિસુણી હીરવિજયસૂરીસિરરાય વારૂ કહી રલિઆયતિ થાય. ૨૨૧
25 ચ્યાર ગીતારથનઇ સુંપીઓ તેણઇ તે નિજ મિલતાનઇ દીઓ;
તેણઇ વિણુ સોધિઈં દિન કેતલા રાખિનઇ તે વલી તેતલા. ૨૨૨

મિલિઆવી, કહઇ સોધ્યો એહ દ્યો આદેસ વચાઇ તેહ;
ગુરૂ આદેસ દીઇ નહી દંભ સાગરનો નવિ જાણુઇ રંભ. ૨૨૩
સાગર કૂડ રમઇ નહી ધર્મ્મ ગુરૂ નવિ જાણુઇ તેહનો મર્મ;
લહી શ્રીગચ્છપતિનો આદેસ ગ્રંથ વંચાઇ દેસિં દેસ. ૨૨૪
5 હવઇ શ્રીહીરવિજય સૂરીશ તે પાસઇં લુંકાનો ઈશ;
સોલ અઠાવીસઇ નિજમત તજી હીરવિજયસૂરી આણુા ભજી. ૨૨૫
શ્રીગુરૂહીરતણુા ગુણુ સુણી તેડાવઇ ડિલ્લીનો ધણી;
અકબર રાજા આપિં કરી ગુરૂદર્શન જોવા મન ધરી. ૨૨૬
ઓગણુચ્યાલઇ નૃપનઇ મિલ્યા ભૂપિ ગુરૂગુણુ સઘલા કલ્યા;
10 રલીઆયતિ થયો અકબરરાય લાગઇ હીરગુરૂ તણુઇ પાય. ૨૨૭
કહઇ અકબર ભૂપતિ ગુરૂરાય જોઈય તે માગો મનિભાય;
દેસ ગામ ધન હય ગય સાર માગો તે આપું નિરધાર. ૨૨૮
હીર કહઇ એ નહી અહ્મ કાજ અહ્મે મુનિવર છઉં સુણો મહારાજ;
તો નૃપ કહઇ કછુએક તુમે લીઓ એતના મુહુત તુમે હમકુ દીઓ. ૨૨૯
15 કહઇ ગુરૂ તો તુમે તૂઠા રાય જો કીધો એ અહ્મ પસાય,
તો તુમ આણુ વહઇ જિહાં લોક જીવ ન મારઇ કોઈ રોક. ૨૩૦
ગાય ભઇંસિ લેવી ન જગાતિ તીરથ મુગતા કરો બહુ ભાતિ;
નિસુણી નૃપ તે દીઇ અપાર મુંકયો જીજીઓ નિરધાર. ૨૩૧
એમ અનેક વયણુ ગુરૂ તણુાં નૃપ પ્રમાણુ કરઈ અતિઘણુાં;
20 શ્રીજિનશાસનિ ઉન્નતિ ઘણી થઈ જગમાહિં શ્રીજિનતણી. ૨૩૨
જીવ દયા ષટમાસ પ્રમાણુ વર્ત્તાવી સવિ દેસિ સુજાણુ;
જિમ શ્રીહેમસૂરિ ઉપદેસિ કુમરપાલ ભૂપાલ વિસેસ. ૨૩૩
એવઇ ગુજ્જર દેસ મઝારિ સાગરિ ધંધ કરિઓ અવિચારિ;
ઠામિ ઠામિ અતિ હોઇ કલેસ પરપખ્યીસિઉ ન મિલઇ લેસ. ૨૩૪
25 ખરતરસિઉ અતિ હૂઓ વિવાદ પાટણુમાં વાધ્યો ઉનમાદ;
શ્રાવકનઇ ખઇઠા ઘણુા દામ સાગર દુસમન થયા બહુ ઠામિ. ૨૩૫
એહ વાત જગમાં વિસ્તરી હીરવિજયસૂરિં સુણી મનિ ધરી,
વેગિં નૃપનો લહી આદેસ શ્રીગુરૂ આવ્યા ગુજ્જર દેસિ. ૨૩૬

આવ્યા પાટણિ શ્રીગુરૂહીર ગુણગિરૂઆનઈં સાહસ ધીર;
ભૂપતિ માન લહિઉં અતિઘણું અધિક પુણ્ય ભૂતલિ તે તણું. ૨૩૭
કરી વિચાર નિજ મનમાં એવ કલેસ ટાલવા કારણ હેવ;
બાર બોલ લષઈ સુખ કાજિ શાસ્ત્રસાખિ ધીર નિજ રાજિ. ૨૩૮
5 સાગર ગ્રંથમાંહિ એમ અછઇ સકતિ હોઇ તો કરીઇ પછઇ;
પરપષી પરજાલું સવે જિમ વિમલ મંગલ મુનિ ભવે. ૨૩૯
તે માટિં પહલો બોલ કહિઓ કઠિણ વયણ નવિ કહવો લહિઓ;
પરપષ્યીનઇં કોઇઈં કદા એહવું પાલેવું હવઇ સદા. ૨૪૦
બીજો બોલ તે માટિ કહિઓ સાગરની મતિ જન કો રહિઓ;
10 કહઇ સાગર પરપષ્યી જેહ નોકારગણિું પાપ વાધઇ તેહ. ૨૪૧
તે ઊપરિ કહઇ ગુરૂ હીરજી પરપષી કરઇ ધરમ ધીરજી;
સહૂ સાધારણ જે જે બોલ મારગાનુસારી હોઇ નિટોલ. ૨૪૨
તે અનુમોદવા હોઇ યોગ્ય મિથ્યાતીનું તે પણિ ભોગિ;
તો જે જૈનતણા પરપષ્ય અનુમોદો પુણ્ય કામ પ્રતષ્ય. ૨૪૩
15 ત્રીજઇ બોલિં શ્રીગુરૂ કહઇ વિપરીત પરૂપણા રષે કો લહઇ;
પરંપરા અનઇં શાસ્ત્ર વિરૂદ્ધ પરૂપણા જે કરઇ અશુદ્ધ. ૨૪૪
ગચ્છ નાયક પૂછયા વિણુ કસ્યું ગચ્છ ઠબકો તે પામઇ મનિ વસ્યું;
ચોથઇ બોલિં હવઇ સાંભલો મુંકી મન્નતણો આમલો. ૨૪૫
સાગર કહઇ પરપષ્યીતણાં દેહરાં બિંબ શ્રીજીનવર ઘણાં;
20 હોલીના રાજા સમ જોઇ એમ ગ્રંથમાંહિં આણિઉં સોઇ. ૨૪૬
તે ઊપરિ હવઇ ગુરૂની ભાષ સઘલઇ શાસ્ત્રતણી કરી સાખિ;
દિગંબરની પ્રતિમા જેહ કેવલ શ્રાદ્ધ પ્રતિષ્ટિત તેહ. ૨૪૭
દ્રવ્ય લિંગીનઇ દ્રવ્યઇં થઈ અવંદનીક તે પ્રતિમા ભઈ;
એ ત્રિણિ વિણુ સઘલાં જિનબિંબ વંદનિ પૂજનિ મકરિ વિલંબ.૨૪૮
25 તે પૂજંતાં મ કરો શંક પૂજી પાતક ટાલો પંક;
બોલ પાંચમો હવઇ સાંભલો મુંકો કુમતિ સુમતિમાં ભલો. ૨૪૯
અવંદનીક પહલાં જે કહી પ્રતિમા ત્રિણિની તે પણિ સહી;
નિજ પષ્યીનઇં ઘરિ હોઇ કદા તે પણિ વંદનીક હોઇ સદા. ૨૫૦

વાસયેપ ચારિત્રિયાતણુઇ વિવહારથી શ્રીગુરૂ એમ ભણુઇ;
બીજું પ્રતિમાનો આકાર તે પણિ વંદો સુખદાતાર. ૨૫૧
નિસુણો છઠ્ઠો બોલ વિશાલ જેહનો ભાવ અતિહિં રસાલ;
પ્રતિષ્ઠા શાસ્ત્રિં કહી સાધુની કુમતિ ત્યજો એ સવિ આધુની. ૨૫૨
5 તો બોલ્યો નિસુણી એ વાત સાગર કહઇ નિસુણો અવદાત;
માનો પ્રતિષ્ઠા જો મુનિ તણી તો પરપષ્યી પ્રતિમા ભણી. ૨૫૩
કિમ વાંદી કલપઇ આપનઇં કાં મતિતાણો તુમે પાપનઇં;
જે એક અષ્યર વાંકો કહઇ સમયથી તે ઉત્સૂત્ર લહઇ. ૨૫૪
ઉત્સૂત્ર ભાષી કિમ હોઇ સાધુ એહ અરથ તુમે કિહાંથી લાધ;
10 જે તેહનઇ સાધુ કુહો જો તુમે તો તુમનઇં પૂછઉં છઉં અહ્મે. ૨૫૫
કેહવા સાધુ કહો એહનઇ સુધુંસિઉં જાણિઉં તેહનઇં;
અરિહંત ભિન્ન એહનઇંઆપણુઇં કિહાંથી જૈન પણું એમ ભણુઇ.૨૫૬
જો તુહ્મે સાધુ પણુઉં સદ્દહો તો તે કાં વાંદો નહી કહો;
નિસુણી વાત સુમતિનો ધણી સુગતિ કહઈ સિદ્ધાંતહ તણી ૨૫૭
15 જો તે જૈન નહી તો કસ્યું કુંણ દર્શન તે તુમ મનિ વસ્યું;
તે દેષી કહીઇ કુંણ વેસ એ ઉતર આપો સુવિસેસ ૨૫૮
નહી બાંભણુ યોગી કાપડી નહી પરિવ્રાજક નાસ્તિક નડી;
તે માટિં એ જૈનજ હોઇ એહની શંકા મકરો કોઇ. ૨૫૯
જિન તેહના કહીઇ જો ભિન્ન તો તસ માત પિતા કુણુ કીન્ન;
20 તે જિનદર્શનનું સ્યુ નામ શાસ્ત્રમાંહિં દેષાડો ઠામ. ૨૬૦
દર્શન તો છ જિનપતિ કહ્યાં તેહનાં નામ સિદ્ધાંતિં લહ્યાં;
છ દર્શન વિણુ કુહુ કુંણ ધર્મ્મ શાસ્ત્ર શાખિં જાણો જો મર્મ્મ. ૨૬૧
તે માટિં જિનમાં નહી ભેદ મતિ ભેદિં નહી ધરમ ઉછેદ;
જો તેહનું કાંઇ લેષઇ નહી તે માંહિં ચોભંગી કહી ૨૬૨
25 તિહાં આરાધક કહ્યા દેસથી તે કિમ વૃથા થાપો રીસથી;
તેહનઇ સાધુપણું જો નહી ચોભંગી ઠાણાંગિં કહી ૨૬૩
દ્રવ્ય ભાવ નઇં નામ થાપના ચ્યાર ભેદ મુનિવર વ્યાપના;
ત્રિ નિષેવા નહી જેહનઇં નામ દ્રવ્ય કિમ તુહઇ તેહનઇં , ૨૬૪

એતો ચ્યારઇ હોઇ આરાધિ તેણઇ સાધુપણું કાં બાધિ;
નહી વ્યવહાર વંદેવાતણુ તે દષ્ટાંત એક તુમે સુણો. ૨૬૫
કુલંબી ભાટ અનઈ રજપૂત તેહની છાસિ જિમો અદભૂત;
તો પાણી કાં ન પીજીઇ રાધિઉં ધાન કાં નવિ લીજીઇ. ૨૬૬
5 તે વિવહાર ન પુહુચઇ જેમ તસ વંદેવા જાણો તેમ;
સાધુપણું કોઇ અંસિં હોઇ તે માટિં બિંબ વાંદો સોઇ. ૨૬૭
તેહ ભણી બોલ છઠ્ઠો એહ આસિ દીધો ધરયો મનિ તેહ;
હવઇ કહીઇ જે બોલ સાતમો તે નિસુણો ઉત્તમ આતમો ૨૬૮
સામીવચ્છલ કરતાં કદા સગપણ કારણિ આવઇ તદા;
10 પરપખ્ખી જો તે હોઇ કોક એમ બોલઇ તે મૂરખ લોક. ૨૬૯
વલી વયણ એહવાં ઊચ્ચરઇ ષીર ભાજનિ વિષબિંદુ ઝરઇ,
તિમ તે વિણસઇ નહી કિમ સાર તિમ એ અહી જાણો નિરધાર. ૨૭૦
સુણી સુમતિધર તે બોલીઓ એ દૃષ્ટાંત કસ્યો તુમે દીઓ;
વચનબાધ હોઇ પોતાતણો તે મન દેઈનિઈં તુમે હવઇ સુણો. ૨૭૧
15 સામી પોષ્યા ચ્યાર હજાર તેમા એક પરપખ્ખી ચાર;
તેણઇ એ કઈઓ કોક કિમ થાઇ ચ્યાર હજારનુ પુણ્ય કિહાં જાઇ. ૨૭૨
એકઈ સામી એહવો ન હોઇ જેણઇ પુણિય ઠેલાઇ સોઇ;
જિમ ભાજન વિષ સાથિં ષીર તેમાં અમૃતનો એક હીર ૨૭૩
પડતયેવ તે નિરવિષ થાઇ તિમ સામી પુણિયં ઓ જાય;
20 તે માટિ એણઇ અધિકારિ સુગુરિ બોલ કહિઓ સુવિચારિ. ૨૭૪
સામીવચ્છલ કોક ન થાઇ બોલ આઠમો હવઇ કહવાય;
નિહ્નવ સર્વ થકી હોઇ એક દેસથી સાત કહ્યા સુવિવેક. ૨૭૫
જે સઘલાનઇ નિહ્નવ કહઇ તેમાંહિ સમકિત નવિ રહઇ;
નુંમો બોલ ભણુ હવઇ સાર તીરથ યાત્રા તણો વિચાર. ૨૭૬
5 નિજ પખ્ખી અણહુંતઇ યોગિ પરપખ્ખીનઈં સાથિં લોગ;
તીરથ યાતરા જે કોઇ કરઇ તે સંસાર સોહેલો તરઇ. ૨૭૭
જે કહઇ કોક તે પોટું શોક તેહનઇ હોસ્યેં તેસ્યું શોક,
આપ ગરથિ કાયા શુભભાવિ સાથિ હોઇ કો સહજિ સભાવિ. ૨૭૮

શાસ્ત્રસાખિં કહુઇ શ્રીગુરૂહીર ફોક ન થાઇ લહુઇ ભવ તીર;
તીર્થંકરની કરતાં યાત્ર નિર્મલ થાઈ પોતાનાં ગાત્ર. ૨૭૯
દસમો બોલ હુવઇ ભાષીઇ શાસ્ત્ર સવાદ સવે ચાષીઇ;
પરપષી સાથિં કસી વાત ચર્ચા નવી મનિ ધરી કોધાત. ૨૮૦
5 ઉદેરીનઇં ન કરઇ કદા તો પૂછઇ ઉત્તર દિઇ તદા;
તે પણિ શાસ્ત્રતણુઇ અણુસારિ ન કરઇ કલિ વાધઇ તેવારિ. ૨૮૧
હુવઈ નિસુણો બોલ ઇગ્યારમો હીરગુરૂ આણુ નિત હુઇડઇ રમો;
જે ગ્રંથ ઉત્સૂત્ર કંદકુદ્દાલ તે સાંભલતાં ઉઠઇ ઝાલ. ૨૮૨
વિજયદાનસૂરિં તે ભણી સાગરનઇં કીધા રેવણી;
0 પાણીમાહિં તે ગ્રંથ બોલીઓ સંઘ ચતુરવિધ સાથિં કીઓ. ૨૮૩
તેહનું વયણુ એક જિહાં હોઇ અપ્રમાણુ વલી ગ્રંથજ સોઇ;
એમ જાણી મ કરો તે સંગ હીર કહુઇ ગુરૂ વચને રંગ. ૨૮૪
બોલ બારમો કહુસિઉં હુવઇ શ્રીજિનવરનઇં જે કોઇ કવઇ;
નિરવિરોધ તવનાદિક હોઇ તે ભણુતાં નવિ વારઇ કોઇ. ૨૮૫
5 જે કહુઇ જિનવરની સ્તુતિ કરઇ પરપષ્પી જો તો અણુસરઇ;
તો તે તુરક માતંગહુતણી રસવતી ભોજન કરઇ ભણી. ૨૮૬
એ અજ્ઞાન વયણુ સાંભલી રખે કો શંકા આણો વલી;
તજી કુમતિ જે જિનસ્તુતિ કરઇ તે સુકૃત પિંડ પોતઇ ભરઇ. ૨૮૭
એહુવું જાણી સદા જે હોઇ તે કહુતાં નવિ વારઇ કોઇ;
0 જે વારઇ તેહુમાં નહી સુદ્ધિ સઘલી જાણો ગઇ તસ બુદ્ધિ. ૨૮૮
એમ શ્રીહીરવિજયસૂરિ કહુઇ ભવિયણુ તે સહૂ સદ્દહુઇ;
જે જિમ ભાવ કહ્યા સિદ્ધાંતિ તે તિમ સદ્દઇહવા એકાંતિ; ૨૮૯
બાર બોલનો લિખ્યો એ પટો ધરમવંત એથી મત લટો;
સવિ ગીતારથિ કીધાં મતાં કો નવિ વારઇ તે વાંચતાં. ૨૯૦
5 ત્રિહું ચોમાસિ પજૂસણુ દિને ગીતારથ વાંચઇ શુભ મને;
દેસ નગર પુર ગામ અહુઠાણુ વાંચી સુખ પામિઉં સહૂ જાણ. ૨૯૧
એમ દદોલ તે સઘલે ટલ્યો સાગર શુદ્ધ કુમતનઈં ગિલ્યો;
નવિ છાંડઇ તે કુમતિનો વાસ કરઇ નિજ પરૂપણુા અભ્યાસ. ૨૯૨

રાજનગરિ જઇ બઈઠો તેહ શ્રાવક મનિ ઘાલઇ સંદેહ;
ફિરી સરૂપ પ્રકટાવિઉં આપ ન ટલઇ સહજ એ મોટું પાપ. ૨૯૩
નિસુણી ગચ્છનાયક એ વાત જાણ્યો તેહનો સવિ અવદાત;
ભવિયણનઇ કરતા ઉપગાર રાધિનપુરિ પુહુત્તા ગણધાર. ૨૯૪
5 કરઇ વિચાર મનમાંહિં અસ્યો એહનઇં સીષ ઉપાય છઇ કસ્યો;
કહિઉં ન લાગઇ વારિઆ બહૂ એણઇ ધંધ ઉપાયુ સહૂ. ૨૯૫
આગઇં પણિ દીધી બહૂ સીષ તે હુઈ નીર્લજનઈ સરીષ;
તો હવઇ લાજિં વિણઇસ્યઇ કાજ સુખ સીષામણિં ન વલઇ લાજ. ૨૯૬
સિદ્ધિ શાકિની અનઇં વલી ચોર સ્ત્રીલંપટ નઈં પાપી ઘોર;
10 કરી કદાગ્રહ કુમતિં પડ્યો સંનિપાતાદિક રોગિં નડ્યો. ૨૯૭
એ છ અલપિ ન આવઇ ઠામિ થોડઇ કરઇં નવિ આવઇ કામિ;
હોઈ ઉપચાર જો જગિ જાગતો તો ઉનમાદથી હોઇ ભાગતો. ૨૯૮
એમ વિચારી કહઇ ગુરૂહીર શાંતિચંદ્ર વાચક વડવીર;
રાજનગરિ તુમે જાઓ સહી આણ પલાવો તિહાં કણિ રહી. ૨૯૯
15 ધરમસાગર વાચક તિહાં જેહ તેહનઇં જઈનિઇં કહવું એહ;
સંવત સોલનઇં સતરોત્તરઇ સીષ દીધી તે નવિ સાંભરઇ. ૩૦૦
ઓગણીસમઇ પણિ તે પરિ હૂઈ તોહઇ તુમ હીયડઇ મતિ જૂઈ;
વલી છિંઇતાલઇ લષી બોલ બાર તે પણિ તુમ માટિં સુવિચાર. ૩૦૧
તોહઇ ન છાંડો તુમે તે વાત કાંઇ ન ચેતો મનિ ધરી ઘાત;
20 જો અહ્મ આણતણો ષપ કરો તો એ બોલ મનમાંહિં ધરો. ૩૦૨
શાસ્ત્ર વિરૂદ્ધ થાપો છો બોલ ગચ્છ ભેદ કાં કરો નિટોલ;
સંઘ સાષિં મિચ્છાદુક્કડા દેસ્યો તો નિજમુખિ પડવડા. ૩૦૩
જો ન દીઓ તો ગચ્છહતણો ઠબકો હોસ્યઇ તુહ્મનઇં ઘણો;
એમ જાણી મન માનઇ જેય કરવું હોઇ તે કરયો તેય. ૩૦૪
25 જે શ્રાવક સાગર વાસના ભટ્ટઆ પ્રમુખ બાવન આસના;
તે સંઘ બાહિરિ કીધા જામ ધર્મસાગર બોલાવ્યા તામ. ૩૦૫
મિલિઓ સંઘ નગરનો ઘણો પરિસર પુરાં સઘલાંઇ તણો;
મિલિઆં માણસ બહૂત હજાર મુનિવર તિહાં બહૂ મિલિયા અપાર. ૩૦૬

સંવત સોલ અનંઈ અડતાલં સાગર મિચ્છાદુક્કડ કાલ;
સભામાંહિં ઊભા રહી કહઇ સુણુયો જે ગુરૂ આણુા વહઇ. ૩૦૭
સાગર કહઇ મરીઅચિ જે કહિઉં કપિલ આંગલિ વયંણુ તે લહિઉં;
તે ઉત્સૂત્ર શાસ્ત્રિં બોલીઉં નવિ હું સદ્દહતો તિમ કીઉં. ૩૦૮
5તે મુઝ મિચ્છાદુંક્કડ હુયો અણુસમઝિં તે સહી જાણુયો;
ભગવતીનઈં અણુસારિં કહ્યા અનંતા ભવ તે મિં સદ્દહ્યા. ૩૦૯
પણિ શ્રીહીરવિજયસૂરિ વાણિ નિસુણી હવઇ નવિ કરવી તાણિ;
ભવપન્નર દીસઇ છઇ ઈહાં નવિ અનંતા દીસઇ તિહાં. ૩૧૦
શ્રીભગવતીની મેલિં જેહ અનંત ભવ સદ્દહતા તેહ;
10મિચ્છાદુક્કડ બીજો ભણ્યો તે પણિ સહુઇ સંઘિં સુણ્યો. ૩૧૧
ઉત્સૂત્ર ભાષીનઇ અનંત સંસાર નિયમઈ હું સદ્દહતો સાર;
તે પણિ મુઝનઈં થયું અજ્ઞાન સાચું હીરવયણુ સુપ્રધાન. ૩૧૨
પણિ તે અધ્યવસાયની મેલિ સંખ્ય.અસંખ્ય અનંતો ભેલિ;
હોઇ સંસાર જે વિપરીત ભણ્યો તે મિચ્છા દુક્કડ તુમ્હે સુણ્યો. ૩૧૩
15કેવલીના તનુથી કો જીવ ન મરઇ સદ્દહતો હું સદીવ;
પણિ જગગુરૂનઇ કહુણિં કલિઉં આચારગિ આવી મિલિઉં. ૩૧૪
શ્રીભગવતી પ્રમુખ સિદ્ધાંત તેહની મેલિં હવઇ એકાંત,
અવસ્યંભાવી પણઇ જો મરઇ કદાચિત ના નહી અણુસરઇ. ૩૧૫
જે વિપરીત કહિઉં સદ્દહિઉં તેથી જે વલી વાંકુ થયું;
20તે મિચ્છાદુક્કડ જાણુયો સંઘ સહૂ તે મનિ આણુયો. ૩૧૬
બાર બોલતણો જે પટો તેથી જે બોટ્યો ઉલટો,
એ મિચ્છાદુક્કડ પાંચમો ભાવ ભલો એ સહૂ મનિ રમો. ૩૧૭
બીજું જે કાંઈ ગચ્છવિરૂદ્ધ પરંપરાનઇ સૂત્રવિરૂદ્ધ;
શ્રીપૂજ્યની વલી આણુ વિરૂદ્ધ સદ્દહવાણું તેહ અશુદ્ધ. ૩૧૮
25તે સવિ સંઘ સહૂની સાખિ મિચ્છાદુક્કડ દીધો ભાખિ;
તિહાં સાગર સઘલાનાં મતાં કીધાં સંઘ ચતુર્વિધ છતાં. ૩૧૯
સાખિ ગીતારથ તિહાં સદ્દૂહની એણી જુગતિં એણી પરિ નીપની
હવઇ પહુતું સદ્દૂ નિજ નિજ ઠામિ ટલિઓ કલેસ તે સઘલઇ ગામિ.૩૨૦

તોહઇ ન ટલઇ જીવ સભાવ નવિ મેહલઇ નિજમનનો ભાવ;
છાનું છપનું નિજમત કહઇ એણીપરિ તેહુ તિહાં કણિ રહઇ. ૩૨૧

॥ ઢાલ ॥

શ્રીમંધરસામીની આલોઅણના તવનની દેસી, ઢાલ.

5 જૂઓ જૂઓ સહજ ગતિ ભાવિઉ. આંચલી.
લીંખડઇ આંબ લાગઇ નહી લાગઇ નહી રે કૌચઇ ફૂલ કેલિ તો;
સાયરપરિ એ વારની નિત નાવઇ રે બાહુલિય વેલિ તો. જૂઓ. ૩૨૨
દૂધસિઉં મીંઠો ન એલીઓ દૂધ પાઈએ રે નવિ નિર્વિષ નાગ તો;
દૂધિં પષાલિઓ દિન ઘણા તોહઇ ઊજલો રે નવિ કહીઇં કાગ તો.
10 જૂઓ. ૩૨૩
દુરજન સુજન પણુઉં નહી વલી દોરડી રે બલી હોઇ રાય તો;
પણિ ન ટલઇ તે આમલો જો કીજીઇ રે ઉપાયના લાખ તો. જૂઓ. ૩૨૪
તિમ સાગર એ કુમત પણુઉં નવિ છાંડઇ રે પોતાનો સભાવ તો;
ભાવ ઘણા તે પાલટઇ કરઇ જનમન રે અતિ દોહલભાવ તો. જૂઓ.૩૨૫
15 સાગરમત વાલા સવે તે કીધા રે જણ બાવન દૂરિ તો;
સંઘ બાહિરિ તે કાઢીઆ અતિરાઢીઆ રે મદગાલિઆ ભૂરિ તો.
જૂઓ. ૩૨૬
તોહઇ પણિ છાંડઇ નહી મતમાંડવા રે વલી કરઇ એક ગ્રંથ તો;
સર્વજ્ઞશતક તે જાણવો તેમાંહિં રે આણ્યો વિપરીત પંથ તો.
20 જૂઓ. ૩૨૭
પાંચ બોલ ઉથાપવા કરઇ છાનો રે નવિ જાણઇ કોય તો;
જાણી સંચલ તેહનો જોવરાવીઓ રે પણિ છતો અનહોઇ તો
જૂઓ. ૩૨૮
તવ ત્રિણિ નગર નપેધીઆં સાગરનઇ રે નવિ રહેવું તિહાહિં તો;
25 વડપણ માટિ પઠાવીઆ સૂરતિમાં રે રહ્યા થાનકમાહિં તો. જૂઓ. ૩૨૯
હીરતણો જે પટોધરૂ તપાગચ્છપતિ રે વિજયસેનસૂરિંદ તો;
રાજસભાઇં જયવર્યો વાદી સવેરે હૂઆ મતિમંદ તો. જૂઓ. ૩૩૦

ચોમાસું ભૂપતિ કન્હઇં રહિઆ તિહાં કહિ રે ઘણા ધરમના ગાભતો;
હીરવિજયસુરિ રાજીઆ પ્રતિબોધી રે નૃપ લીધો લાભ તો. જૂઓ. ૩૩૧
આઠ વિધાન સધાવીઆં જેસિંગસીસરે નંદિવિજયનઇં પાસઇં તો;
દેખી ભૂપ અજબ થયો દીઇ ખુસફ્હમ રે નામ રંજીઓ તાસ તો. જૂઓ.૩૩૨
5 ભૂપ જેસિંગ પ્રતિં કહઇ ખુસફઇમકું રે મુંકો અહ્મ પાસિ તો;
નૃપ કહણિં ગુરૂ તિમ કરી હવઇ વિચરઇ રે તિહાંથી ઓહુલાસિ તો.
જૂઓ. ૩૩૩
નૃપ આદેસથી પાંગર્યા નવકલપી રે કરતા સુવિહાર તો;
મહમિનગરિ સંઘવીનતી અવધારી રે ચોમાસું સાર તો. જૂઓ. ૩૩૪

10 ॥ ઢાલ ॥

ચોપઈ.

હવઇ શ્રીહીરવિજયસૂરિંદ જસમુખ દીઠઇ પરમાણંદ;
રાધિનપુરથી પાટણ ભણી પાંગરીઆ શ્રીતપગચ્છધણી. ૩૩૫
તિહાંથી ચોમાસા પારણઇ વિમલાચલ યાત્રા કારણિં;
15 જાણી નિજ આયુ અવસાન કરઇ સાધન બહુ થઇ સાવધાન.૩૩૬
હીર કહઇ સંઘ-નિસુણઇ સહૂ યાત્રાતણું અહ્મ મન છઇ બહુ;
નિસુણી સંઘ રલીઆયતિ થયો તીરથ કરવા સહૂ સામયો. ૩૩૭
દેસિ દેસિ પાઠવીઆ લેખ તે ઉચ્છાહ ધરઇ સવિસેષ;
એક શ્રીશેત્રુંજઇ તીરથ સાર બીજું હીરજી ગુણ ગણધાર. ૩૩૮
20 એક દૂધ નઈં સાકર મિલી બહુ સંપદનઈં પુણ્યિં ભલી;
થાવર જંગમ તીરથ લહી સંઘ ઘણા તિહાં આવઇ સહી. ૩૩૯
રાજનગરનો સંઘ અતિઘણો સહસ રથ પાલો બહુ ભણો;
પંચાયતિનઇં સંઘિં સુણો નવસઈં સેજવાલાં તે ગણો. ૩૪૦
દેપી ડેરા પ્રમુખ અનેક વિવિધ સજાઈ અનઇં સુવિવેક;
25 અતિ રંજ્યો કહઇ નવરંગખાન સાહશ્રીમલનઇં દેઇ બહુ માન. ૩૪૧
કુંણ મુલક પોતઇ તાહરઇ જે માટિં આ દોલતિ ધરઇ;
સાહ ભણઇ માહરઇ વ્યાપાર ઉપરાજી પરચી કરૂં સાર. ૩૪૨

કહઇ તુમનઈં સાબાસી વાન કુહુ કામ મુઝનઈં દ્યો માન;
એમ પ્રસંસ્યા કીધી ઘણી સહૂઇ સંઘિં તે સવિ સુણી. ૩૪૩
સંઘ પાટણનો બહુલો મિલ્યો કુંઅગેર પ્રમુખ ઘણો તે ભલ્યો;
આગરાઈ આડંબર કરી વલી આવઇ સંઘ તિહાં લાહુરી. ૩૪૪
5 મેડતા સીરોહી જાલોર માલવ મેવાડો બહુ જોર;
રામપુરા વાગડનો સંઘ દષ્યણ દેસતણો મનિ રંગ. ૩૪૫
સૂરતિ દીવિબંદિરનો વલી વટપદ્ર ભરૂઅચિ તેમાંહિ ભલી;
દમણિ વસહી ઘણદીવીતણો ચેઉલિ ડહોલી આવ્યો ઘણો. ૩૪૬
કચ્છ દેસ કોલીહારો વલી નવાનગરનો આવ્યો મિલી;
10 એમ અનેક સંઘ આવ્યા ઘણા યાત્ર કરેવા સોહામણાં. ૩૪૭
શ્રીશત્રુંજય તીરથતણી વલી શ્રીહીર વંદેવા ભણી;
માણુસની સંખ્યા બિ લાષ સુણી તેહવી મિં કહી એ ભાષ. ૩૪૮
હીરવિજયસૂરિં કરી જાત્ર ઓગણપંચાસઇ ગુણપાત્ર;
હવઇ સંઘ વીનતીઇં ગુણગેહ હીરવિજયસૂરીસિર તેહ. ૩૪૯
15 ઉના નયરિ પધારઇ પ્રભુ દીવિતણો સંઘ આવઇ વિભુ;
ચોમાસું ઉનામાં કરિઉં ભવિયણિ બહુપરિ ધન વાવરિઉં. ૩૫૦
અવસર જગગુરૂનો પામેવિ શ્રાવક ભાવ ધરઇ મનિ એવ;
બિંબપ્રતિષ્ઠા કીજઇ કાજ એમ જાણઇ મનિ સાહ લષરાજ. ૩૫૧
લેઈ મુહૂરત શુભ દિવસિં સાર કરી આડંબર અતિ સુખકાર;
20 તેડ્યા મુનિવિજય કવિરાય જેહના ગુણ બહુલા સંભલાય. ૩૫૨
સુણી પ્રસંસ્યા વાચકપદ દીઇ સંઘ ઓછવ કરી લાહુ લીઇ;
કરી પ્રતિષ્ઠા કરઇ વિહાર સંઘ કરઇ તિહાં વીનતી સાર. ૩૫૩
દેલવાડઇ પૂજ્ય રહો ચોમાસિ માનિઉં સંઘ મનિ ધરઇ ઓહોલાસિ;
ચોમાસું તિહાં રહઇ ગુરૂહીર દીઇ દેસના જિમ જગિ વીર. ૩૫૪
25 દેહ ચિન્હ જાણી નિજ આય પભણઇ હીરવિજયસૂરિરાય;
તેડાવો વેગિં અનુચાન લિખ્યો લેષ જેસિંગ બહુમાન. ૩૫૫
લિખ્યો લેષ વિજયસેનસૂરિંદ હીરશરીર અછઇ બહુમંદ;

તેણઇ કારણિ ગુરૂવંદન કાજિ પંથિ થઈ જલ પીવું રાજિ. ૩૫૬
વાંચી લેખ સંઘનઇ જેસિંગ કહઇ ગુરૂલેખતણો સુપ્રસંગ;
સંઘ કહઇ ચોમાસું કરો ગુરૂ કહઇ એહ અટક મત ધરો. ૩૫૭
મહિમનગરથી કારણ ભણી પાંગરીઆ તપગચ્છના ધણી;
5 પાટણનયરિ પધાર્યા પ્રભુ પરવપજૂસણ તિહાં કરઇ વિભુ. ૩૫૮
કરી પજૂસણ કરઇં પ્રસ્થાન એતલે આવ્યો લેખ નિદાન;
વાંચઇ લેખ કરિ ધરી જેસિંગ ભાદ્રવસુદિ એકાદસી સંગ. ૩૫૯
અનસન કરી સમરઇ નવકાર પુહુતા સરગિં હીર ગણધાર;
રાતિ ઘડી છ જાતઇં સુણો સુરવિમાન મહિમા કરઇ ઘણો. ૩૬૦
10 ચિતાભૂમિ ફલિઆ સવિ અંબ દેવમહોચ્છવ કરઇ અવિલંબ;
થૂભમહોચ્છવ કરઇ નરદેવ બહુ ભાવિં તે શિવસુખહેવ. ૩૬૧
લહી ઉદંત ગુરૂનો એહવો વયરાગિં તપ કરઇ નવ નવો;
પાટણિ ચોમાસું ગુરૂ કરી ચાલઇ થૂભવંદન મનિ ધરી. ૩૬૨
શેત્રુંજ તીરથ યાત્રા કરઇ તિહાંથી ઊંનાભણી પાંગરઇ;
15 જઇ વંદઇ ગુરૂની પાદુકા સાથિં બહુ શ્રાવકશ્રાવિકા. ૩૬૩
વંદી થૂભ મનિ ચિંતઇ અસ્યું હીરધ્યાન સુંઅ હઇડઇ વસ્યું;
જે જે સુખકારણ આહાલાદ તે શ્રીહીરતણો સુપ્રસાદ. ૩૬૪
ગીતારથ હુતા જે ગુરૂપાસિ તેહનઇં તેડ્યા મનિ ઓહુલાસિ;
કહઇ શ્રીવિજયસેનસૂરિંદ, છઇ સુખ સંયમ મનિ આણંદ. ૩૬૫
20 દીઇ દિલાસા સહૂ સાધુનઇં હીરહિતસીખ પૂછઇ સાધુનઈં;
જે હિતસીખ કહી ગુરિ હીરિ તે તિમ આરાધઇ મનિ ધીર. ૩૬૬
તિહાંથી ગુરૂપાદુકા વંદેવિ ગુજ્જર દેસ સોહાવણ હેવ;
રાજનગરિ ચોમાસું રહઇ સોમવિજય વાચકનઈં કહઇ. ૩૬૭
ગુરૂસેવા તુમે સાચી કરી ગુરૂવચને હિતપણું આદરી;
25 રહવું ચોમાસુ મુઝ પાસિ હીર પરંપર કુહુ ઓહુલાસિ. ૩૬૮
તેણઇ અવસરિ સૂરતિ ચોમાસ ધરમસાગર વાચક થિરવાસ;
તિહાં તેણઇ નિજમત વાસિત કીધ બહુશ્રાવકનઇં નિજમતિ દીધ. ૩૬૯
તે જાણી મુંકયા ખંભાતિ તિહાં આવ્યા થયા કે દિનરાતિ;

આવ્યો તસ આયુનો છેહ તેથી પરવસિ થયું તસ દેહ. ૩૭૦
મૂત્રકૃચ્છ્રરોગિં આવર્યા કરણી સારૂ અપરગતિ વર્યા;
જે તસ શ્રીસ લબધિસાગરૂ તેહનઇં આગુરૂ ગુણ આગરૂ. ૩૭૧
કૃપાવંત વાચકપદ દીઇ લબધિસાગર વાચક મનિ દીઇ;
5 ઉદેરી નવિ કરઇ કલેસ સદ્દહણા નવિ છાંડઇ લેસ. ૩૭૨
વાચકપદ વરસ છ માસનઇં અમદાવાદિ સમય સાંઝનઇં;
વોલાવ્યાં વિજયદેવસૂરિંદ વાંદી વલીયા મનિ આણંદ. ૩૭૩
નદીમાંહિં લૂ લાગી ઘણી તેથી પરભવિ પુહુતા સુણી;
ગુરૂ અંદોહ થયો અતિઘણો કરમવિપાક સહુ લહઇ આપણો.૩૭૪
10 એક અવસરિ સૂરતિ ચોમાસ રહ્યા કનકવિજય પંન્યાંસ;
સુમતિવિજય વાચકના સીસ હીરવચન પરૂપઇ નિસદીસ. ૩૭૫
તે સાથઇ અતિ કરઇ વિવાદ સાગરવાસિત શ્રાવકવાદ;
ઉથાપઇ હીરગુરૂના બોલ નવિ શંકાય તેહ નિટોલ. ૩૭૬
વુહુરો સૂરો સંઘમાં વડો તે બાંધઇ સાગરનો ધડો;
15 કો નવિ લોપઇ તેહની લાજ હાજી હાજી સહૂય સમાજ. ૩૭૭
પણિ ન ખમઇ ગુરૂભગતા મુનિ ફિરી ઉત્તર આપઇ સુણઇ દુની;
તિમ કરતાં તે વાધઇ કલેસ એકેઇ નવિ સાંખઇ લવલેસ. ૩૭૮
તેહ વાત ગુરૂ પાસઇં ગઈ બિહું ઉપરિ ગુરૂનઇં રીસ થઈ.
વારણ લેષ પાઠવીઆ તિહાં સાધુ શ્રાવક વાંદેયો ઇહાં. ૩૭૯
20 શ્રાવકનઇં દીધી ઘણી સીષ મુનિ સાથિં કાં બોલો તીષ;
જે આરાધ્ય વિરાધો મ કો ગુરૂવાણી લોપી નવિ સકો. ૩૮૦
કનકવિજય વિબુધનઇં કહઇ શ્રાવકસિઉં બોલિઉં દુષ દહઇ;
વલતું વિબુધ કહઇ ગુરૂ સુણો એહ વૃતાંત અછઇ અતિઘણો. ૩૮૧
સૂરતિ તે સાગર નામકા તિહાંના શ્રાવક અતિબોલકા;
25 હીરવિજયસૂરી તુહ્મ ગોર તેહનઇં ગાલિ દીઇ એ લોર. ૩૮૨
તે ન ખમાય સુણતાં કાનિ ચાલઇ તો સીષ દેઉં બહુમાનિ;
સુણતાં સહગુરૂની રીસ ટલી કરઇ કૃપા તેહનઇં ગુરૂ વલી. ૪૮૩
વલતઇ ચોમાસઇ આદેસ પંડિત જાણી અતિહિં વિસેસ;

શ્રીકલ્યાણવિજય ઉવઝાય સૂરતિ આવી ચોમાસું હાય. ૩૮૪
હીરવયણમય દીઇ ઉપદેસ જેહ વચનિ રંજ્યા સુનરેસ;
તે સુણીનઇ સાગરનું મન્ન જિમ ગંધ ન રહઇ વિચલિઉં અન્ન. ૩૮૫
તો તે વુહુરો સૂરો ભણઇ વાચક બોલ સવે અવગણઇ;
5 વાચક તાસ ન ચડાવઇ સુખિં તે મનમાનિઉં બોલઇ સુખિં. ૩૮૬
વાચક વિરચિઓ એક ઉપાય જેથી મનનું વાંછિત થાય;
કીધો સંઘ ઘણો તિહાં હાથિં જેણઇ બલ ચાલઇ સાગર સાથિ. ૩૮૭
દોસી પુંજો શાસ્ત્ર પ્રવીણ સાહ ગોપી ગુરૂવચનાધીન;
દોસી નાંનજી રાયમલ્લ રાજકાજ જાણીતો ભલ્લ. ૩૮૮
10 બલવંત બંધવ ચ્યારઇ જોડિ દુસમનના ટાલઇ તે ડોડ;
સિંઘજી વર્દ્ધમાન સોમજી જેથી દુષ્ટ લહઇ પોભજી. ૩૮૯
એ ચ્યારઇ બંધવ વરજોડિ હીરભગત કીધા નરકોડિ;
તેહની સહુથી અધિકી લાજ કીધાં જેણઇ ધરમ બહુકાજ. ૩૯૦
સંઘવી થઈનઈં યાત્રા કીધ સેત્રુંજ ગોડી આબૂ પ્રસિદ્ધ;
15 સંઘભગતિ કીધી જેણઇ ઘણી સેવા કીધી હીરગુરૂતણી. ૩૯૧
જિનશાસન દીપાવક ઘણું કરૂં વપાણ કેતું તે તણું;
સાહ નાગજી નાથજી બિ જોડિ કૃષ્ણદાસ કરઇ ધરમનાં કોડ. ૩૯૨
દાન સીઅલ તપ ભાવના સાર એ ચ્યારઇ અધિકા વ્યવહાર;
સુરતરૂ પરિ વંછિત દાતાર સાધુ સાધવીની ભગતિ અપાર. ૩૯૩
20 ગુપત દાન તે દીઇ ઘણું પીહર દોહિલા દુરબલતણું;
સઘવી ધનજી નઈં તેજપાલ વર્દ્ધમાન નાથજી પરસાલ. ૩૯૪
એ આદિં સંઘ કીધો હાથિ બૂઝવી લાયો સાગરસાથિ;
તે વારઇ સૂરાનઈં ઘણું તિમ તિમ તે બોલઇ અતિઘણું. ૩૯૫
ન ગણઇ આચારજિ ઉવઝાય ઉથાપઇ બહુ ગ્રંથ સમુદાય;
25 બાર બોલ ઉથાપઇ વલી વાંચવા ન દીઇ એહવા કલી. ૩૯૬
હીરરચિત પ્રશ્નોત્તર ગ્રંથ તે વાંચણ ન દીઇ એ પંથ;
એકાંતવાદ થાપેવા ભણી શાસ્ત્રતણી કરઇ ષપ તે ઘણી. ૩૯૭

ા મન ચીંતવિઉં કરઇ એહનું કીધું કુણિં નવિ ફિરઇ;
૪મ કહઇ તિમ શ્રીગુરૂ કરઇ તો નાનજી ગુરૂ કહિઉં મનિ ધરઇ.૪૨૫
ઉ વચન જે ચિતિ અણુંસરઇ તો સૂરતિમાં લીલાં વરઇ;
ાંથી વિજયસેન સૂરિરાય યાતરા કારણિ સોરઠિ જાય. ૪૨૬
નગરિ રહ્યા ચોમાસ તિહાં કણિ છઇ દીવિં બંદિર પાસિ;
ાં પ્રતિબોધ્યો અતિ આદરી સકલ ફરંગીનો પાદરી. ૪૨૭
પધરાવ્યા દીવિ મઝારિ ઘણા લાભ હૂયા તેણી વારિ;
ા છાસઠ્ઠંઇ દેલવાડઇ ગામિ વાચક પદ હવું તેણઇ ઠામિ.૪૨૮
ાતસઠ્ઠિઇ દેવપાટણિ જોઇ ધરમવિજય વાચક પદ હોઇ;
ાલસત્તરિઇ હવઇ ચોમાસ નવઇ નગરિ શ્રાવક ફલી આસ. ૪૨૯
એહવઇ વલી સૂરતિનો સંચ થયો તે સુણયો પરપંચ;
ધરમસાગર વાચકના સીસ વાચક નેમિસાગર સુજગીસ. ૪૩૦
ભક્તિસાગર પંડિત છઇ પાસિ કલ્યાણકુશલ લાભસાગર તાસ;
દેવસાગર એ પંડિત ચ્યાર એવં તે છત્રીસ અણગાર. ૪૩૧
ચોમાસું તિહાં રહી ગહગહઇ નિજમત શ્રાવક આગલિ કહઇ;
શ્રાવકનઇં નિજ ગ્રંથ પાઠવઇ છૂટક અલાવા અરથ આઠવઇ. ૪૩૨
એમ શ્રાવક બહુ કીધા હાથિ કોઇ ન માંડઇ તેહનઇં સાથિ;
તેણઇ તિહાં પોતાનઇ રાજિ આચારજિ વસિ કરવા કાજિ. ૪૩૩
આરાધઇ ચિંતામણિ મંત્ર હોમ ધૂપ કીધા બહુ તંત્ર;
તેણઇ આચારજિનું થયું બહુમાન તો તે મઠઇ અધિકાં તાન. ૪૩૪
ગચ્છનાયકના બોલ ઉથાપિ નિજમત પરૂપઇ આપો આપિ;
એહવઇ પૃથિવીપતિ જાંગીર દોષી વચને લાગો વીર. ૪૩૫
વેષધારી ઊપરિ કોપીઓ મુતકલનઇ દેસોટો દીઓ;
મલેછ ન જાણઇ તેહ વિચાર આચારી મોકલ અણગાર. ૪૩૬
ા. નાસરડું પડિઉ બહુ દેસિ ત્યાં હુતા તેણે રાખ્યા વેસ;
સૂરતિ ખંભાતિં ચોસાલ સાહિબ હુતા તે થયા દયાલ. ૪૩૭
ઠામ ઠામના તેડ્યા મુની દિશોદિસિંથી આવઇ સુણી;
નંદરબારથી નયપંન્યાંસ નેરથકી ગુણવિજય વિદ્વાંસ. ૪૩૮

તો વલી વાચક તેહ ઉદંત લિખી જણાવઇ ગુરૂનઇં સંત;
તે ઊપરિ ગચ્છનાયક લિખઇ શ્રીસૂરતિબંદિરનઇ વિષઇ. ૪૧૧
સ્વસ્તિશ્રીજિન કરી પ્રણામ વિજયસેનસૂરી ગુણધામ;
યોગ્યં સકલ સંઘ સમુદાય ધરમલાભ જાણેવો ઠાય. ૪૧૨
5 ઈહાં સુખિં ચાલઇ ધર્મ્મધ્યાન શ્રીદેવગુરૂ પ્રસાદિ બહુમાન;
અપરં એક ઉદંત સાંભલિઓ વુહુરો સૂરોસાગરનઇં મિલિઓ.૪૧૩
શ્રીકલ્યાણવિજય ઉવઝાય તે સાથિં ચૂકી બોલાય;
તે સાંભલી થાઇ અસંતોષ હવઇ અહ્મનઇં વાંછો સંતોષ. ૪૧૪
તો હવઇ સમસ્ત સંઘની સાખિ જે બોલિઉં તે નિજમુખિ દાખિ;
10 શ્રીકલ્યાણવિજય ઉવઝાય તાસ ચરણિ લાગી મનિ ભાય. ૪૧૫
વુહુરા સૂરા પાંહિં એતલો મિચ્છાદુક્કડ દેવરાવો ભલો;
પછઇ સંતોષ થયાનો લેખ અહ્મનઇં જણાવયો સવિસેષ. ૪૧૬
જો શ્રીવાચક લિખિઉં આવસ્યઇ તો તે અહ્મ હઇયિડઇ ભાવસ્યઇ;
જો એ અહ્મ કહણુ નવિ થાય તો સૂરતિ કો ચોમાસું ન ઠાય. ૪૧૭
15 વલી વયણ એક બીજું સુણો જે અવિનય કરઇ મુનિનો ઘણો;
સૂરાનઇં ઘરિ પાણી અન્ન સાધુ સાધવી નહી વાંછઇ મન્નિ. ૪૧૮
એહવી ચીઠી લષસ્યું અહ્મો પછઇ કહેસ્યો ન જણાવિઉં તુહ્મો;
એહવું લિખિત લહી આકરૂં જાણિઉં એ તો થાસ્યઇ વરૂં. ૪૧૯
સંઘસાખિં મિચ્છાદુક્કડ દીધ તો તેહનઇં સંઘમાંહિં લીધ;
20 હવઇ શ્રીસોમવિજય ઉવઝાય મરૂદેસિં વિચરઇ મનિ ભાય. ૪૨૦
સાઠિઇ શ્રીનયવિજયઉવઝાય સૂરતિ ચોમાસું તે જાય;
ઉપદેસી શ્રીહીરગુરૂ વાણિ સાગરમતની કીધી હાણિ. ૪૨૧
સોલ બાસઠ્ઠઇ શ્રીગુરૂરાય સૂરતિબંદિરિ કરી સુપસાય;
ચોમાસું આવ્યા તિહાં સુખિં સંઘસહૂ ધન ષરચઇ લખિં. ૪૨૨
25 સાગરિં તિહાં હલામણુ કરી કેતા સાધુતણી મતિ ફરી;
ઉપાયો તેણઇ અનરાગ દોસી નાંનજીઇ જોઈ લાગ. ૪૨૩
સાગરનઇ દીધી તેણઇ સીષ શ્રીગુરિં તે પણિ જાણી તીષ;
ગુરિં જાણ્યો સાચો નાંનજી સકલ ધરમ તણો ઠામજી. ૪૨૪

એ આ મન ચીંતવિઉં કરઇ એહનું કીધું કુણિં નવિ ફિરઇ;
તે જિમ કહઇ તિમ શ્રીગુરૂ કરઇ તો નાનજી ગુરૂ કહિઉં મનિ ધરઇ.૪૨૫
નાનજી વચન જે ચિતિ અણુંસરઇ તો સૂરતિમાં લીલાં વરઇ;
તિહાંથી વિજયસેન સૂરિરાય યાતરા કારણિ સોરઠિ જાય. ૪૨૬
5 ઉંના નગરિ રહ્યા ચોમાસ તિહાં કણિ છઇ દીવિં બંદિર પાસિ;
તિહાં પ્રતિબોધ્યો અતિ આદરી સકલ ફરંગીનો.પાદરી. ૪૨૭
તેણુ પધરાવ્યા દીવિ મઝારિ ઘણુા લાભ હૂયા તેણી વારિ;
સોલ છાસઠ્ઠઇ દેલવાડઇ ગામિ વાચક પદ હવું તેણુઇ ઠામિ.૪૨૮
સતસઠ્ઠિઇ દેવપાટણિ જોઇ ધરમવિજય વાચક પદ હોઇ;
10 સોલસત્તરિઇ હવઇ ચોમાસ નવઇ નગરિ શ્રાવક ફલી આસ. ૪૨૯
એહવઇ વલી સૂરતિનો સંઘ થયો તે સુણુયો પરપંચ;
ધરમસાગર વાચકના સીસ વાચક નેમિસાગર સુજગીસ. ૪૩૦
ભક્તિસાગર પંડિત છઇ પાસિ કલ્યાણુકુશલ લાભસાગર તાસ;
દેવસાગર એ પંડિત ચ્યાર એવં તે છત્રીસ અણુગાર. ૪૩૧
15 ચોમાસું તિહાં રહી ગહગહઇ નિજમત શ્રાવક આગલિ કહઇ;
શ્રાવકનઇં નિજ ગ્રંથ પાઠવઇ છૂટક અલાવા અરથ આઠવઇ. ૪૩૨
એમ શ્રાવક બહુ કીધા હાથિ કોઇ ન માંડઇ તેહનઇં સાથિ;
તેણુઇ તિહાં પોતાનઇ રાજિ આચારજિ વસિ કરવા કાજિ. ૪૦૩
આરાધઇ ચિંતામણિ મંત્ર હોમ ધૂપ કીધા બહુ તંત્ર;
20 તેણુઇ આચારજિનું થયું બહુમાન તો તે મંડઇ અધિકાં તાન.૪૩૪
ગચ્છનાયકના બોલ ઉથાપિ નિજમત પરૂપઇ આપો આપિ;
એહવઇ પૃથિવીપતિ જાંગીર દોષી વચને લાગો વીર. ૪૩૫
વેષધારી ઊપરિ કોપીઓ મુતકલનઇ દેસોટો દીઓ;
મલેછ ન જાણુઇ તેહ વિચાર આચારી મોકલ અણુગાર. ૪૩૬
25. નાસરડું પડિઉં બહુ દેસિ ભલા હુતા તેણે રાખ્યા વેસ;
સૂરતિ ષંભાતિં ચોસાલ સાહિબ હુતા તે થયા દયાલ. ૪૩૭
ઠામ ઠામના તેડ્યા મુની દિશોદિસિંથી આવઇ સુણી;
નંદરબારથી નયપંન્યાંસ નેરથકી ગુણુવિજય વિદ્વાંસ. ૪૩૮

શ્રીમુનિવિજય વાચકનો સીસ ચોપડાથી દર્શન સુમુનીસ;
સૂરતિ બંદિરિ આવ્યા હસી હરખ્યા તિહાં કણિ શ્રાવક વસી ૪૩૯
સાગરનઈં ગમતું નવિ થયું નૂર મુહુડાનું તે ફિરી ગયું;
જાણઇ એ તો વિજય વિખ્યાત જાણઇ છઇ સઘલી અહ્મ ઘાત.૪૪૦
5 કહઇ શ્રાવકનઈં એહનઈં તુહ્મઇ નવિ રાખેવા અહીં કણિ કિહ્માઇં;
એહવું જાણી વિજયના સાધુ પાંગરવા લાગા નહી વાધિ. ૪૪૧
તે જાણીનઇ દોસી નાંનજી આવ્યો ધાઇ દીઇં માનજી;
અહ્મે સહૂનઇ તેડાવ્યા અછઇ ચાલવું રાજસૂત્ર થયા પછઇ. ૪૪૨
તેતલઇ ભગતિસાગર બોલીઓ શ્રાવક એ હઠ કાં તુહ્મે કીઓ;
10 નહી રહવા દેઉં અહીં અહ્મો એહનઇં રાખસ્યો તો કિમ તુહ્મો. ૪૪૩
તેણઇ વડશ્રાવક મેલીઆ પોતઇ જે મતિમાં ભેલીઆ;
છતાં નાંનજી કુણિં ન બોલાય નાંનજી જિમ કહઇ તે તિમ થાય.૪૪૪
આહાર વસ્ત્ર આલઇ વાણીઆ તો તુહ્મે કાં બોલો તાણીઆ;
અહ્મે સહૂનઇં અહીઆં રાખસ્યું તુહ્મ ના કહી એ બોલિઉં કસ્યું.૪૪૫
15 એહવાં વચન શ્રાવકનાં સુણી વલતા નવિ બોલ્યા તે ભણી;
સહૂઇ સંપિં રહવું ઇહાં કોઇઇ નવિ જાવું કીહાં. ૪૪૬
પણિ તે સાગરનઇં નવિ રૂચિઉં સંઘ વલ્યા પછી બહુ તેણઇ બકિઉં;
તો સાગર સવિ જાણઇ એમ એહનઇ વાણિ આણીઇ કેમ. ૪૪૭
વાતિં મરમ વયણની આલિ કરઇ પણિ એ મુંકઇ તે ટાલિ;
20 તોહઇ તે લાગા તસ પૂઠિ જાણિઉં એહની ભુંડી મૂઠિ. ૪૪૮
તો શ્રાવકનઇં કહિઓ વૃત્તાંત નિજગત એ થાપઇ એકાંત;
તો શ્રાવક દર્શનનઇં કહઇ હીરવચન જે જે સદ્દહઇ. ૪૪૯
તે સહૂ શ્રાવક છઇ તુમ પાસિ એહનઇં હરાવી દ્યો સાબાસિ;
કહઇ દર્શન મુઝ સ્યો આસિરો એ પણિ વાચક નહી પાંસિરો. ૪૫૦
25 એહનઇં દેવઇ ગચ્છપતિ માન હું તો સાધુ માંહિં સામાન્ય; ·
શ્રાવક કહઇ થાપો ગુરૂહીર અહ્મે સહૂ તુમારી તીર. ૪૫૧
જો તુહ્મનઇં એ માટિ ગુરૂ કહઇ તો અહ્મે નિરવહવઉં મનિ વહઇ;
દર્શનિ તેહના લીધા બોલ તે સાથિં કરઇ વાત નિટોલ. ૪૫૨

પ્રશ્નપ્રશ્નોત્તર કરઇ જણાપ સાગરનઈં લાગો સંતાપ;
તેણુઇ લિષીઆ ગચ્છપતિનઈં લેખ સાચાં પોટાં લિખઇ વિશેષ.૪૫૩
તે કાગલ ચડ્યા શ્રાવક હાથિ દીઇ વીર મિલી દર્શન સાથિ;
તેહમાં લિખિઉં બહુ વિપરીત તે વાંચીનઇં આણિઉં ચીતિ. ૪૫૪
5 ઉતારા કીધા છ સાત શ્રાવકનઈં તે જણાવી વાત;
એક લિખિઉં શ્રાવકનઇં દીધ બીજું તો મારૂઆડિ પ્રસિદ્ધ. ૪૫૫
સોમવિજય વાચકપ્રભુ ભણી જેહની ગચ્છમાં શોભા ઘણી;
ત્રીજું નંદિવિજય ઉવઝાય લિખિત પઠાવિઉં સહૂ મનિ ભાય. ૪૫૬
ચોમાસું ઉતરીઉં જસ્યઇ સાગર તિહાંથી ચાલ્યા તિસ્યઇ;
10 એહવે શ્રીવિજયસેનસૂરિંદ ગુજરાતિં આવઇ આનંદ. ૪૫૭
આચારજિ વાચક મુનિ ઘણા સાહામા જઈ તે કરઇ વંદણા;
નેમિસાગર વાચક એમ ભણઇ દર્શન તુમ અમ ઘણું અવગણઇ.૪૫૮
ઇત્યાદિક કથન બહૂ કહ્યાં તે શ્રીગુરિં મનમાંહિં વહ્યાં;
આવઇ રાજનગરિ તે સહૂ સૂરતિનો સંઘ આવ્યો બહુ. ૪૫૯
15 એહવઇ દર્શન વંદઇ ગુરૂ ભાય હઇયિડઇ આણી અતિ ઉચ્છાય;
સહૂ જાણઇ ગુરૂ કરસ્યઇ રીસ પણિ ગુરૂદૃષ્ટિ તે અમૃત સરીસ. ૪૬૦
ઉસમાપુરમાંહિં તે કહઇ સાગર હઈયિડઇ દ્રોહ બહુ વહઇ;
આચારજિ પંડિત ધનવિજય સાગરની પષિ પૂરી ભજઇ. ૪૬૧
વિજય ઘણા વાંછઇ એતલું દર્શનવિજયનઈં થાયો ભલું;
20 મેલી મુનિ સભા ગુરૂરાય બિહૂયનઇં તેડઇ મનિ ભાય. ૪૬૨
પૂછઇ શ્રીગુરૂ કહુ સિઉં થયું કેણુઇ કારણિ બોલ્યા સામહિયું;
વીનવઇ દર્શન કારણ તેહ કહનારનઇં પૂછીજઇ એહ. ૪૬૩
તસ પૂછિઉં તો તે એમ કહઇ એણઇ ગુરૂ ગાલિ કહી તે દહઇ;
કહઇ દર્શન કો છઇ સાષીઓ સાગરિ વુહુરો કાહા નો ભાષીઓ.૪૬૪
25 ગુરૂ કહઇ તેડો તે વાણીઓ તેણે તે તેડી આણીઓ;
તે કહઇ મિં કાંઈ નવિ સુણિઉં એણઇ કોઈ નહી અવગણિઉં. ૪૬૫
સાગર જૂઠ લવઇ અસરાલ ગુરિં પોટા તે લહ્યા રીસાલ;
એમ અનેક બોલિં નહી ષરા ગુરિ જૂઠા જાણ્યા સાગરા. ૪૬૬

તવ દર્શન કાગલ એક દીઇ તે ગુરૂ હાથિ ધરી વાંચીઇ;
અસમંજસ તેમાંહિં લષિઉં લષતાં જાણ્યું કાંઇઇ ભણ્યું. ૪૬૭
તે માંહિલા કહું કે બોલ સાંભલતાં ટલસ્યઇ દંદોલ;
સમકિતીઇ નિજ સમકિત ભણી ચર્ચા અમસ્યું કીધી ઘણી. ૪૬૮
5 નિજ સમકિત થાપઇ બહુ ભાતિ શ્રાવકનઇ સીષવઇ દિનરાતિ;
નાન સંજ્ઞાનું ઉપર ઘણું તેણુઇ કરી નવિ ચાલઇ અમ્હતણું. ૪૬૯
તવ મિં ચિંત્યો એહ ઉપાય એહના મીલતા જો વસિ થાય;
તો નિજ સમકિત આપું સહી સમકિતનું મત ચાલઇ નહી. ૪૭૦
સમકિત મતિં જે શ્રાવક હતા આપણું સમકિત નવિ માનતા;
10 નિજ સમકિત આપેવા ભણી લટપટ મિં તેહનઇ ઘણી. ૪૭૧
તવ તે ઉપાસક આવ્યા ઠામિ નિજ સમકિત મિં દીધું તામ;
ભિન્ન પરૂપઇ એ આપથી નવિ બીહઇ એ સંતાપથી. ૪૭૨
એહનઇં ગુરૂ નામિં બહુ બલા ઘણા શ્રાવક કીધા દોદલા;
કાઢિઓ પણિ નવિ જાય એહ માગ પયસાર સવિ જાણઇ તેહ. ૪૭૩
15 શ્રાવક પાઠ કરી નવિ સકઇ એ જાણઇ તો સંઘમાં બકઇ;
તે માટિં એ મોટું સાલ આપણું નવિ ચાલઇ એક વાલ. ૪૭૪
ગચ્છ નાયકઇં જઇ એક વાર સીષામણ દેસિઉં દુષકાર;
એહવા બોલ ઘણા તે અછઇ વીનવઇ દર્શન વાંચ્યા પછઇ. ૪૭૫
સિદ્ધાંતિં સમકિતના ભેદ પંચ કહ્યા તે ન કરૂં છેદ;
20 નિજ સમકિત પોકારઇ એહ પૂછીજઇ ગુરૂ સાહિબ તેહ. ૪૭૬
એક ગચ્છમાં જો સમકિત દોય શાષા સંઘાડઇ જો હોય;
એહ વિચાર મિ સમઝ્યો નહી પૂજ્ય કહો જિમ સમઝું સહી. ૪૭૭
હસી કરી સૂરીસર ભણઇ એણઇ વચનિં આગમ અવગણઇ;
દર્શનનઇં વલી પૂછે હસી સમકિત સંજ્ઞા કહો તે કસી. ૪૭૮
25 અવધારો પૂજ્ય એહ વિચાર સમકિત કહેતાં દર્શન સાર;
દર્શન તે માહરૂં અભિધાન સંજ્ઞાંતરનું એહ નિદાન. ૪૭૯
તુમ આણા આરાધું સહી ભાષા ચુકી ન બોલું વહી;
કાગલમાં મુઝ કીધી ભગતિ તેણઇ કારણિ હું પુછું યુગતિ. ૪૮૦

ભગવનજી સમકિત એહનું પૂછો તે કેહવઉં તેહનું;
તુમ આણા વિણુ જે ઉપદેસ કહણુ વલી તુમચઇ આદેસિ. ૪૮૧
બિહુમાં ભિન્ન કુહુ તે કુંણુ ગચ્છ એકમાં કુહુ એ સિઉં હુંણુ;
જો એણઇ નિજ સમકિત દીદ્ધ તો ગચ્છભેદ એ કરઇ પ્રસિદ્ધ. ૪૮૨
5 ભિન્ન ભિન્ન એ દીઇ ઉપદેસ પૂછો તે કુંણુ કારણુ વિસેસ;
વિજયસેનસૂરિ પૂછઇ અસ્યું ભગતિસાગર એ લિખિઉં કસ્યું. ૪૮૩
નવિ બોલાય તેણઇ આપ પ્રકટિઉં પેલા ભવનું પાપ;
નવિ જવાપ તિહાં એકઇ થયો સાગરનો મહિમા બહુ ગયો. ૪૮૪
ઓંષા થઈ ઊઠ્યા તેણીવાર દર્શન સાબાસી થઈ સાર;
10 દર્શન વંદઇ નિજ ગુરૂ પાય બોલ ઊપરિ થયો તુહ્મ પસાય. ૪૮૫
તતષિણિ નાનજી દોસી ઉદાર ગુરૂપદ પંકજ વંદઇ અપાર;
કચપચનું તે કારણુ સુણી નાનજી વીનતી કરઇ બહુગુણી. ૪૮૬
સાગરસ્યું એકલડો સીહ દર્શન ચર્ચા કરઇ અબીહ;
હીરગુરૂ વચને એહનઇ રંગ વલી અમ સાહાજિં હૂઓ અભંગ.૪૮૭
15 સાગર વચને જો કસ્યું કહો સાચું જુઠું મનમાં વહો;
તો અમ કુટંબની જાણો ટેવ દર્શન સાધુની કરસ્યું સેવ. ૪૮૮
એહવું વચન સુણી ગુરૂરાજ કહઇ અવિચાર્યું ન કરૂં કાજ;
દર્શનના ગુણ જાણું અહ્મે વલી વષાણ્યા ગુણ બહુ તુહ્મે. ૪૮૯
નહી અવગુણ એહમાંહિં કસ્યો નાંનજી તુમ કહણિં મનિ વસ્યો;
20 સૂરતિમાં અધિકારી વિશેષ તુમનઇ નવિ દુહવીજઇ રેષ. ૪૯૦
તવ નાનજી વંદઇ ગુરૂપાય ગુરૂ દિલાસાઇ નિજ થાનકિ જાય;
એમ વિવાદ દિવસ ત્રિણિ લગઇં સાગર જણુ જણુ આગલિ રગઇ.૪૯૧
આચારજિ પાસઇં જઇ કહઇ એ તો અહ્મનઇં ગાઢો દહઇ;
તુમે સાહિબ અહ્મે સેવ્યા આમ એણઇ અવસરિ અહ્મ રાષો મામ. ૪૯૨
25 કુહુ ભગવનનઈં અહ્મારઇ લીઇ દર્શનનઈં સીષામણ દીઇ;
તવ આચારજિ આવ્યા એકાંત કહઇ નેમિસાગર છઇ માંહંત. ૪૯૩
એણીવાતિં થાઈ દલગીર દિઓ દિલાસા તો રહઇ હીર;
દર્શનનઈં સીષામણ દીઓ ગુરૂ કહઇ વાંક સ્યો તેણઇ કીઓ. ૪૯૪

વાંક વિના મિં કાંઇ ન કહાય ન્યાય જોતાં સાગર અન્યાય;
તો આચારજિ વલી વીનવઇ મિચ્છાદુકડ દેવારો હવઇ. ૪૯૫
ગુરૂ આચારજિ ચિત રાખવા તેઆ સહૂયનઇ સાખવા;
પભણઇ વિજયસેનસૂરિરાય કહણિ અમારઇ જો મનિ ભાય. ૪૯૬
5 દર્શન વાંક નહી લવલેસ મિચ્છાદુકડ ઘો અહ્ય ઉપદેસ;
સુણી ગુરૂવાણિ દર્શન વીનવઇ તુમ કહણિં સવિ કરસ્યું હવઇ. ૪૯૭
પણિ એક વાંક કરો જે સરઇં મિચ્છાદુકડ તે ઉચ્ચરઇ;
ગુરૂ કહઇ વાંક કસ્યો હું કહું ઉંટ દેહ સરલું સ્યું લહું. ૪૯૮
પોસ્તી જિમ મિલીઆ છ સાત માહોમાંહિં ચલાવઇ વાત;
10 એક કહઇ જલિ લાગઇ આગિ તો મછલી કાંહા જાઇ ભાગિ. ૪૯૯
કહઇ એક તો તે જાઇ આકાસિ ઓહોલાણઇ આવઇ જલપાસિ;
સાચ કહઇ એક હોવઇ એમ વાત સુણો તે ઊપરિ તેમ. ૫૦૦
થલમિં આગિ લગઇ જળ જડઇ તબ ભયસાં ઝાડું જઈ ચડઇ;
એહવાતમાં કુહુ કસ્યું અડઇ બીજા પણિ તરૂઅરિ જઈ ચડઇ. ૫૦૧
15 જિમ એ સાચી વાત ન સવે તિમ સાગર શુધિ નહી બોલવે;
એહવાત મુનિવરસઇ અડી સુણતાં સાગર સીસક ચઢી. ૫૦૨
સુણી ગુરૂ વાચ દર્શન બોલીઓ જો ભગવન તુહ્મે આસિજ દીઓ;
તો હીર જેસિંગનાં વયણ વિરૂદ્ધ બોલાયું હોવઇ જે અસુદ્ધ.૫૦૩
તેહનો મિચ્છાદુકડ હયો ગુરૂ રલીયાયતિ એ મિં ભયો;
20 સાગર લાજ થઈ તિહાં હીણ એકઇ પાસઇ બઇઠા દીન. ૫૦૪
એહવઇ સંઘ પંભાયતિતણો ગુરૂ વંદેવા આવ્યો ઘણો;
વંદી પૂજી શ્રીગુરૂ પાય સુણઇ ઉપદેસ મનિ હરખ ન માય. ૫૦૫
સંઘવી સોમકરણ શ્રીવંત સંઘનાયક પૂછઇ ધરી,પંતિ;
બાર બોલ શ્રીગુરૂહીરના તુમ મુખિ સુણવા છઇ ભાવના. ૫૦૬
25 શ્રીગુરૂ શ્રીમુખિ વાંચઇ બોલ સુણી શ્રાવક કહઇ કાં નહી તોલ;
સાગર અરથ એમ નવિ કહઇ તે વિપરીતપણું કાં લહઇ. ૫૦૭
ગુરૂ કહઇ આજ પછી બીજો કહઇ તો સાગર સીખામણ લહઇ;
વલી ગંધારિથી આવ્યો લેખ સાગર વાંક ઘણો એ રેખ. ૫૦૮

ગુરૂ કહઈં કાં માંડો દંદોલ મરયાદાંઈ રહો નિટોલ;
એમ કહી મોકલીઆ હલ્લારિ ગુરિં સાગરથી મન ઉતારિ. ૫૦૯
રાજનગરમાં રહઇ ચોમાસિ સંઘ વીનતી કરઇ એક ષાસ;
મરૂસ્થલીથી વાચક રાય તેડો સોમવિજય ઉવઝાય. ૫૧૦
5 તો ગુરૂ તેડાવઇ અવિલંબ જે ગુરૂહીરતણું પ્રતિબિંબ;
આવ્યા આદરિ ગુરૂ બહુ માન જે ગુરૂહીરતણા સુપ્રધાન. ૫૧૧
ગુરૂ પાસઇં છઇ શ્રીવિજયદેવ વાચક સોમવિજય કરઇ સેવ;
અહમદપુરિ આવઇ ચોમાસિ નંદિવિજયવાચક ગુરૂ પાસિ. ૫૧૨
એહવઇ શ્રીગુરૂના ભાણેજ ધીરકમલ સાગરસિઉં હેજ;
10 તેણઇ ચતુરાઈસિઉં લેખ સાગરનઈ લિખીઓ સુવિશેષ. ૫૧૩
તે માંહિં વાચક અવતંસ સોમવિજય ઉપરિ તસ ડંસ;
તેણઇ લેખમાં કીધી આલિ સોમવિજયનઈ લિષી બહુ ગાલિ. ૫૧૪
કાગલ તે ગુરૂ હાથે ચઢ્યો તવ તે માંડલિ બાહિરિ પઢ્યો;
એહવઈ કો મુનિ પુસ્તક એક સોમવિજય કરિ આપઇ છેક. ૫૧૫
15 વાંચી પૂછઇ વાચકરાય એ પુસ્તક આવ્યું કુણ ઠાય;
તો મુનિ પભણઇ સુણયો દેવ તે કારણ હું કહું સ ષેવ. ૫૧૬
ષંભાયતિ જવ બાદર સોર સાત દિવસ લૂટાણું જોર;
તતષિણિ પુસ્તક સંગ્રહ કીધ ઘણે માહતમે બહુપરિ લીધ. ૫૧૭
તે માંહિં ધરમી એકનઇ વડપણ આવિઉં ઘણું તે કન્હઈં;
20 અંત્યસમઇ જાણી કહઇ અસ્યું અણુસણ કરવાનઈં મન ધસ્યું.૫૧૮
તેડાવઇ તે તપાના યતી ગચ્છનાયકનઈં કરઇ વીનતી;
જેસિંગિં મુઝ દીધ આદેસ આરાધના તસ દીઓ ઉપદેસ. ૫૧૯
પ્રત્યાખ્યાન કરાવ્યું સહૂ તવ તેણઇ આગ્ર કરી બહુ;
પોથી એક છઇ પુસ્તકતણી વાંચતાં બુદ્ધિ ઊપજઇ ઘણી. ૫૨૦
25 મિં પૂછિઉં એ સ્યાની અછઇ તો તે બોલ્યો પૂછયા પછઇ;
નામ ન જાણું પણિ તુમ્હેલીઓ ભણો ભણાવો એ લાભ દીઓ.૫૨૧
લીધા પૂઠિ કરિ ધરી આજ લેઈ પુસ્તિકા સારો કાજ;
તવ મિં કહિઉં ઠામિ રહસ્યઇ મન્ન તે બોલ્યો હાજી હું ધન્ન.૫૨૨

તવ મિં પુસ્તક લેઇ વાંચીઉં સાગરનું જાણી સંચીઉં;
પ્રગટ ન કીધું તેણી વાર તુમ દૂર પણું હઇઇં વિચારિ.   ૫૨૩
તુમે સહૂય મિલીઆ ગુરૂરાજ અવસર જાણી આપિઉં આજ;
તો વાચક એક અવસર જોઇ ગુરૂનઇં વાત સુણાવઇ સોઇ.   ૫૨૪
5 ગ્રંથ એક હાથિ લાગો છઇ નવો સાંભલવા સરિખો તેહવો;
ગુરૂ કહઇ વારૂ વાચક ભણઇ સમુદાય સહૂઇ તેડો સુણઇ.   ૫૨૫
તો શ્રીવિજયદેવ અનુંચાન વાયકા સોમવિજય સુપ્રધાન;
નંદિવિજયવાચક આવીઆ લાભવિજય પંડિત ભાવિઆ.   ૫૨૬
તેડ્યા રામવિજય બુધ બિહુ ચારિત્રવિજય વિહૂય તે કહું;
10 કીરતિવિજય બુધ ગુરૂના વજીર સહૂય વયકા હઇયડઇ ધીર. ૫૨૭
ગુરૂ આદેસિં વાંચઇ એક લાભવિજયપંડિત સુવિવેક;
ગુરૂ આદિ ચિત દેઈ સહૂ સુણઇ સુણત સુણત જેસિંગજી ભણઇ.૫૨૮
એ દીસઇ વિપરીત વૃત્તાંત એણઇ ઉથાપ્યો બહુ સિદ્ધાંત;
મિચ્છાદુક્કડ દીધા બોલ પાંચ તે ઉથાપ્યા નહી ષલષાંચ.   ૫૨૯
15 વલી ઉથાપ્યા એણઇ બોલ બાર ગુરૂનો ભય નાણ્યો એ લગાર;
વલી શ્રીવિજયદાનસૂરિરાય તેહનઇં મિથ્યાતી કહવાય.   ૫૩૦
જગ ગુરૂ હીર જે જિન સમ લહિઓ તેહનઇં અનંત સંસારી કહિઓ;
વલી અજ્ઞાની કહ્યા કે સૂરિ પૂરવસૂરિ ઉથાપ્યા ભૂરિ.   ૫૩૧
એમ અનેક હેલ્યા અનુંચાન એ તો હાલાહલ વિષપાન;
20 કહઇ જેસિંગ જલિ બોલો એહ મ કરો વિલંબ કરો તુમે તેહ.૫૩૨
સુણી હરાણુ થયા પંડિતા પાપીઇં આ દીધી ષતા;
સંવત નામ નહી તે કસ્યું જીરણ જણાવાનું મન વસ્યું.   ૫૩૩
એણઇ કીધો જિણ આણાભંગ એહનો હવઇ નવિ કરવો સંગ;
શ્રીગુરૂ આપ મુખિં કહઇ અસ્યું જેહવું હઇયડઇ હતું તસ્યું.૫૩૪
25 સુણો વાચક એક મનની વાત માહારા મનનો એ અવદાત;
હું જાણું એ છઇ માહંત એહનું ભુંડું કહઇ નહી સંત.   ૫૩૫
સોમવિજયસરિખા ગુણવંત એહના અવગુણ કાં કહઇ સંત;
એહવી બુદ્ધિ જે મિં મનિ વહી તેહનો મિચ્છાદુક્કડ સહી. ૫૩૬

એ પાપી પોટા નહી શંક એણુઇ ધરમ કરિઓ ઘણું ભંગ;
એહનઉં કપટ મિં નવિ લહિઉં એહવું સકૂપ આગલિ કહિઉં. ૫૩૭
સંઘ સાખિ એ ગ્રંથ બોલીઇ વાંચઇ તે બાહિરિ તોલીઇ;
તવ અનુંચાન વિજયદેવસૂરિ સાગરપખિ તાણુઇ તે ભૂરિ. ૫૩૮
5 કહઇ અનુચાન સાગર વિખ્યાત તેહનઇ પૂછી કરયો વાત;
ગુરૂ કહઇ તેહનઇં સિઉં પૂછીઇ જેણુઇ આપણો ગુરૂ દૂષીઇ. ૫૩૯
તોહઇ તેહ ન મુંકઇ હઠ્ઠ તો વાચકિ રાખ્યો તે પરઠ્ઠ;
તેણુઇ વાત જણાવી હલારિ વેગિ આવો ગુજર મઝારિ. ૫૪૦
અહમ્મદપુર કરી ચોમાસ અમદાવાદિ પૂરઇ સંઘ આસ;.
10 મૂલા સેઠનઇં ઉપાસિરઇ શ્રીગુરૂ આસકલપ તિહાં કરઇ. ૫૪૧
આવ્યા મેઘવિજય ઉવઝાય બીજા આવ્યા બહુ મુનિરાય;
ભણુઇ ભણાવઇ એક ચીંતવઇ એક નવ નવાં કવિત તે કરઇ. ૫૪૨
ધ્યાન ધરઇ એક કાઉસ્સગ્ગિ રહ્યા એક આતપના ઉપસર્ગ સહ્યા;
એક ચિંતામણિ કરઇ અનુમાન વાદિં એક બોલઇ સુપ્રમાણ.૫૪૩
15 ધરમકથા કે મુનિ વાચંત કે મુનિ બયઠા ગણુઇ સિદ્ધાંત;
કે કાજા શુદ્ધિં ઉદ્ધરઇ કે મુનિ વડાં વીઆવચ્ચ કરઇ. ૫૪૪
એમ અનેક સાધઇ મુનિવરા સંયમ યોગ સવે હિતકરા;
એહવઇ સાહ સૂરા સંઘાતિ નેમિસાગરવાચક આયાતિ. ૫૪૫
આવી વંદઇ શ્રીગુરૂપાય તસ ઉતરવા દીધો ઠાય;
20 પાસઇં શાંતિદાસનઇં ઘરે ભગતિસાગર પંડિત ગુણિ ધરે. ૫૪૬
તેણુઇ મંડ્યો એક દંભ ઉપાય જેણુઇ લોક પોતાનો થાય;
ભગતિસાગર પોતઇ પાંગરઇ મોટે મોટે ઘરિ તે ફિરઇ. ૫૪૭
લોક મનમાં ઘાલઇ વાસના તેણુઇ સહૂ આવઇ આસના;
લોક વયરાગ દેખાડઇ ઘણો પણિ કો ન લહઇ દંભ તેહ તણો. ૫૪૮

25 उक्तं च

धूता होइ सुलप्यणा असई होइ सुलज्ज ।
पारां पाणी निरमलां वहुफलां अकज्ज ॥५४९॥

## દુહા.

દંભ દેષાડઇ અતિ ઘણો વિનય વચન બહુ માનિ;
આચારજિસિઉં બહુ મિલઇ લાગઇ તેહનઇં કાનિ. ૫૫૦
એણુઇ અવસરિ એક અભિનવી વાત હવી સુણો તેહ;
દેવસાગરિ કાગલ લખ્યો હાથે લાગો તેહ. ૫૫૧
5 નેમિસાગરનઇં વીનતી લષી ભગતિ બહુ ભાતિ;
અહી દુસમન મિલીઆ સવે તેહ કરઇ તુમ તાતિ. ૫૫૨
તે દુસમનિ હાલાહલ દીધું વિષ ગુરૂઅંગિ;
તેહવઇ પૂરણુ પરિગમિઉં બીજો ન ગમઇ સંગિ. ૫૫૩
જો પ્રભુ કબહીક તુમ સમો ગારૂડી આવઇ વેગિ;
10 તો તે વિષ ઉતારવઇ દુસમન લાગઇ નેગિ. ૫૫૪
નહીંતરિ ધણી વંઠો અછઇ કહસ્યો ન જણાવિઉં તેહ;
કરયો હાથિ ઉપાસકા થોભ દીઇ જિમ કેહ. ૫૫૫
ઇહાં તન્મય સહૂઇ થયું તુમ્હ તણો નહી કોઇ;
શ્રીપાલ શાંતિદાસ સાહ સહી આપણડા હોઇ. ૫૫૬
15 નવાનગરનો સેઠીઓ હાથિ આવઇ તો ભલું;
જિમ ઠામ-હોઇ થોભણુ તણો હું અહી છઉં એકલું. ૫૫૭
પણિ સુઝ રહવા નવિ દીઇ નવિ થાય કો ઉપાય;
તાલપુટ વિષ ઉતારવા તુમ્હે આવો ઉવઝાય. ૫૫૮
એ નિસુણી સુઝ વીનતી જો રહસ્યો તેણુઇ ઠાય;
20 વાત વિગડસ્યઇ તો સવે પછઇ નહી ચાલઇ ઉપાય. ૫૫૯
અસમંજસ પણુ એ ઘણાં વચન લખ્યાં તે માંહિ;
સહૂ તેડ્યા સંભલાવવા તેડ્યા સાગર તિહાંઇ. ૫૬૦

॥ ઢાલ ॥

રાગ ગોડી, મારૂ.

25 દેસી, ચંદરાસ માહિલા અથવા બંભણવાડિના તવન સમરવિની દેસી.
વાંચ્યો લેખ સહૂ સુણઇ મનિ ધરઇ અંદોહ,
હાહા એણુઇ સિઉં શિષ્યું કીધો ગુરૂસિઉં દ્રોહ;

ગુરૂનઇં એહ વચન લિખિઉં કસિઉં એહનઇં દીજઇ,
દંડ કસ્યો કુહુ એહનઇં કેણી પરિ દીજઇ. ૫૬૧
તતખિણુ આચારજિ ભણુઇ દસ આંબિલ દેવાં,
તવ ફિરી સવિ પરિવાર સાર કહઇ આંબિલ કેહવાં;
5 ગુરૂ ગાલિ ગચ્છ ભેદ કાજિ વાચક સવિ હેલ્યા,
તેહનઇં દસ આંબિલ દેઈ કસ્યું માંહિં ભેલ્યા. ૫૬૨
તો આચારજિ મન વિના કહઇ બાહિરિ કાઢો,
સહૂ કહઇ એહ પ્રમાણુ વાણિ નવિ કરેવો ટાઢો;
શનિવારિ તે કાઢીઓ નિજ ગચ્છથી દૂર્યં,
10 ચઉવિહ સંઘમાંહિં પછઇ તે દીધો હજૂર્યં. ૫૬૩
એક દિન શ્રીવિજયસેનસૂરિ મુનિ મંડલી મેલી,
કહઇ આ ગ્રંથ નવો અછઇ સૂરી આગમ હેલી;
તે માટિં જલિ બોલીઇ સહૂનઇં પૂછીજઇ,
ચઉવિહ સંઘતણીય સાખિ કુહુ તો એમ કીજઇ. ૫૬૪
15 નિસુણી વયણ નેમિસાગરૂ કહઇ ગ્રંથ તે કેહો,
આપો તો વાંચી જોઉં ગુરિં દીધો સીહો;
સોમવિજય ઉવઝાય પાસિ છઇ ગુરૂ કહઇ લીઓ,
તે જઈ વાચક વીનવઇ અહ્મ વાચન દીઓ. ૫૬૫
તવ તે ગ્રંથ છત્રીસ પત્ર કાઢીનઇં આપ્યાં,
20 સો કહઇ પરિપૂરણ દીઓ પણિ તેણઇ નાપ્યાં;
તવ તે લેઈ નિજ થાનકિં વાંચીનઇ જોયુ,
દીધો તે ધર્મસાગરિં દેખીનઇં રોયુ. ૫૬૬
હવઇ જો એ હું હા ભણું એ ગ્રંથ બોલાય,
તો મુઝ ગુરૂનાં વયણડાં એહ વિચ્છેદિ જાય;
25 તો અનુંચાન કન્હઇં જઈ પૂછઇ કસિઉં કીજઇ,
કઇ એથી અલગો રહું કઇ બોલણિ દીજઇ. ૫૬૭
બુદ્ધિ કહઇ અનુચાન તાન એહવું ઉપાઈ,
મ કરીસિ ચિંતા તું કસી હું થાઇસિ સખાઈ;

ગુરૂનઈ વડપણુ વરસ એક ણિ જીવિત હોસ્યઇ,
પછઇ તુહ્મ પરૂપણા કરસ્યું તે જોસ્યઇ. ૫૬૮
એહવું આમંત્રણ તે કરી નિજ થાનકિ.જાય,
ઠાણું અઢાર તે સાગરા એક ચિત્તિં થાઇ;
5 કરીય સજાઈ તે પાંગરી એક દિવસિં વષાણુ,
બાઇઠઇ જઈ તેંસભામાંહિં કરઇ અતિહિં ભંગાણ. ૫૬૯
વાંદી ગ્રંથની પુસ્તિકા ગુરૂ પોલઇ ઠાવઇ,
કહઇ ગ્રંથ એ અહ્મ ગુરિં કીધો મનિ ભાવઇ;
હવંઇ હોઇ જો આગના એ ગ્રંથ વંચાય,
10 જગ પ્રસિદ્ધ એ કીજીઇ તો વારૂ થાય. ૫૭૦
ગુરૂ કહઇ એ પોટો અછઇ નહી સમય પ્રસિદ્ધો,
ગુરૂગાલી એહમાં લપી અસમંજસ કીધો;
કહઇ ગુરૂ શાસ્ત્રવિરૂદ્ધ એ તે કિમ વંચાય,
કહઇ એકાંત સાચો અછઇ કિમ પોટો થાઇ. ૫૭૧
15 એહવો કુંણુ અધિકો અછય જેહ કરસ્યઇ પોટો,
જે પૂછઇ એહ માંહિલું દેઉં ઉત્તર મોટો;
એમ કહી તે ઊઠ્યા સવે કહઇ ઓટો નઇ રોટો,
જિહાં મિલસ્યઇ તિહાં લેયસિઉં જો તુહ્મ દેસોટો. ૫૭૨
તતષિણિ શ્રીવિજયદેવસૂરિ સાગર કર સાહી,
20 તાણી બયસાયા સવે તુમ હુસમન જાહી;
એહવઇ શ્રાવક શ્રાવિકા માહિ ઓહોસિ મચાણી,
એક ઊઠી સાગરપપિં બોલઇ બોલજ તાણી. ૫૭૩
અવસર ઓલષી શ્રીગુરૂ ષિણુ મુંકી પધાર્યા,
જે કરઇ તે થોડું અછઇ જો મિં એ વધાર્યા;
25 તો બોલઇ નેમિસાગરૂ દીવાણુ હજૂર,
ગ્રંથ સાચો કરસ્યું અહ્મે બલ ધરી મહમૂર. ૫૭૪
તેહ વયણુ સુણી સવે શ્રાવક વિનઇવંત,
ચ્યાર ગીતારથ અતિ ભલા બઇસઇ શ્રુતવંત;

સોધી ગ્રંથ વચાવીઇ શ્રીગુરૂ કહઇ વારૂ,
સુઝ બાઇઠાઇ તે પંડિતા સોધો ઉદારૂ. ૫૭૫
વાચક સોમવિજય ભલો બુધ લાભવિજય એહ,
બીજા બે જે સાગર કહઇ તેડીજઇ તેહ;
5 સંઘ કહઇ ભલું એહ સહી શ્રીગુરૂ આદેસઇ,
ધરમમારગ હોઇ તિમ કહઇ નવિ કુહુનઈં રેસઇ. ૫૭૬
સાગરનઇ કહી એહ વાત પણિ તે નવિ માનઇ,
કહઇ આચારજિ બઇસસ્યઇ સ્યાર અહ્મ મન માનિં;
તો ગુરૂ કહઇ એમ હોય નહી નહી જોરનું કામ,
10 આપણઇ વીરપરંપરા હીરવયણિં મામ. ૫૭૭
શ્રાવકમાહિં શ્રાવક બહુ કરઇ વાદવિવાદ,
એક એક થાપ ઉથાપવઈં વાધ્યો ઉનમાદ;
કો કહઇ ગુરૂ માઠઉં કરઇ એ માંહત વિરોધઇ,
સાગર કહઇ તે તિમ કરી કાં ગ્રંથ ન સોધઇ. ૫૭૮
15 એક કહઇ પોટા સદા એ સાગર સઘલા,
ત્રિણિ પાટ એહનઇ થયા કલિ કરતાં સબલા;
એમ દિન હોઇ બહુ વિરોધ સુહિં છૂટા બોલઇ,
લહુડા વડા નવિ ટોપવઇ ન ગણઇ તૃણ તોલઇ. ૫૭૯
ગોચરીઇ સવિ મુનિવરા એહવો સચ દેખી,
20 વીનવઇ શ્રીગુરૂરાયનઈં કાં મુકો ઉવેખી;
કરો એક વાત હવઇ તુહ્મે જિમ ધરમ ન જાય,
કહઇ તે એક સાચુ કરો જન મુખિ ન બોલાય. ૫૮૦
કહઇ જો એ માનઇ નહી માહરઇ ગુરૂસિઉં કામ,
નિજ ગુરૂ પાટ પરંપરા રાખઇ મન ઠામ;
25 એમ જાણી શ્રીવિજયસેનસૂરી કહઇ ગ્રંથ,
પાણી આણી બોલીઇ એ વિપરીત પંથ. ૫૮૧
તવ આચારજિ કહઇ અસ્યુ બોલો જો એહ,
તો જાણો કુસલી નહી અનુંચાન સ તેહ;

સાગર કહઇ ગ્રંથ સાથિ એહ માથાં બંધાણું,
જો બોલો તો એ સહી મરઇ કરી માથાં કાણું. ૫૮૨
એહ ઉપદ્રવ સાંભલી ગુરૂવાચક પૂછઇ,
કહઇ સોમવિજય ઉવઝાયરાય એહનું સહલું છઇ;
5 જો હવઇ શ્રીવિજયદેવસૂરિ ચિતિ નાવઇ એહવું,
તો જિમ તાસ સંતોષ હોઇ તુમ્હે કરવું તેહવું. ૫૮૩
ગ્રંથ કરી અપ્રમાણ એહ ને પટો એક લષવો,
મતાં કરાવી તેહમાંહિં નિજ પાસઇ રષવો;
ગુરૂચિતિ વાત સુધા સમી સુણી અતિહિં સોહાણી,
10 મષિ ભાજન કાગલ દેઈ વર લેષણિ આણી. ૫૮૪
લષઇ પટો શ્રીગચ્છપતિ વિજયસેન સૂરિંદ,
શ્રીસંયુત હીરવિજયસૂરિ પ્રણમી આણંદ;
સંવત સોલ એકોતરિઇ વરસિં વૈશાષ,
માસ અજૂઆલી નિર્મલી ત્રીજ દિવસિં એ ભાષ. ૫૮૫
15 રાજનગરિ શ્રીવિજયસેન સૂરીસર લેષઇ,
સકલ સાધુનઇં સાધવી શ્રાવક શ્રાવિકા સુલેષઇ;
યોગ્યં ચઉવિહ સંઘ એહ અપરં ગચ્છ ધોરી,
હીરવિજયસૂરિં બાર બોલ કહ્યા ગુણવંત જોરી. ૫૮૬
જે જિમ તે તેણી પરિં કરવા સુપ્રમાણ,
20 પણિ તેહ બોલજ આસિરી કો જાણ અજાણ;
નવો અરથ કરીનઇં કુણિ પરૂપણા નવિ કરવી,
ગચ્છ વિરૂદ્ધ પરૂપણા નવી કલપી ન ધરવી. ૫૮૭
બોલ ॥ ૧ ॥
તથા વલી સર્વજ્ઞશતક ગ્રંથ સૂત્ર વૃત્તિમાંહિં,
25 શ્રીગુરૂહીરવિજયસૂરિં જે સાગર પાંહિં;
મિચ્છાદુક્કડ પાંચ બોલ દેવરાવ્યા જેહ,
તેહ ઉથાપી બોલ પાંચ કહ્યા વિપરીત તેહ. ૫૮૮
તે માટિં એ સર્વજ્ઞશતક ગ્રંથ છઇ અપ્રમાણિ,

એ ગ્રંથ કુણિં વાંચવો નહી ન લષાવવો જાણ;
જે કો વાંચઇ લષાવઇ એહ તેહનઇં વિધમાન,
ગચ્છ ઠબકો દીઇ તેહનઇં ગચ્છનાહ અમાન. ૫૮૯
તથા લષાવઇ વાંચાવઇ એહ શ્રાવક તો તેહનઈં,
5 દેવો સંઘ બાહિરિ તણો ઠબકો ગુરિં એહનઈં;
તથા વલી વ્યાખ્યાન વિધિ શતક સૂત્રવૃત્તિ,
ઔષ્ટ્રિકમતઊત્સૂત્રસૂત્ર દીપિકા તસ વૃત્તિ. ૫૯૦
વલી તેહનો બાલાવબોધ એ પ્રમુખ જે ગ્રંથ,
જે સઘલા સાગરિ કર્યા જેમાં વિપરીત પંથ;
10 તે સવિ ગચ્છનાયક તણી આણિં સોધ્યા વિણ,
કુણિં નવિ વાંચવા એહ ગ્રંથ પ્રવચનપરીખ્યા ભણિ. ૫૯૧
ગચ્છનાયકની સાખિસિઉં સોધ્યા વિણ ચોટા,
જે વાંચઇ તવ તેહનઇં ગચ્છ ઠબકા મોટા;
માનવી આણા સહૂ કુણિં જે કો નહી માનઇ,
15 ગચ્છનાયકિં રૂડી પરિં સીષ દેવી ન છાનઇ. ૫૯૨
લષીય પટો એ તેડીઆ વિજયદેવસૂરિંદ,
મતુંઅ કરો કહઇ શ્રીગુરૂ સુણતાં મુનિવૃંદ;
વિલંબ કરઇ અનુંચાન તાન નવિ મુંકઇ ડંસ,
તવ પભણઇ શ્રીવિજયસેનસૂરી અવતંસ. ૫૯૩
20 કાંઇ કરો તુમે કાણિ તાણિ મ કરો એણી વાતિં,
કઈ કઈ વાર કહિઉં અમ્હે તુમ્હનઇં એકાંતિં;
હવઇં જો સાગરમત તાણો તુમે તો વાર ન લાગઇ,
બીજો ગચ્છપતિ થાપતાં તુમ્હ કહણ ન માગઇ. ૫૯૪
તેણઇ વચને મનિ ચમકીઓ કરઇ મતું વિણ ચિત્તિં,
25 પછઇ વાચક સહૂ તણાં કર્યાં મતાં ગુરૂરીતિં;
ગચ્છવાસી પંડિત સવે મતાં તાસ કરાવી,
સીહવિમલ વીરસાગરૂ કીર્ત્તિકનક બોલાવી. ૫૯૫
કહઇ જાઓ સાગર પાંહિ એમાં મતુંઅ કરાવો,

ન કરઇ તો તે જે કહઇ તે સાંભલી આવો;
તવ તે ચ્યારઇ પંડિતા સાગરકઇં જાઈ,
મતુંઅ કરો પટા માંહિ તુહ્મે તવ ઊઠ્યા ધાઇ. ૫૯૬
તવ સમઝાવઇ પંડિતા અભિમાન ન કીજઇ,
5 જે ગચ્છનાયક આપણા તસ વયણુ માનીજઇ;
કહઇ સાગરસિઉં મતુંઅ કરી અહ્મે પોટા થાઉં,
નિજગુરૂ વયણુ તે છોડિ કરિ એ ગુરૂ કિમ ધ્યાઉં. ૫૯૭
જો એહમાંહિ મતું કરૂં તો અનંત સંસાર,
થાઇ તે માંટિ અહ્મે મતુંઅ ન કરૂં લગાર;
10 પોહુર લગઇં સમઝાવીઆ નવિ સમઝઇ તેહ;
તો તે ચ્યારઇ પંડિતા ગુરૂનઇં કહઇ એહ. ૫૯૮
કહણુ ન માનઇ એકસિઉં મતું ન કરઇ ટેક,
વાત સુણી જિમ ઊછલઇ વરસાલઇ ભેક;
નિસુણી શ્રીગુરૂ મુનિ સવે મંડલીઇં એમ,
15 પ્રીતિ સંતોષ મિલતા વસિ સમઝાવો કેમ. ૫૯૯
કહઇ પછઇ વાંક મ કાઢસ્યો વિચારી ન કીધું,
જોર કરિઉં કહવું નહી કહું ગચ્છ પ્રસિદ્ધું;
તવ તે વગવસિ મુનિવરા કહઇ અનેક,
પણિ તે ન માનઇ સાગરા નાણઇ હઇયિડઇ વિવેક. ૬૦૦
20 તો શ્રીગુરૂ સંઘનઇં કહઈ જઈ મતું મનાવો,
વિનય ધરમ જિન શાસનિ કરી સુખ ઉપાવો;
દોસી પનીઆ સાહ સિંઘજી કુંપા સાહજ સૂરા,
પારષિ જેઠા ભીમજી સાહ પેતા હજૂરા. ૬૦૧
સોની વિદ્યાધર રામજી સાહ કૂકા જીવા,
25 સાહ નાના નઇં સોમજી વિસા બદૂઆ સુખીવા;
વાઘજી સાહ પ્રમુખ ઘણો સંઘ મિલી તિહાં જાઇ,
વંદઇ વિનય કરી ઘણો વિનવઇ મનિ ભાય. ૬૦૨
શ્રીવિજયસેનસૂરી ગચ્છપતિ ગુરૂ હીરનઇં પાટિં,

તાસ વચન તુમ્હે માનવાં દૂહવો સ્યા માટિં;
શ્રીઠાણાંગ સિદ્ધાંત સૂત્ર વૃત્તિં એમ ભાષિઉં,
ત્રિહું પ્રકારે અવિનય મિથ્યાત હોઇ તે દાખિઉં. ૬૦૩
દેસ ત્યાગ અવિનય મિથ્યાત એ પહેલું નામ,
5 નિરાલંબતા અવિનયં બીજું અભિરામ;
પ્રેમ દ્વેષ નાના પ્રકાર અવિનય એ ત્રીજું,
ત્રિણિ મિથ્યાત ટાલો તુહ્મે જે તો અહ્મે ભીજું. ૬૦૪
જે પ્રભુ ગુરૂ ગાલી દઇ એ પહલું મિથ્યાત,
બીજું ગચ્છ કુટંબના આલંબન ઘાત;
10 ત્રીજું નાના પ્રેમ દ્વેષ આરાધ્ય વિરાધ્ય,
વિરાધ્ય તે આરાધ્ય એક હોઇ નવી સાધ્ય. ૬૦૫
એ ત્રિણિ મિથ્યાત તુમ કન્હઇં ગુરૂ લોપતાં લાગઇ,
શાસ્ત્ર ભણ્યાં તોહઇ તુમ તણી મતિ કાંઇં ન જાગઇ;
નિસુણી વાત વિખ્યાત તેહ ભક્તિસાગર ભાસઇ,
15 મિથ્યાત તો લાગઇ ઘરૂં મતું કરૂં અવરાંસઇ. ૬૦૬
એહ અહ્મારઇ કિહાં ગુરૂ ગુરૂ તે ધર્મસાગર,
તાસ વચન અહ્મે પાલવું સુણયો સહૂ નાગર;
સંઘ કહઇ એ કહણથી અજાણુ મિથ્યાત,
લાગઇ છઇ તુહ્મનઇં સહી કાં મુંકો ઘાત. ૬૦૭
20 સાગર કહઇ નવિ માનવું ગુરૂ કહઇ એ જેહ,
તો સંઘ તાસ ઉત્તર લહી ગુરૂનઇં કહઇ તેહ;
લોહપણું પત્થરપરિં તિમ લોહ વખાણો,
કઠિન પણઉં તિમ એહનું તુમે હઇયડઇ આણો. ૬૦૮
ઘણુંઅ કહેવું હવઇ કસ્યું તુહ્મ આણુ ન માનઇ,
25 તે ઉપરિ કરવું હવઇ જે તુમ મનિ ભાવઇ;
વલી શ્રીગુરૂ મારૂઆડિ સંઘ તેડીનઇં ભાસઇ,
તુમે જઈ સમજાવો હવઇ માનઇ જો વરાંસઇ. ૬૦૯

તે તિહાં જઈનિઈ વીનવઈ વાચક અવધારો,
કહણુ માનો તુમ્હે ગુરૂતણું કાં ક્રોધ વધારો;
તુમ્હ શાષાઈ જેહવા શ્રીવિદ્યાસાગર,
વિદ્યા વિનય વિવેક જ્ઞાન વયરાગના આગર. ૬૧૦.
5 તેણઇ નિજ શોભા કરી તપગચ્છ વધારિઓ,
તુમે વિપરીત પરૂપણા કરી કાં ભવ હાર્યો;
કાં ષંપણુ શાષાતણું થાઓ અણુહિ વિમાસિં,
એમ ગુરૂ વયણ ઉલંઘતાં કો નહી રહઇ પાસઇં. ૬૧૧
તે પણિ તેણઇ ના કહી કહઇ ગુરૂનઈ આવી,
10 કહઇ ગુરૂ બરહાનપુરતણો તિહાં સંઘ બોલાવી;
વારૂં થયું શેત્રુંજ તણી યાત્રા તુમે આવ્યા,
સાગરનઈ સમઝાવવા તુહ્મનઈ બોલાવ્યા. ૬૧૨
પછઇ કહસ્યો ઉતાવલા થયા ભગવન એ સ્યું,
તેહનઇ તુમે સમઝાવવા જાઓ મિલી તે સ્યું;
15 જીવરાજ સેઠ સંઘવી વલી વીરૂ વિમલદાસ,
ઠાકર સિંઘજી હાંસજી ઋષુજી વીરદાસ. ૬૧૩
બ્રહ્મચારીમાંહિં મુખ્ય ભાઈ જીવા મેઘા પાસ,
વીરજી પુંજ બા વીરજી ભીમા સુષવાસ;
ઠાકર લાલજી ઠાકર સિંભુજી રતન્ન,
20 ઉદયકરણ કલ્યાણદાસ સોની ભોજૂ ધન્ન. ૬૧૪
ઇત્યાદિક સંઘ સહૂ મિલી સાગર બોલાવઇ,
વાત કહઇ તસ તામ તેહ બોલઇ જિમ ભાવઇ;
તોહઇ પણિ વલી વલી કહઇ તુમે માનો સાચું,
શ્રીગુરૂ આણ વિણા જિહાં જાસ્યો તિહાં કાચું. ૬૧૫
25 ગચ્છપતિ આણ વિરાધતાં સંઘનઈ નવિ માનો,
તો નહી થાસ્યો આરાધક નહી વાધઇ વાનો;
એમ અનેક યુગતિં કરી સમઝાવ્યા નવિ જાય,
જિમ જિમ સંઘ ઘણું કહઇ તિમ તિમ વાંકા થાય. ૬૧૬

તો સંઘ આવી વીનવઇ ગચ્છપતિ અવધારો,
કહણુ ન માનઇ તુમતણું સીષ દીજઇ અપારો;
ગુરૂ કહઇ સીષ દેતાં રષે તુમે પાસું કરતા,
સંઘ કહઇ તુમ આણુ વિણા હીંડસ્યઇ એ ફિરતા. ૬૧૭
5 એહનઇં કોઈ સંગ્રહઇ નહી એ નિશ્ચય જાણો,
તુહ્મ આણુ વિણુ નહી નમઇં કોઇયિ મનિ આણો;
જેસિગજી મનિ ચીંતવઇ પરપંચ સ્યો કરવો,
એકાંતિ કહવરાવીઇ બહુ બુહુલો ધરવો. ૬૧૮
તેડ્યા ઠાકર લાલજી સંઘમાંહિ પ્રધાન,
10 કામનિપુણ જાણઇ સવે સઘલઇ સાવધાન;
કહઇ શ્રીગુરૂ સુણિ લાલજી તું માહરો ભગતો,
નિજ ગુરૂ વયણુ આરાધવા સાચો તું સગતો. ૬૧૯
સાધુ સંયમ મારગ સવે જાણઇ તું સાર,
સીષ સીષામણ સાવધાન સાધુ ભગવ અપાર;
15 તેણઇ કારણિ તું તિહાં જઈ તેહનઇં સમઝાવી,
કહેવું એમ તિ તેહનઇં એ મતિ કાં આવી. ૬૨૦
કહયો મિં તું પાલીઓ તુઝ લાજ વધારી,
વાચક પદ લેઈ કરી તિ કીધી ખ્વારી;
અજીય કસ્યું નવિ ગયું અછઇ કહેણુ કીજઇ ટાંક,
20 પ્રેમ ન રાખ્યો એમ પછઇ તુહ્મે કાઢસ્યો વાંક. ૬૨૧
બીજો વાંક કસ્યો હોઇ તો તે છવરાય,
હીરવયણુ ઊથાપતાં મિં તે ન ષમાય;
એહ વાત એકાંતિ જઈ કહયો જિમ સમઝઇ,
જો કબહી તસ મન વલઇ તો કટકટ બૂઝઇ. ૬૨૨
25 શ્રીગુરૂનાં એ અમીય સમાં વયણાં મનિ ધારી,
તિહાં જઇ વાંદઇ લાલજી ગછપતિ હિતકારી;
કહઇ વાચક નેમિસાગરૂ કિમ ઇહાં તુમે આવ્યા,
ગુરૂપાસું મુંકી કરી વલી અણબોલાવ્યા. ૬૨૩

તો કહઇ ઠાકર લાલજી વીનતી છઇ કામ,
તે જો મનિ તુમે આણસ્યો તો વાધસ્યઇ મામ;
સાગર કહઇ મતું વિના કહવું તે કહયો,
બીજાં કામ કહયો સવે એ જાણી રહયો. ૬૨૪
5 તો વલતું કહઇ લાલજી પૂજ્ય એમ ન કીજઇ,
વડા વડેરા તુહ્મ તણા તિહાં ચિત્ત ધરીજઇ;
પહેલાં પાટ બિહું લગઇ મિચ્છા દુક્કડ દીધાં,
ધરમસાગર ઉવઝાયનાં તેથી કારય સીધાં. ૬૨૫
કહઇ અહ્મગુરૂ અપંગ હતા તેણઇ કારણિ કીધાં,
10 અહ્મે ન કરૂં હવઇ તે પરિં નિજગુરૂ વયણજ પીધાં;
પૂજ્ય કહઇ સુણો લાલજી એમ તાણિ જો કીજઇ,
તો સંસાર છાંડી કરી સીદ્ધિ સંયમ લીજઇ. ૬૨૬
ગુરૂ અવિનય કરતાં સુણો પ્રત્યનીકપણું હોય,
15 વીર વયણ ઊથાપતાં જમાલિ શું જોય;
પ્રત્યનીક જે ગુરૂ તણો શુભ ઠામ ન પામઇ,
શુની સડી પરિ ભાવવું નવિ પડવું ભામઇ. ૬૨૭
પહલઇ ઉત્તરાધ્યયનિ સૂત્રિ એ ભાવ પ્રકાશ્યો;
તેણીપરિ ગુરૂ ઉથાપતાં તુમે તેહવા થાસ્યો. ૬૨૮
20 उक्तं च गाथा:—
पडिणीयं च बुद्धाणं वाया अदुव कम्मुणा ।
आवि वा जइवा रहस्से नेव कुज्जा कयाइवि ॥ ૬૨૯
जहा सुणी पूईकण्णी निक्कासिज्जइ सव्वसो ।
एवं दुस्सीलपडिणीए मुहरि निक्कासिज्जइ ॥ ૬૩૦
25 એમ જાણી સિદ્ધાંત ગુરૂ વયણાં આરાધો,
છાંડો એ વિપરીતપણું સુધું સંયમ સાધો;
શાસ્ત્ર સવે સાગર કહઇ અહ્મે વાંચી જાણું,
પણિ ન કરૂં એ મતું અહ્મે ગ્રંથ વાંચું વખાણું. ૬૩૧

બાલપણાથી લાલીઆ તુમ લાજ વધારી,
તે ગુરૂ સાહામાં હવઇ થઈ કાં હો દુષકારી;
એમ ચાલિઉં આવઇ અછઇ અનુંચાનસિઉં મિલતું,
ભટ્ટારક દુષ લહઇ ઘણું અહ્માથી નીંસરતું. ૬૩૨
5 તે માટિ કહવું નહી કસિઉં એણી વાતિ,
નવિ પ્રીછઇ તે સાગરા પ્રીછવ્યા બહુ ભાતિ;
જાણી સરૂપ એ તેહનું હવઇ લાલજી ઠાકર,
કહઇ ગુરૂનઇ એ માનઇ નહી મુંકો મારી ટાકર. ૬૩૩

॥ ઢાલ ॥

10 રાગ મલ્હાર.

હવઇ નિસુણી રે તાસ સરૂપ અવિનય પણું,
ગુરૂ ચિંતઇ રે ધિગ્ ધિગ્ એ દૃષ્ટિરાગ ઘણું;
ધિગ્ મુઝ છતઇ રે મુઝ ગુરૂ વયણ માનઇ નહી,
તો લાલચિ રે ઘણુંઅ ઘણું કસિઉં કરૂં કહી.

15 ત્રોટક.

કહિઉં ઘણુંએ તોહઇ ન માનઇ પ્રસિદ્ધ છાનઇ બહુપરિં,
તો સીષ ચઉવિહ સંઘ દેપત દેઉં એહનઇં તેહપરિં;
જિમ વીર હીર પરંપરા એ ચાલઇ અવિચલ સાસનિ,
સહૂ લોક જાણઇ એહ પોટા કોઇ ન જાઇ આસનિ. ૬૩૪
20 સહૂ સુણયો રે સાહૂ સાહુણી સાવય સાવીઆ,
જે હીરગુરૂ રે સારવયણ મનિ ભાવિઆ;
લષી ચીઠી રે વાંચઇ તે સુણયો હવઇ,
શ્રીહીરગુરૂ રે ગુરૂભ્યો નમ એણીપરિ કવઇ.
કવઇ એણી પરિ વિજયસેનસૂરિ સંઘ ચઉવિહ યોગ્ય એ,
25 અપરં એ વાચક લબ્ધિસાગર સીસ હૂઓ અયોગ્ય એ;
નેમિસાગર તણું વાચક પદ લેઇનિઇ હવઇ એહસિઉં,
સંબંધ ટાલ્યો ગચ્છનો વલી ન મલવું કુણિ તેહસિઉં. ૬૩૫

તથા પંડિત રે ભક્તિસાગર સાથિ વલી,
ટાલ્યો ગચ્છનો રે સંબંધ તે સાથિં મિલી;
એ સમાચાર રે જાણ્યો સહૂનઈ જણાવયો,
તથા શ્રીગુરૂ રે વયણ સદા મનિ ભાવયો.
5 ભાવયો જે બોલ પાંચઇ મિચ્છા દુક્કડ દેવરાવ્યા હતા,
તે બોલ ઓથાપ્યા ગુરૂ સરાપ્યા ચ તિહિં વિપરીત બોલતા;
તે માટિ એહનઈ ગચ્છ ઠગકો વયણ ચગકો મિં દીઓ,
સંવત સોલ એકોતિરઇ એ સુદ્ધ અષ્ટમીઇ કીઓ. ૬૩૬
એ ચીઠી રે સાત નગરના સંઘ જિહાં,
10 રાજનગરિ રે હાજઇ વાંચી ગુરૂ તિહાં;
હવઇ એહનઈ રે મિલસ્યઇ તેહ નીંસારીઓ,
એહ સાથિં રે આલાપ સંલાપ વારીઓ.
વારીઓ સંબંધ તેહ સાથિં તોહઇ મિલઇ અનુંચાન એ,
બાહિરીભૂમિં જાઇ તિહાં કણિ સાગરનઈ દીઇ માન એ;
15 પ્રચ્છન્ન વાતિં રમઇ ઘાતિં નહી ચ ઘાતિ એ સહી,
નિજ હાથિ કરવા દૂરિ ધરવા રાધિનપુરિ આજ્ઞા કહી. ૬૩૭
જેસિંગજી રે રાજનગરથી અસાઉલિં,
પધારઇ રે જન પૂજઇ તિહાં પાઓલિં;
આચારજિ રે રાજપુરઇ તિહાં સંચરઇ,
20 સાગરસિઉં રે નિત નિત મિલતાં હિત ધરઇ.
મિલતા તે નિસુણી વાત તેહની શ્રીગુરૂ મનિહિ વિમાસ એ,
નહી ભલું મિલતા હવઇ તેહસિઉં જણાવીઇ એ તાસ એ;
કહેવરાવીઉં તુમે ઈહિાં આવો વાત એક કહવી અછઇ,
તેહ નિસુણી તુહ્મે નિશ્ચય બીજઇ કહી જાયો પછઇ. ૬૩૮
25 તે જાણી રે નાણી હઈયડઇ વાતડી,
તવ રાજપુરિ રે વાસો વસઇ એક રાતડી;
સુપ્રભાતિં રે ગુરૂ અણવંદણ મનિ ધરી,
નદી ઉતરી રે આવ્યા તે ઉસમાપુરી.

ઉસમાપુરિં તેં ગયા જાણી ગુરૂ ન વંદ્યા પાય એ,
શ્રીવિજયસેનસૂરી કહઇ નિસુણો સોમવિજય ઉવઝાય એ;
એ થયો વાંકો દીસેં આંપે એણુઇ ગચ્છ નવિ ઊદ્ધરઇ,
જે વારીઇ તે કરઇ અધિકું કહીઉં એ નવિ મનિ ધરઇ. ૬૩૯

5 કહઇ ગચ્છપતિ રે સોમવિજય વાચકવરૂ,
જો તુહ્મ મનિ રે વાત આવઇ એ સુંદરૂ;
તો આચારજિ રે આજથી બીજો થાપીઇ,
કુહુ તેહનઈં રે આચારજિ પદ આપીઇ.
આપીઇ પદવી તેહનઈં હવઇ શકુન સાધિ લહી કરી,
10 જે આણુ પાલઇ ગચ્છ સંભાલઇ જૂઓ ચિત્ત દેઈ કરી;
તવ વીનવઇ વલી સોમવાચક પૂજ્યજી અવધારીઇ,
નહી કામ એ ઉતાવલું પ્રભુ વલી ચિત્તિ વિચારીય. ૬૪૦

હવડાં તસ રે બાલસભાવ અછઇ ઘણો,
તસ મિલતો રે પણિ ચેલો છઇ તુહ્મતણો;
15 તુહ્મ માટિં રે એહ નિશ્ચિંત અછઇ ઘણું,
નવિ જાણુઇ રે વિણુસતું પરથી આપણું.
આપણું પરથી ન લહઇ મનથી વિણુસતું વર કાજ એ,
બોલિં બંધાણો નહી ય સ્યાણો વહઇ તેહની લાજ એ;
જવ એહ ચિંતામાંહિં પડસ્યઇ તેહ અડસ્યઇ એહનઈં,
20 સાવધાન હોસ્યઇ સહૂઅ જોસ્યઇ સીષ દેસ્યઇ તેહનઈં. ૬૪૧

ગચ્છનાયક રે નિસુણી વાચક વાતડી,
વલી પભણુઇ રે આંખિ કરી બિ રાતડી;
તુમે જાણુતા રે કાંઇ ભૂલો છો બાપડા,
વિણુ થંભઇં રે ઘર નવિ શોભઇ ચાપડા.
25 ચાપડા દીધઇ ઘર ન શોભઇ અતિહિં ખોભઇ તે સહી,
તિમ એહ જાણો હઇય આણો ગચ્છ ભાર શોભઇ નહી;
મુઝ થકી ટલીઓ તાસ મિલિઓ મન ન વલીઓ એહનો,
કસી આસ તાસ વિસાસ તો હવઇ કસ્યો કરવો તેહનો. ૬૪૨

દૂધ વિણુઠઉ રે કાંજિ ન આંબઇ તે વલી,
હુતી સાકર રે પણિ વિષ સાથિં જઇ ભલી;
કલંકિત રે સસિ પૂનિંમનો સુંદરૂ;
સુકોમલ રે કમલ તે કંટકિ દૂષકરૂ.
5 દૂષકરૂ ગુણુ અવગુણી સાથિં મિલિં હોઇ એ સહી;
એક સહજ સંગતિ ભાવ ન ટલઇ વાત એ શ્રીગુરિ કહી;
જેહ થકી ઉદય હોનાર હોઇ તેહ ન ટલઇ ગુરૂ થકી,
આચરઇ તેહવઓ હોઇ જેહવો નહી ય કેહવો કહઇ બકી. ૬૪૩
સુણો દૂધનઇં રે કુંણુ કરઇછઇ ઉજલો,
10 સસી સીલો રે શરદિં આછો નિર્મલો;
કુંણુ ચિત્રઇ રે મોરનાં પિચ્છ બહુ પરિ,
તિમ કોકિલ રે કુંણુ સીખવઇ મધુરસ્વરિ.
સીખવઇ કુહુ કુંણુ સહજગતિ તસ બીજું કો નહી કારણું,
ધુર થકી તિમ એ સહજ જાણો અવર નહી ય વિચારણું;
15 મુઝ થકિં કહણુ કસિસિઉં ન માનઇ ગુણુ ન જાણઇ તુહ્મ તણાં,
તે પછઇ કસિઉં તુમ પાલસ્યઇ એ વયણુ કરસ્યઇ આપણાં. ૬૪૪
એ તુહ્મનઇં રે દુષ દેસ્યઇ સહી અતિ ઘણાં,
ઉતારસ્ય રે મુઝ મિલતાનાં ભામણાં;
નહી માનઇ રે સાગરનાં એ ષામણાં,
20 તેણઇ કારણિ રે વયણ કહું સોહામણાં.
સોહામણાં મુઝ વયણ માનો તુહ્મ વાનો વાધસ્યઇ,
થાપસ્યું બીજો ગચ્છનાયક તેહ ગચ્છ સવિ સાધસ્યઇ;
વલી વાચક સોમવિજય કહઇ નિસુણો પ્રભુ તુહ્મે તાતજી,
ચોમાસ પારણિ જો એ ન માનઇ કરો પછિં એ વાતજી. ૬૪૫
25 ઉસમાપુરથી રે વિજયદેવસૂરિ ચાલયા,
અતિ રીસિં રે રાધિનપુરિ તે નવિ ગયા;
જઇ વીસલ રે નયરિં ચોમાસું રહઇ,
હવઇ સાગર રે સરહમાંહિં આવી રહઇ.

તિહાં રહઇ આવી મિલઇ ભાવી કમલનઇ એમ તે કહઇ,
એ ગુરૂ તુમારો જીવઇ જિહાં લગિ તિહાં અહ્મનઇ સહી દહઇ;
પરપંચ કો કરો તુહ્મે એહવો જિમ સંતાપ સઘલો ટલઇ,
તે કહઇ થાસ્યઇ ભલું અવસરિ આતલઇ કસ્યું નવિ મીલઇ. ૬૪૬
5 હવઇ શ્રીગુરૂ રે ષંભનયરિ ભણી ચાલવા,
પાંગરીઆ રે ભવિયણ સમકિત આલવા;
વલી શ્રીસંઘ રે ગુરૂરાજનઇં વીનતી કરઇં,
પૂજ્ય એક દિન રે રહો તો અહ્મ કારજિ સરઇ.
સરઇ કારજિ જનહકેરાં સુણત વયણાં તુમ વલી,
10 સાગરવયણની ભ્રાંતિ કાઢી મતિ કરો અમ નિરમલી;
તુમ વયણ સુણતાં શંક નીકલઇ સાગર દુષ દીઇ તુમ ઘણું,
તે કારણ સુણીઇં ચિત્તિ ધરીઇ કહો સરૂપ હવઇ તેહતણું. ૬૪૭

॥ ઢાલ ॥

દેશી હીરનિર્વાણની, પહેલી જગગુરૂ ગાઇઇં; એ દેશી.

રાગ–જયવલ્લભ.

15 સંઘવચન જેસિંગ સુણી મનડઇ ધરી વિષવાદ;
અઢીય સહસ જન દેષતાં સુણતાં કરઇ સુપ્રસાદ રે, ગુરૂઆરાહીઇ.
સંયમ સાધન એહ રે; ગુરૂગુણ ગાઇયિ. આંચલી. ૬૪૮
મિં સાગર વીસાસીય કીધો એ અનુંચાન;
તેણઇ મોહ્યો એ કુવાસના મુઝસિઉં માંડઇ એ તાન રે. ગુરૂ૦ ૬૪૯
20 અલપ નાણ જાણી કરી સ્થવિર વારંતઇ હોઇ;
મિં પદ એહનઇં જો દીઓ તો સાહામો કાં ન હોઇ રે. ગુરૂ૦ ૬૫૦
હીરો જલિ ભીંતરિ રહઇ તૃણ તરી આવઇ છેક;
હીરા સમ નાણી ભણ્યો ગુરૂ સેવઇ સુવિવેક રે. ગુરૂ૦ ૬૫૧
હીરગુરિ વાર્યા હતા મ કરો સાગર સંગ;
25 તે જો ચિતિ નવિ સાંભર્યા તો હૂઓ એહસિઉં પ્રસંગો રે. ગુરૂ૦ ૬૫૨
તેહ વયણ સંભારચો જે ગુરૂ ભગતા હોઇ;
તેથી જે વિપરીતપણઇ સુખ નહી પામઇ વલી સોઇ રે. ગુરૂ૦ ૬૫૩

સાગર સંગતિ જે કરઇ તે વિગડઇ નિરધાર;
સુઝ છતઇ આચારજિ બીજાં કુંણુ આધાર રે. ગુરૂ૦ ૬૫૪
મિં જાણિઉં એ માહરો કિમ હોસ્યઇ પર એહ;
હંસો કાગાસિઉં મિલિઓ કાગ કહવાણો એ તેહ રે. ગુરૂ૦ ૬૫૫
5 ઉછેરી વિષ વેલડી અમૃત ફલની આસ;
સફલ હોઇ કિમ તે તિહાં જિહાં હોઇ વિષવાસ રે. ગુરૂ૦ ૬૫૬
તાસ કુસંગતિ જે કરઇ તે નહી માહરો સીસ;
તેણઇ જો ગુરૂ હેલીઆ નહી લહઇ તેહ જગીસ રે. ગુરૂ૦ ૬૫૭
મિં કાઢયા ગચ્છ બાહિરિ સાગર તેહ વિખ્યાત;
10 તેહનઇં કોઇ નવિ લીઇ માહારો જે જગિ હોઇ રે. ગુરૂ૦ ૬૫૮
મુઝનઇં એણે સાગરે જેહવી અશાતા દીધ;
તિમ વલી જે તસ પાલસ્યઇ તેહનઇં એ પરિ કીધ રે. ગુરૂ૦ ૬૫૯
મુઝ છતઇ નવિ આવીઆ મિચ્છાદુક્કડ દેય;
તો નવિ લેવા એહનઇં સાંભલયો સહૂ તેય રે. ગુરૂ૦ ૬૬૦
15 સોમવિજય વાચકપતિ મુઝ મનિ જિમ ગુરૂહીર;
તિમ સહૂ સંઘ આસધયો થાયો સાહસ ધીર રે. ગુરૂ૦ ૬૬૧
એમ ભલામણ બહુપરિં દેઈ કીદ્ધ પયાણુ;
બારેજઇ ગુરૂ આવીઆ સંઘ કરઇ બહૂત મંડાણુ રે. ગુરૂ૦ ૬૬૨
સોયંત્રઇ ગુરૂ આવીઆ ષંભનયરનઇં પાસિ;
20 યતી ઘણા આગલિ થકી પાઠવીઆ તે ઓહોલાસિ રે. ગુરૂ૦ ૬૬૩
નંદિવિજય વાચક સહૂ પુહુતા શ્રીષંભાતિ;
છડા રહ્યા તિહાં શ્રીગુરૂ વાસો રહઇ એક રાતિ રે. ગુરૂ૦ ૬૬૪
આહાર કરંતાં જેહવું કેવલી જાણઇ તેહ;
પાસઇં ધીરકમલ હુતા સાગરવાસિત તેહ રે. ગુરૂ૦ ૬૬૫
25 આહાર કરી ગુરૂ પાંગર્યા પુહુતા નારિ આરામિ;
બઇઠા આંબા તરૂ તલઇ પાણી પીવાનઇ કામિ રે. ગુરૂ૦ ૬૬૬

॥ ઢાલ ॥

રાગ મારૂણી.

દેહવરૂં થયું તિહાં ગુરૂ કેરૂં ચલું જલ નીલું નાંખઇ રે,
તવ પાસઇ કીરતિવિજય બુધ તેહનઈં ગુરૂ એમ ભાષઇ રે;
5 સીષ દાષઇ રે હિત ભાષઇ રે પરભવિ જાતાં કોઇ ન રાષઇ રે,
સીષ ભાષઇ રે. આંચલી. ૬૬૭
જે જિનચક્રી મોટા મુનિ તસ એહજ ગતિ જગ આષઇ;
નિસંગી સંગીપણિ જાઇ જગરીતિ જ્ઞાની ભાષઇ રે. સીષ૦ ૬૬૮
એહવી જગની રીતિ લહીનઈં મનિ ધરજ્યો નહી પેદ રે;
10 વીર હીર તેહુ પણિ એ પરિ એ જાણો સવિ વેદ રે. સીષ૦ ૬૬૯
થઈ થિર ચિત્ત કરી હુંસિઆરી કરી સહૂનઈં સાવધાન રે;
કોઇ ઉપાય થયો હવઇ વેગુ આવિઉં આવિઉં આયુ પ્રમાણ રે.
સીષ૦ ૬૭૦
ષમિત ષામણાં નિજ મુષિ ભાષઇ રાષઇ નહી રાગ દોસો રે;
15 માહારઇ પેદ નહી કો સાથિં મુઝસિઉં મ ધરસ્યો રોસો રે. સીષ૦ ૬૭૧
મિં મહાવીર પરંપરા રાષવા મુનિ ઓલંભ્યા રે;
દ્વેષ નહી તે સાથિં માહરઇ તે અનુંચાનિં આરંભ્યા રે. સીષ૦ ૬૭૨
આચારજિનઇં એક સંદેસો કહયો તુમે સંભારી રે;
મિં એ સવિ કીધું તુમ કાજિં વાત નહી તુમ પ્યારી રે. સીષ૦ ૬૭૩
20 પણિ જો નિજ ગુરૂ વચન પરપર રાષયો નહી અહંકારી રે;
તો તુમ બિહૂ ભવ નહી સમરાઇ પછઇ પછતાસ્યો ભારી રે.
સીષ૦ ૬૭૪
તો હવઇ અણસણ કોન કરાવઇ કરઇ નિજ મુખિ ચઉવિહાર રે;
તતખિણિ ગુરૂ મુષિ નવિ બોલાય હુઓ તે હાહાકાર રે. સીષ૦ ૬૭૫
25 ગુરૂ પાલપીઇ પુહુઢઉ એમ સુણી કહઇ નિષેધ સંકેતો રે;
તવ મુનિ કલપ ઝોલિકા પોઢી પુહુતા ગુરૂ ષંભાતિં રે. સીષ૦ ૬૭૬
મુનિ ષંધિં રાતિ બિ પુહુર જાતઇ અકબરપુરિ ગુરૂ આવ્યા રે;
કરી સંસ્રાઇ ષંભનયરથી નંદિવિજય બોલાવ્યા રે. સીષ૦ ૬૭૭

લષી અષ્યર હિત સીષ દીઇ બહુ આપ સંઘાડો ભલાવઇ રે;
કહઇ એક દુપ હઇયિડઇ લેઇ જાઉં તે મુઝ મનડું હરાવઇ રે.
સીષ૦ ૬૭૮
કહઇ વાચક ભગવનજી તેસિઉં મુઝ આગલિ તે પ્રકાસો રે;
5 ગુરૂ અષ્યર લષીનઇં દેષાડઇ મોટો પડ્યો વરાંસો રે. સીષ૦ ૬૭૯
રાજનગરિ બીજો આચારજિ થાપણ ન દીઓ જોણઇ રે;
દાય પડિં ડંસ ધરસ્યઇ તેહવઇ રાષવું નથી એ તેણઇ રે. સીષ૦ ૬૮૦
સોમવિજય ઉવઝાય વયણથી મિં નવિ દીધું તિવારિ રે;
દેઉં હવડાં જો તુહ્મનઇં રૂચિ હોઇ ચેતો અંજી એ વારિં રે. સીષ૦ ૬૮૧
10 વલતી વીનતી વાચક જંપઇ નંદિવિજય ઉવઝાય રે;
સોમવિજય વાચક નહી અહીઆં પૂછયા વિણ નવિ થાય રે.
સીષ૦ ૬૮૨
પણિ ગુરૂજી જો એ આચારજિ નહી માનઇ એ બોલ રે;
તો બીજો એ સૂરિ થાપેવો ટલસ્યઇ સવિ દંદોલ રે. સીષ૦ ૬૮૩
15 તો ગુરૂ કહઇ નિશ્ચઇં થાપેયો અછઇ અહ્મારો આદેસ રે;
કરસ્યો તો ઘર રહસ્યઇ થોભ્યો એ નહી તુમારો લવલેસ રે.
સીષ૦ ૬૮૪
કહઇ વાચક એ દુખ્ખ નિવારો એ કરસ્યું ઉપચારો રે;
ગુરૂ થિર મન થઈ આરાધઇ સમરઇ શ્રીનવકારો રે. સીષ૦ ૬૮૫
20 ચ્યાર સરણસિઉં અરિહંત પદ જપઇ વિજયસેનસૂરિ રાયા રે;
સરગપુરી સુર સુખ ભોગવતાં અમરપુરી સોહાવઇ રે. સીષ૦ ૬૮૬
પ્રભાતિં સંઘ થંભનયરનો સામહીઇ સહૂ આવઇ રે;
વાટિં શ્રીગુરૂ વાત સુણીનઇં હાહા રવ ઉપાવઇ રે. સીષ૦ ૬૮૭
કરઇ રૂદન નરનારી દુષભરિ દૈવ કસિઉં તિં કીધું રે;
25 આપી અહ્મ હાથિં ચિંતામણિ રયણ ઉદાલી લીધું રે. સીષ૦ ૬૮૮
કલપવૃષ્ય ઉગ્યો ઘર આંગણિ દૈવ કસ્યું તિં છેદ્યો રે;
તાહારૂં કુણિં ન બિગાડિઉં કાંઈ તિં કાં અહ્મ દુખ્ખ ભેદ્યો રે.
સીષ૦ ૬૮૯

વાચક નંદિવિજય પ્રમુખા મુનિ કરઇ ગુરૂ દુખ્ખ વિલાપો રે;
એકવાર દર્શન સુખ્ખકારી આવી દેખાડો આપ રે. સીષ૦ ૬૯૦
સિઉં પ્રભુ તુહ્મ વિણુ તિહાં નવિ સરતું કીધી ઉતાવલિ એહ રે;
પ્રભુ ઈહાં તુહ્મ વિણુ કિમ સરસ્યઇ તુમ સમ હિતકર કેહ રે. સીષ૦ ૬૯૧
5 જાણિઉ પ્રભુ સાગરિ નવિ માની સુધી તાહારી આણુ રે;
તેણઇ કારણિ તું અતિહિ દૂહવાયો તો છાંડિઉ એ ઠાણુ રે. સીષ૦ ૬૯૨
લોકઉખાણો તિં કરિઓ સાચો ઉત્તમ કલિથી ભાજઇ રે;
તિમ તું સાગર કલિ દેષીનઇં પુહુતો થાનક તાજઇ રે. સીષ૦ ૬૯૩
વાંક કસ્યો પ્રભુ તુમ નહી કહીઇ સહૂ વાંછઇ સુખ ઠામ રે;
10 તે માટિ પ્રભુ સરગિ પધાર્યા કરિઉં પોતાનુ કામ રે. સીષ૦ ૬૯૪
પુણ્યહીન પ્રભુ જીવ હમારા કલિયુગમાંહિ અવતારા રે;
તુહ્મ સરિષા પ્રભુ ગુરૂ અહ્મે સેવ્યા તુમે મુક્યા નોધારા રે. સીષ૦ ૬૯૫
એમ અનેક વિલાપ કરતાં ગુરૂગુણ બહૂત ચિતારઇ રે;
સંઘ મિલી શિબિકા નીંપાઈ તે માંહિ ગુરૂ બયસારઇ રે. સીષ૦ ૬૯૬
15 જિમ જિન તનુ ઇંદ્રાદિક દેવા લેઈ જાઇ બહૂત મંડાણુ રે;
તે દેષી બહુ ધન વરસંતા હોઇ લોક હરાણુ રે. સીષ૦ ૬૯૭
સૂકડિ અગર ચિતાઇ પુહુઢાઢયા ભવિયણુ પૂજઇ રંગિં રે;
આઠ સહસ મહમુંદી આવી પૂજણઇ પ્રભુનઇં અંગિ રે. સીષ૦ ૬૯૮
મુખ કપૂર ભરિઉં પ્રભુજીનુ સંસકરિઉ તનુ વેગિ રે;
20 તેણઇ થાનકિ થૂભ કીધુ સંઘિ મહિમા વાધ્યો લોગિ રે. સીષ૦ ૬૯૯
લેખ લષી રાજનગરિ જણાવિઉ સોમવિજય ઉવઝાય રે;
નિસુણી વાત શ્રીગુરૂની સાચી વજ્રઘાત સમ થાય રે. સીષ૦ ૭૦૦
જેસિંગસિઉં કીધઉં એણઇ અવસરિ દૂરિ થઇનિઇ વિછોહ્યા રે,
બાલક પરિ સમઝાવી મુંકયા તિં બહુ ભવિ પડિબોહ્યા રે. સીષ૦ ૭૦૧
25 તિં તપગચ્છના વચન પલાવી રાષી ગચ્છની સોહ રે;
તું નિસંગી સરગિં જાતા નાણ્યો સેવક મોહ રે સીષ૦ ૭૦૨
પ્રભુ તુઝ પરિ હવઇ નિજ સેવકની કુણ કરેસ્યઇ સાર રે,
તુઝ પરિ ભૂપસભાઇ વાદી જીપસ્યઇ કુણ ગણધાર રે. સીષ૦ ૭૦૩

સકલ કુરંગી તુઝ પાયે પ્રણુમ્યા જિનધર્મ નહી તસ ઓધિ રે;
તુઝ રાજિં નંદિવિજય જે વાચક તાસ તણુઇ પ્રતિબોધિં રે.સીષ૦ ૭૦૪
બહૂત પ્રતિષ્ઠા પ્રભુ તિં કીધી થાપ્યાં બિંબ અસંખ્ય રે;
કીધા બહું ઉપગાર જીવનઇં તુઝ ગુણુની સી સંખ્ય રે. સીષ૦ ૭૦૫
5 એમ અનેક ગુણુ મુખિ બોલંતઇ નયણે નીર ભરાય રે;
ગદગદ સાદિં નવિ બોલાય એ દુષ હઇંય ન માય રે. સીષ૦ ૭૦૬
જ્ઞાનવંત નહી અતિહિં અંદોહા જ્ઞાની નહી અતિ મોહા રે;
જ્ઞાની જાણુઇ રાગ વિછોહા કહેવું એ સવિ સોહા રે. સીષ૦ ૭૦૭
તોહઇ પણિ છઉમત્થપણાનું એહવું અછઇ સરૂપ રે;
10 રાગિં રાગ નીરાગ વયરાગિં જિમ ગૌતમ જિન ભૂપ રે. સીષ૦ ૭૦૮
તિમ શ્રીસોમવિજય વાચક પ્રભુ ગુરૂ ગુણુ રાગિં મોહ્યા રે;
વયરાગી પણિ ઉત્તમ ગુરૂ ગુણુ જાણુઇ કાંઇ વિછોહ્યા રે. સીષ૦ ૭૦૯
હવઇ નિજગુરૂનું હેવ જણાવા વિસલનયરિં વિચારી રે;
શ્રીવિજયદેવસૂરી પ્રતિં લેષ લષઇ હિતકારી રે. સીષ૦ ૭૧૦
15 જેસિંગજી ગુરૂ સરગિ પધાર્યા તે સવિ ભાવ અવધારો રે;
તોહઇ પણિ નિજસેવક ઊપરિ ધરયો પ્રેમ અપાર રે. સીષ૦ ૭૧૧
હવઇ તુમ આણા નિશ્ચઇ પાલેવી અવર નહી કો કામ રે;
તુમ્હે ગુરૂવયણ પલાવસ્યો તો થાસ્યઇ તુમ મામ રે. સીષ૦ ૭૧૨
વલતું વિજયદેવસૂરિં લિખિઉં ગુરૂવયણુ તે સાચાં રે;
20 રૂડીપરિં તે અહ્મે પલાવસિઉં લિખ્યાં વચન પણિ કાચાં રે. સીષ૦ ૭૧૩
તેહ લેષ વાંચી સહૂ મુનિજન આનંદ્યો બહુ પરિવાર રે;
પણિ તસ મનની વાત કુંણુ જાણુઇ તસ મનિ અવર વિચારો રે.
સીષ૦ ૭૧૪

॥ ઢાલ ॥

25 રાગ આસાઉરી.

દૂહા.

ચોમાસાનઇં પારણુઇ પટણીસંઘ બહુ રાગિ;
પાટણિ પૂજ્ય પધારવા વીનતી કરઇ પાય લાગિ. ૭૧૫

કહઇ ગુરૂ આવેવું તિહાં માહરઇ છઇ એક કામ;
તે જો તુમથી નીંપજઇ તો આવુ તેણઇ ઠામિ. ૭૧૬
કહઇ અણજી કારણ કહો ગુરૂ કહઇ સાગર કાજ;
મતું મિચ્છાદુક્કડ વિના લેતાં રહઇ મુઝ લાજ. ૭૧૭
5 અણજી કહઇ એમ કિમ હુસ્યઇ માનેસ્યઇ સહૂ કેમ;
ગુરૂ કહઇ તે દોહિલું અછઇ પણિ માહરઇ કરવું એમ. ૭૧૮
લાજિ પડ્યા કહઇ તે ભલું કીધાં મતાં મંડાણ;
વિજયદેવસૂરિ જે કરઇ તે અહ્મરઇ સુપ્રમાણ. ૭૧૯
સંઘ વાંદી પાટણિ ગયુ ગુરૂ મહિસાણઇ જાય;
10 રાજનગર સંઘ આવીઓ વંદન ગુરૂના પાય. ૭૨૦
ગુરૂ ચિંતિ ચિંતઇ કરૂં કસિઉં એ લેસ્યઇ મુઝ ઘેરિ;
સાગર લેવા નહી દીઇ મિં ન બોલાય ફેરિ. ૭૨૧
એમ જાણી વિણ મુંકતઇ વેગિં જાઇ ધીણોજિ;
નિસુણી રાજનગર તણો સંઘ જાણઇ એ ચોજિ. . ૭૨૨
15 તો સંઘ પૂઠિં નવિ ગયો ફિરી આવ્યો નિજ ઠામિ;
વિજયદેવ પાટણિ ગયા સાગર કેરઇ કામિ. ૭૨૩

॥ ઢાલ ॥

રાગ આસાઉરી.

પાટણિ પ્રભુ આવી તેડાવઇ સાગર લેવા કાજિં રે,
20 ધન્યવિજય પાઠવીઉં પૂઠિં તે આવઇ નિજ દાહાજિં રે;
દષ્ટિરાગ બહુ માઠો જાણો. આંચલી. ૭૨૪
કાં ભવિ હઇયડઇ નાણો રે કરી કદાગ્રહ આપ વખાણો;
જાણતા તે કાં તાણો રે. દષ્ટિ૦ ૭૨૫
દષ્ટરાગ લગઇ સયમ શોભા જેહવુ લીપણ છારિ રે;
25 દષ્ટીરાગથી બોધિ ગમાવઇ કીધુ જાઇ હારિ રે. દષ્ટિ૦ ૭૨૬
દષ્ટિરાગિં ગુરૂવયણ ઉથાપી સાગર લેવા ધ્યાપ રે;
માખી સંગ કરઇ હરિઆલિં ન લહઇ નિજ સંતાપ રે. દષ્ટિ૦ ૭૨૭

તિમ નવિ જાણઇ તે દૃષ્ટિરાગી વિણુસંતું નિજ કાજ રે;
કરી કદાગ્રહ ગ્રહિઉ તે થાપઇ નવિ વાધઇ એમ લાજ રે. દૃષ્ટિ૦ ૭૨૮
અમદાવાદિં ધનવિજય આવઇ મિલઇ સાગરનઇં જાય રે;
વાત વિચાર કરી તે સાથિં પછઇ વંદઇ ઉવઝાય રે. દૃષ્ટિ૦ ૭૨૯
5 સોમવિજયવાચક પ્રભુ પભણુઇ કિમ આવ્યા અહી વેગિં રે;
તે કહઇ કામ હુતું પંભાતિ આવ્યો તે ઉપયોગિં રે. દૃષ્ટિ૦ ૭૩૦
કહઇ વાચક ગચ્છ સમાચારી તેહતણા તુમે જાણુ રે;
નિજ ગુરૂઇ જે બાહિર કાઢ્યા તસ મિલો કિમ બહુ માણુરે. દૃ૦ ૭૩૧
તાસ પાય જઇ તુમે વંદો કરો એકાંતિ વાત રે;
10 એ સુંદર નહી તુમ સરિખાનઇં એ ભુંડી તુમ ઘાત રે. દૃષ્ટિ૦ ૭૩૨
તે કહઇ ગચ્છ નાયક આદેસિં હું એ કરૂં સવિ કામ રે;
તો વાચક કહઇ અહ્મે ન જાણ્યો એવડો તાસ વિરામ રે. દૃષ્ટિ૦ ૭૩૩
નેમિસાગરનઇં સીખ દેઇનઇં મોકલીઓ પંભાતિ રે;
તિહાં શ્રાવકનઇં નિજ મત વાચો ગ્રંથકરો એ સાચો રે. દૃષ્ટિ૦ ૭૩૪
15 ભક્તિસાગર ધનવિજયની સાથિં પાટણિ કીધ પ્રવેસો રે;
ઉપાસિરઇ બીજઇ ઉતાર્યા ગુરૂનો લહી આદેસો રે. દૃષ્ટિ૦ ૭૩૫
ધણીય વિના સહૂઇ તે પાસઇં, મુનિ શ્રાવક સહુ જાય રે;
સહૂ નિસુણઇ તેહની પરૂપણા તેહનઉં ગાયું ગાઇ રે. દૃષ્ટિ૦ ૭૩૬
જનમુખિ એહ સરૂપ સુણીનઇં સોમવિજય ઉવઝાય રે;
20 વાચક નંદિવિજય પંભાતિથી તેડાવઇ સુખદાય રે. દૃષ્ટિ૦ ૭૩૭
કહઇ પાટણિ જાઓ ગુરૂપાસઇં સેવા કરયો સાચી રે;
નિજ ગુરૂ કેરાં વયણુ પલાવતાં બુદ્ધિ મ કરસ્યો કાચી રે. દૃષ્ટિ૦ ૭૩૮
નંદિવિજય વાચકનઇં સાથિં પંડિત મુનિ પરિવારો રે;
શ્રીવિજયસેનસૂરીસર કેરા ભગતા અતિહિં ઉદારો રે. દૃષ્ટિ૦ ૭૩૯
25 હુબદપુરઇ શ્રીવાચક આવ્યા તાસ વંદેવા આવઇ રે;
ગુરૂ વજીર વડશ્રાવક તિહાંના વાચક તાસ બોલાવઇ રે. દૃષ્ટિ૦ ૭૪૦
જેસિંગિં ગચ્છ બાહિરિ કીધા તાસ ઠામ કિમ દીધા રે;
કહઇ શ્રાવક તે ગુરૂ આદેસિં તેણઇ ગુરૂ વયણુ ન સીધા રે. દૃષ્ટિ૦ ૭૪૧

તો શ્રાવકિ જઈ ભગતિસાગરનઈં ઉપાસિરઈથી કાઢઇ રે;
તે કોઈનિઇ ઘરિ ઊતરીઆ વાત પડી તસ ટાઢઇ રે. દૃષ્ટિ૦ ૭૪૨
માનહીન થઈનઈં તે ચાલ્યા રાજનગરિં તે પુહુતા રે;
વાચક આડંબરસિઉં આવ્યા પાટણમાંહિ સમુહુતા રે. દૃષ્ટિ૦ ૭૪૩
5 હરષધરી વંદઇ ગુરૂપાયા નંદિવિજય ઉવઝાયા રે;
પણિ પ્રેમિં તસ નવિ બોલાયા, પૂછિઉ નહી સુખિં આયા, રે.
દૃષ્ટિ૦ ૭૪૪
પરમગુરૂશ્રીવિજયસેનસૂરિ તાસ ન પૂછી વાત રે;
સ્યું દૂષ્યું અણુસણુ કિમ કીધું એ માઠી તસ ઘાતારે. દૃષ્ટિ૦ ૭૪૫
10 વાચક શંક ન આણઇ તેહની બીજા મુનિ સવિ બીહઇ રે;
જો સાગરની વાત સુણાવઇ શ્રાવકનઈં વાચક સીહઇ રે. દૃષ્ટિ૦ ૭૪૬
તો તસ કહતાં ગછપતિ વારઇ પટીઆલા કો મ વાંચો રે;
શ્રાવકનાં મન દોહલાં થાઇ તે માટિં એ સાંચો રે. દૃષ્ટિ૦ ૭૪૭
વાત સુણી વાચક મનિ ચિંતઇ એહ વાત નહી વારૂ રે;
15 હીર પરંપર કહતાં વારઇ કિમ હોસ્યઇ એ તારૂ રે. દૃષ્ટિ૦ ૭૪૮
મેઘવિજય વાચક તવ તિહાં કણિ ધર્મ્મવિજય ઉવઝાય રે;
તાસ આદેસ પ્રદેસિં દીધા પાસઇં રહ્યા ન સુહાય રે. દૃષ્ટિ૦ ૭૪૯
માલવઇ મેઘવિજય વાચકનઈં ધર્મ્મવિજયનઈં હલારિ રે;
ગુરૂ વંદી ચાલઇ તે તિહાં જવ કહઇ ગુરૂ આપ વિચારિ રે.
20 દૃષ્ટિ૦ ૭૫૦
માલવઇ ઈડરમાં થઈ જાઓ સંપેસરિ થઈ હલારિ રે;
રાજનગરિ જાતાં ફેર થાસ્યઇ તેણઇ કારણિ કહ્યું પ્યારિ રે.
દૃષ્ટિ૦ ૭૫૧
તે વલતું કહઇ તિહાં જાવું થૂભ વંદેવા કાજિ રે;
25 ગુરૂ જાણઇ એ તેહના થાસ્યઇ સોમવિજયની લાજિ રે દૃષ્ટિ૦ ૭૫૨
પ્રકટ પણિઇ વાર્યા નવિ જાય તે ચાલ્યા ઉવઝાય રે;
તેહ ઉદંત સવે સાંભલીઆ વાચક ચિતિ ન સોહાય રે. દૃષ્ટિ૦ ૭૫૩
સોમવિજય વાચક સુવિચારી ગુરૂનઈં લિષીય જણાવઇ રે;
હું સેવક પ્રભુ પાસઈં આવું જો પ્રભુ ચિત્તિં આવઇ રે. દૃષ્ટિ૦ ૭૫૪

તો-વલતું ગુરૂ એમ જણાવઇ ઈહાં નહી તુમ કામ રે;
પંભાતીસંધિં અહી લિપીઉં થૂભ થયું અભિરામ રે. દષ્ટિ૦ ૭૫૫
તાસ પ્રતિષ્ઠા કરવા કાજિં ભગવન અહીય પધારો રે;
નહી તો વાચક સોમવિજયનઇં દેયો અનુમતિ સારો રે. દષ્ટિ૦ ૭૫૬
5 તે માટિં તુમે તિહાં જાવું એહવઉં લિપીય જણાવિઉ રે;
ગુરૂનઇં ગુરૂવાહલા નવિ દીસઇ સાગરમત મનિ ભાવિઉં રે. દષ્ટિ૦ ૭૫૭
બોલ બિ બોલ પરૂપઇ બિણમાં સાગર મત અણુસારી રે;
તે સુણી નંદિવિજય વાચક કહઇ વયણ ભલાં હિતકારી રે.
દષ્ટિ૦ ૭૫૮
10 એ તુમે સિઉ માંડિઉં અવિચારિઉં કાં ગુરૂવયણ ન ભાવો રે;
પણિ ગુરૂવયણ તે કુણિં ન લોપાય કાં નિજ ચિત્ત ચલાવો રે.
દષ્ટિ૦ ૭૫૯
જો ગુરૂવયણું પલાવસ્યો પૂરાં તો સહૂ અછઇ તુમારૂં રે,
નહી તો કો તુહ્યનઇં નહી માનઇ મુંહું દઇ કહીય પચારૂં રે.
15 દષ્ટિ૦ ૭૬૦
એમ અનેક જણ સ્યઇ સમઝાવઇ પણિ તે ચિત્તે ન આવઇ રે;
છાનાછાના લેપ લપાવઇ એમ સહૂ જન સમઝાવઇ રે. દષ્ટિ૦ ૭૬૧
રાજનગરિ પંભાતિં લષિઉં સંઘ સંપેસરઇ આવો રે;
પરઠ એક કરવો છઇ છાનો તે માટિ રપે તુમે નાવો રે. દષ્ટિ૦ ૭૬૨
20 સાગરનઇં ધીર તિ ઘણી દીઇ દીઇ વલી પેત આદેસા રે;
તષત તષત મિલતાનઇં આપઇ ગુરૂ ભગતાનઇં સેસા રે. દષ્ટિ૦ ૭૬૩
નંદિવિજય વાચક સવિ જાણી વાત સવે દુષ પાવઇ રે;
તેડાવઇ દર્શનનઇં તવ તે કુંણગેરથી તે આવઇ રે. દષ્ટિ૦ ૭૬૪
કહિઉં સરૂપ સઘલુંએ તેહનઇં તેહપિઇ લેષ લષાવઇ રે;
25 સોમવિજય વાચકનઇં સઘલું ગછપતિ સરૂપ જણાવઇ રે. દષ્ટિ ૭૬૫
કાગલ વાંચી સોમવિજય બોલ છત્રીસ લપીય જણાવઇ રે;
સાગર ગુરૂ સાથિં વિઘટાવઇ કુહુ કિમ તે ચિત્તિ આપઇ રે. દષ્ટિ૦ ૭૬૬
મોટા બોલ છત્રીસ ઉથાપઇ નિજમત લોકનઇં આપઇ રે;

ગુરૂના વચન લોપઇ સંતાપઇ તુમ શોભા તે કાપઇ રે. દૃષ્ટિ ૭૬૭
બોલ છત્રીસ તે વિગતિં સુણુયો શાસ્ત્ર અખ્યરની સાખિં રે;
વિજયદેવસૂરિનઇં જણાવઇ ભાગતું રહઇ જિમ લાખિં રે.દૃષ્ટિ૦૭૬૮

॥ ઢાલ ॥

5 રાગ રામગિરી તથા કેદારો.

હીરવિજયસૂરિ પટોધરૂ શ્રીવિજયસેનસૂરિંદ રે;
તાસ પ્રણમી બોલ કેતલા લખઇ વાચક ઇંદ રે.
ચંતુર પણઇ ચિતિ આણુયો. આંચલી૦ ૭૬૯
ભવ્ય સવિ જીવના મન તણા ટાલવાનઇં સંદેહ રે;
10 બોલ કેતલાએક ચિત ધરી કહ્યા સવિ સંભલો તેહ રે. ચ૦ ૭૭૦
પન્નવણાદિક ચઉદસ તેહ ગ્રંથનઇં અણુસારિં રે;
સૂખ્યમ અનાદિ નિગોદ જે અવ્યવહારિ તે સારિ રે. ચ૦ ૭૭૧
તે વિણુ બીજા સવિ જીવડા વિવહારીઆ જણાય રે;
સમયસારસૂત્રમાંહિં કહિઉં જીવ દુવિહ કહવાય રે. ચ૦ ૭૭૨
15 સંવ્યવહારી અવિવહારીઆ તિહાં કણિ જેહ અનાદિ રે;
કાલ સૂખ્યમ એ નિગોદમાં રહ્યો તાસ નહી આદિ રે. ચ૦ ૭૭૩
કહીઇં ન પામ્યો ત્રસાદિકપણું તે અવિવહારીઓ જાણિ રે;
જે વલી સૂખ્યમનિગોદથી નીંકલીઓ કરમ પ્રમાણિ રે. ચ૦ ૭૭૪
બીજા સવિ જીવડાનઇં વિષઇ ઉપનો જઈ તે જીવ રે;
20 તે વિવહારીઓ જાણવો એમ જાણો સદીવ રે. ચ૦ ૭૭૫
વલી કણહીક તે જીવડો જાય સૂખ્યમ નિગોદિ રે;
તોહઇ પણિ તેહ વિવહારીઓ જાણયો છઇ એ તસ ભેદ રે.ચ૦ ૭૭૬
એમ અખ્યર સવિ સૂત્રના કહઇ તેહથી વિપરીત રે;
સાગરિં ગ્રંથમાંહિં આણીઉ તિહાં ધરયો તુમે ચીત રે. ચ૦ ૭૭૭
25 બાદર નિગોદ સૂખ્યમ રસ અપ તેઉ વાઊકાય રે;
અવ્યહારી એ છઇ કહ્યા એણી પરિં સૂત્ર વિઘટાય રે. ચ૦ ૭૭૮
પહલો એ બોલ વીચારવો દેઈ દૃષ્ટિ સિદ્ધાંતિ રે;

સાગર કહણુ તે નહી મિલઇ ચોથો મનમાંહિ એકાંતિં રે.ચ૦ ૭૭૯
બોલ બીજો તથા સાંભલો શ્રીઆચારાંગની વૃત્તિં રે;
ભગવતીસૂત્રનઇં વૃત્તિ વલી યોગશાસ્ત્રવૃત્તિં ધો ચીંત્ય રે.
ચ૦ ૭૮૦

5 ઇત્યાદિક ગ્રંથની મેલિં એ કેવલિના દેહથી જાણિ રે;
કદાચિત અવસ્યભાવી પણઇ ત્રસ થાવર જીવમનિ આણિ રે.ચ૦૭૮૧
તેહ બિહુયની વિરાધના હોય તો ના નહીય જણાય રે.
સાગર કહઇ છઇ તે સર્વથા વિરાધના એકઇ નવિ થાય રે.ચ૦ ૭૮૨
શ્રીઆચારાંગસૂત્રવૃત્તિમાં કહ્યા છઇ અખ્યર જેહ રે;
10 તેહ ભવિયણ સવે સાંભલો સંપેપિં હું કહું તેહ રે. ચ૦ ૭૮૩
સાધુ સદૈવ નિજ ગુરૂતણી આગન્યાનો પ્રતિપાલ રે;
અપ્રમત્તપણઇ વલી વિહરતો એહવો સાધુ દયાલ રે. ચ૦ ૭૮૪
તેહજ જાતુએ આવતો કરતો ઘણુ પાય સંકોચ રે;
કરપદ અવયવ પ્રસારતો લેતો વલી મુંકતો સોચ રે. ચ૦ ૭૮૫
15 રજોહરણાદિકિં પુંજતો વસતો નિજ ગુરૂકુલ વાસિ રે;
ભૂમિ પુંજીનઇં નિશ્ચલ પણઇ કર સંકોચ પ્રસાર રે. ચ૦ ૭૮૬
કૂકડીપાય પરિ જાણવું સૂઇ મયૂર પરિં સાર રે;
પરજીવ વધ ભય મનિ ધરી સૂઇ એકપાસઇ વિચારી રે. ચ૦ ૭૮૭
એણીપરિ અપ્રમત્ત પણઇ સહી મુનિ વિચરઇ નિત ભાખિ રે;
20 તોહઇ કદાચિત અવશ્યપણઇ કોઇ અવસ્થાઇ માનિ રે. ચ૦ ૭૮૮
કાયફરસથકી જીવડા પામઇ પરિતાપિ કે ગ્લાનિ રે;
અવયવવિધૂંસ કેતા લહઇ કે હોઇ જીવિત હાનિ રે. ચ૦ ૭૮૯
કરમનો બંધ વિચિત્રતા જીવ પ્રતિ તું એહ માનિ રે;
સૈલેસિવસ્થાઇ જાણવો મસાપ્રમુખ વધ આણિ રે. ચ૦ ૭૯૦
25 દેહસંફાસથી હોઇ સહી સુણો સૂત્રિં એ વાત રે;
બંધ ઉપાદાન કારણ થકી પણિ અભાવિં ન બંધાત રે. ચ૦ ૭૯૧
ઉપશાંતખીણમોહાદિકિં હોઇ સયોગિગુણસંધ રે;
એ ત્રિહું ઠાણિ અકષાયથી હોઇ સમયતણો બંધ રે. ચ૦ ૭૯૨

અપ્રમત્તનઈં રે જઘનથકી અંતરમૂહૂર્ત્તનો બંધ રે;
કોડાકોડી ઉતકૃષ્ટથી હવઈ પ્રમતનઈં જાણિ રે. ચ૦ ૭૯૩
આકુટ્ટિવિણુ જઘન્ય તિમ અધિક ઉતકૃષ્ટિં આણિ રે;
ભગવતી શતક અઢારમઈ આઠ ઉદ્દેશ પ્રમાણિ રે. ચ૦ ૭૯૪
5 ભગવતી શતક વલી સાતમઈ કહિઓ સહી એહ વૃત્તાંત રે;
પાસિ બિહુ પૂઠિ આગલિ સદા વિચરઈ જોઈ યુગાંત રે.ચ૦ ૭૯૫
ભાવિત આતમા મુનિવરૂ હોઇ કેવલી જાત રે;
તેહનઈં દેહના ફાસથી કુકડવર્ત્તિકા પોત રે. ચ૦ ૭૯૬
કીડી સરિયા બહુ જીવડા લહઈ મરણ તતકાલિ રે;
10 કો કહઇ જિન સવિ જાણતો કિમ મુંકઇ કરપાય દયાલ રે. ચ૦ ૭૯૭
તેહનો ઉત્તર જાણવો એણી જણુસિ.તસ આય રે;
વલી એક કારણ બીજું સુણો હું કહું તે મનિ.ભાય રે. ચ૦ ૭૯૮
વીર્યાંતરાયથી આપની શક્તિ પણિ તેહ સયોગ રે;
જીવદ્રવ્યઇ સહિત તે સહી કહીઇ સદ્રવ્ય તે ભોગ રે. ચ૦ ૭૯૯
15 એહ કારણ બીજું સુણો છતઇ સયોગ સદ્રવ્ય રે;
કેવલીનઇં ચલ હોઇ સહી ઉપકરણાં સુણો:ભવ્ય રે. ચ૦ ૮૦૦
જેહ આકાશ પરદેસડઇ કેવલી ઠવઇ કર પાય રે;
ચલપણા માટિ તે પરદેસડઇ ફિરી તિહાં ન ઠવાય રે. ચ૦ ૮૦૧
તે માટિ કેવલી જાણતો નવિ ટલઇ અવસ્યભાવ રે;
20 જીવ મરઇ આણુપૂરવીઇ કેવલીદેહથી સભાવિ રે. ચ૦ ૮૦૨
કેવલીનઇં ઇરીઆવહી કહી શ્રીયભગવતી સૂત્ર માંહિં રે;
તેહ કારણ જીવવધ તણું કેવલીદેહથી જાંહિ રે. ચ૦ ૮૦૩
યોગશાસ્ત્રની વૃત્તિમાં કહિઉ હિંસા હોઇ પ્રમાદિં રે;
જીવવધ હો તથા હો નહી અપ્રમાદિં ન થાય રે. ચ૦ ૮૦૪
25 જીવની વિવિધ આણુપૂરવી જલમાંહિ આગિ વિષ યોગ રે;
ઘાતપાતાદિ પરતનુથકી હોઇ મરણવસિ રોગ રે. ચ૦ ૮૦૫
તિમ કેઈ કેવલીદેહથી મરઇ જીવ કર્મ્મનઇં યોગિ રે;
નહી સમું તેહ નિષેધતાં જ્ઞાનીનઇં નહી કર્મભોગ રે. ચ૦ ૮૦૬

ત્રીજો બોલ હુવઇ સાંભલો શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રવૃત્તિ રે;
પ્રમુખ દસ ગ્રંથની શાખિસિઉં કહીઇ છઇ એહુ ધરો ચિત્તિ રે.
ચ૦ ૮૦૭
મરીચિયિં કપિલનઇં એમ કહિઉં તિહાં ઈહાં કપિલ છઇ ધર્મ્મ રે;
5 વયણુ એ ઊત્સૂત્ર જાણીય સાગરિ કરિઓ તિહાં મર્મ્મ રે. ચ૦ ૮૦૮
દુર્ભાષિત કહીઇ ઉત્સૂત્ર નહી એમ બહુ ગ્રંથ લોપાય રે;
સૂત્રિં ભિહું એકજ ભાષીઆ ઉત્સૂત્ર દુરવચન કહેવાય રે. ચ૦ ૮૦૯
પડિકમણાસૂત્રચૂરણિં કહી ગાથા નિસુણો ભવિ તેહ રે;
વલીય ગાથા બીજી આગમિં એણુઇ અધિકારિ લપઉ જેહ રે. ચ૦ ૮૧૦

10 गाथाः—

दुब्भासिएण इक्केण मरीई दुक्खसायरं पत्तो ।
भमिओ कोडाकोडी सागर सिरिनामधिज्जाणं ॥ ८११ ॥

અરથ સુણો એહુ ગાથા તણો મરીચિ દુરવચન કહીઉં એક રે;
એક કોડાકોડિસાગર ભમિઓ ભમિઓ સંસારિ ધરી ટેક રે.
15 ચ૦ ૮૧૨
શ્રાદ્ધવિધિ ગ્રંથિ વલી એમ કહિઉં આશાતના તણુઇ અધિકારિ રે;
તેહ સુણયો ભવિ ભાવસિઉં કહુંઅ તસ ભાવ સુવિચારિ રે. ચ૦ ૮૧૩
ઉત્સૂત્ર ભાષવાથી કહી અરિહંત સમયંશુરૂ સાર રે,
તેહની મોટી અવજ્ઞા ઘણી હોઇ હેતુ અનંતસંસાર રે. ચ૦ ૮૧૪
20 સૂરિ સાવદ્ય અભિધાનથી મરીચિ જમાલિ કુલવાલિ રે;
એણુઇ જો એક ઉત્સૂત્ર લવિઉં તો કર્યા ભવ અસરાલ રે. ચ૦ ૮૧૫

गाथा:—

उस्सूत्तभासगाणं बोहीनासो अ अणंतसंसारो ।
पाणच्चएवि धीरा उस्सूत्तं ता न भासंति ॥ ८१६ ॥

25 વીરચરિત્રિ વલી એમ કહિઉં મરીચિ રોગિ પીડ્યો અંગિ રે;
પ્રભુ યતી તેહ અસયતી જાણી નવિ સાચવઇ રંગિ રે. ચ૦ ૮૧૭

તેહ અરતી મનિ ધ્યાયતો મરીચિ વિધિવસિ હૂઓ ભલ્લ રે;
એકદા સમય તસં એક મિલિઓ કપિલકુલપૂત્ર અવલ્લ રે. ચ૦ ૮૧૮
કહઇ પ્રભુ ધરમ સુઝનઇ કહો મરીચિ ઉપદેસઇ જિનધર્મ્મ રે;
કપિલ કહઇ તુહ્મેસિઉં કરો જો તુહ્મ નહી જિનમર્મ્મ રે. ચ૦ ૮૧૯
5 મરીચિ કહઇ તિહાં ઇહાં અછઇ પણિ હું કરી ન સકું તે ધર્મ્મ રે;
પુનરપિ કહઇ તુમ મારગિ કાંઈ ય છઇ ધર્મનો મર્મ રે. ચ૦ ૮૨૦
તે જિન ધર્મ્મનો આલસૂ જાણી ચિંતઇ એ મમ યોગ્ય રે;
તવ કહઇ તિહાં અનઇ ઇહાં અછઇ કપિલ હૂઓ મરીચિનઇ ભોગ્ય રે.
ચ૦ ૮૨૧
10 એહ ઉત્સૂત્ર ઉપદેસથી સાગર એક કોડાકોડિ રે;
મરીયચિં સંસાર ઉપરાજીઓ એહ સુવિચાર મનિ જોડિ રે.
ચ૦ ૮૨૨
એણી મેલિં બિહુ એકજ ઉત્સૂત્ર દુરભાષિત બોલ રે;
સાગર ભેદ કહઇ તિહાં તે વિચારો ન દિઓ કોલ રે. ચ૦ ૮૨૩
15 હવઇ સુણો બોલ ચોથો ભણું ભગવતી પ્રમુખ સિદ્ધાંતિં રે;
ભવ પનર દીસઇ જમાલિનઇં આઠ ગ્રંથ સાથિં એકાંતિં રે.ચ૦ ૮૨૪
અનઇં ઉપદેસમાલા તણી હેયોપાદેય તે વૃત્તિ રે;
શ્રીસોમસુંદરસૂરીકૃત બાલાવબોધ ધરો ચિત્તિ રે. ચ૦ ૮૨૫
તેહ અણુંસારિ અનંત ભવ જણાય તે માટિ વૃદ્ધવાણિ રે;
20 નિશ્ચય જાણઇ તે કેવલી અનંતજ થાપઇ એક તાણિ રે. ચ૦ ૮૨૬
શ્રીઅભયદેવસૂરીતણા શ્રીગુણચંદ્રગણિ જાણિ રે;
તાસ કૃત વીરચરિત્રિં કહિઉં વયણ તે ભવિય મનિ આણિ રે.ચ૦૮૨૭
વીરિં નિજમુખિં કરી ભાસિઉં ભમિય પંચ વાર જમાલિ રે;
સુર તિરયંચ નરનઇં વિષઇ મુગતિ લહસિઇ અંતકાલિ રે. ચ૦ ૮૨૮
25 વલી વીરચરિત્ર હેમસૂરીકૃતિં કહિઉં એમ દેવવસેણ રે;
તપઇ કરી જીવ જમાલિ પરિ હોઇ કિલ્બિષ દેવ તેણ રે. ચ૦ ૮૨૯
તિહાંથી ચવી પંચવાર ભમી સુર નર તિરિય ભવિ જાણિ રે;
લહસિઇ જમાલિ સમકિત વલી મુગતિં અંતિં મનિ
આણિ રે. ચ૦ ૮૩૦

ઉપદેસમાલવૃત્તિકરણિકામાહિં કહિઉં તેહ વૃત્તાંત રે;
ભવ કેતલાએક ભમી કરી મહાવિદેહિં કર્મ અંત રે. ચ૦ ૮૩૧
દોઘટ્ટીવૃત્તિં વલી એમ કહિઉ ચવી કિલમિખ્ખ ભવાંતિં રે;
ચ્યાર પંચ વાર સંસારમાં ભમી સુર તિરિ નૃ ભવાંતિ રે. ચ૦ ૮૩૨
5 મહાવિદેહિં સો અવતરી સીઝસ્યઇ અંતિં જમાલિ રે;
ભગવતીસૂત્રિં હવઇ જે કહિઉં તેહનો ભાવ મનિ ભાલિ રે. ચ૦ ૮૩૩
ગૌતમિં વીર પૂછિઉં અસિઉં દેવભવથી તે જમાલિ રે;
ચવી અવતાર કિહાં પામસ્યઇ કહુ જિન જીવ કૃપાલ રે. ચ૦ ૮૩૪
વીર કહઇ ગૌતમ સાંભલો ચ્યાર પંચ વાર સંસારિ રે;
10 તિરીય મણું દેવભવ તે કરી સીઝસ્યઇ અંતિ એમ સારિ રે. ચ૦ ૮૩૫
શ્રીસર્વાનંદસૂરિ વિરચિતે ઉપદેસમાલની વૃત્તિં રે;
કરી વિપરીત પરૂપણા અનંતસંસાર ધરિ ચિત્તિ રે. ચ૦ ૮૩૬
એમ અનંતા એક ગ્રંથિં કહ્યા પનર બહુ ગ્રંથ સિદ્ધાંતિ રે;
નિશ્ચય જાણઇ તે કેવલી સાગર કહઇ અનંત એકાંતિ રે. ચ૦ ૮૩૭
15 તેહ કહતાં બહુ ગ્રંથતણી હેલણા હોઇ અપાર રે;
તેહ સુમતિં ચિત્તિ આણુયો જિમ હોઇ ભવતણો પાર રે. ચ૦ ૮૩૮
પાંચમો બોલ હવઇ સાંભલો ભગવતીસૂત્ર ચઉસરણુ રે;
પ્રમુખ અનેક ગ્રંથ સાખિસિઉં કહિઉં તે નિસુણો દેઇ
કરણુ રે. ચ૦ ૮૩૯
20 સયલ મિથ્યાતી સંબંધીઉ જિણવયણનઇ અણુંસારિ રે;
ધરમ કરતવ્ય અનુંમોદવું દીસઇ છઇ એહવું સાર રે. ચ૦ ૮૪૦
કોઇ કહઇ જે મિથ્યાતી તણું કરણી અનુંમોદવું નાંહી રે;
સર્વથા ધર્મકરણી સવે એહ વિચારવું તાંહિ રે. ચ૦ ૮૪૧
સમકિતદ્દષ્ટી સંબંધીઉ સવિ અનુમોદીઉં તેહ રે;
25 પછઇ સવિ ધરમ સાધારણ કરણી અનુંમોદીઉં જેહ રે. ચ૦ ૮૪૨
ચોસરણસૂત્રવૃત્તિ ચિતિ ધરી ભાવ વિચારયો એહ રે;
તેહ ગાથા એ વખાણસિઉં જ્ઞાનીઇં ભાસીઉં જેહ રે. ચ૦ ૮૪૩

गाथा यथाः—

अहवा सव्वं चिअ वीअरायवयणाणुसारि जं सुकडं ।
कालत्तएवि तिविहं अणुमोएमो तयं सव्वं ॥ ८४४ ॥

અરથઃ—

5 હવઇ જિનવચન અણુંસારીઆં ધરમકર્ત્તવ્ય સવિ તેહ રે;
જિનભવન બિંબ પ્રતિષ્ઠાદિકા પ્રવચન લિખાવું જેહ રે. ચ૦ ૮૪૫
તીર્થયાત્રા સંઘવાત્સલ્ય શાસનિં કરઇ જે પ્રભાવ રે;
જ્ઞાન સધાયત જે વલી ધર્મ્મ સાનિધ્ય સભાવ રે. ચ૦ ૮૪૬
ઉપશમ સંવેગ માર્દ્વ પ્રમુખ સવિ ધરમનાં કાજ રે;
10 જે રે મિથ્યાતી સંબંધીઆં જિણવયણનઇં અનુંસાજ રે. ચ૦ ૮૪૭
તેહ મન વચન કાયા કરી કરિઉ કરાવિઉ અનુંમોદિ રે;
તિ ત્રિણિ કાલિ અનુમોદીઇ જિમ મન હોઇ પ્રમોદિ રે. ચ૦ ૮૪૮
આરાધનાપતાકા નિસુણી કરી મનિ ધરો એહજ ભાવ રે;
દાન રૂચિ વિનય અનુંકંપ એ પરોવયારિત્ત સભાવ રે. ચ૦ ૮૪૯
15 દાખિણ દયા પ્રિયભાષણું એમ વિવિહ ગુણ બહુ ભત્તિ રે;
તે શિવમારગકારણું સકલજગજંતૂ હિત ચિત્તિ રે. ચ૦ ૮૫૦
તે સવિ હોઇ અનુંમોદવું ધરમ કરણી સુખકાર રે;
આલપંપાલ છોડી કરી બોલ એ માનો ઉદાર રે. ચ૦ ૮૫૧
બોલ પાંચમો એ વિચારવો છઠ્ઠો સુણો બોલ સુવિચાર રે;
20 મહાનિશીથાદિ દશ ગ્રંથની સાખિસિઉ હોઇ નિરધાર રે. ચ૦ ૮૫૨
ઉત્સૂત્રભાષીનઇં જાણવો અધ્યવસાયની મેલિ રે;
સંખ્ય અસંખ્ય અનંત ભવ અનતજ સાગર કહઇ ગેલિ રે. ચ૦ ૮૫૩
તેહ ન ઘટઇ એમ પૂછવુ અપ્પર નિસુણો સિદ્ધાંતિ રે;
ભગવતીસૂત્ર માંહિઉં કહિઉં જમાલિઆ તણઇ દષ્ટાંતિં રે. ચ૦ ૮૫૪
25 ગૌતમઇં પૂછિઉં મહાવીરનઇં ઉત્સૂત્રભાષીનઇં સંસાર રે;
કેતલો કહઇ ભગવંત તે સંખ્ય અસંખ્ય અપાર રે. ચ૦ ૮૫૫
પનરભવ દીસઇ જમાલિનઇં કોડાકોડિ સાગર એક રે;
મરીઅચિનઇ રે સંખ્યા કહી અનંત સાવદ્ય સૂરિ છેક રે. ચ૦ ૮૫૬

અધ્યવસાયની શ્રેણિ એ સંખ્ય અસંખ્ય અનંત રે;
હોઇ સંસાર એમ જાણુવો ઉત્સૂત્રભાષીનઇં સુણો સંત રે. ચ૦ ૮૫૭
જેહ નિયમિ અનંતજ કહઇ તેહ સિદ્ધાંત વિરૂદ્ધ રે;
ઉત્સૂત્રપણું હોઇ તેહનઇં તસ કિમ સમકિત શુદ્ધ રે. ચ૦ ૮૫૮
5 એહપણિ હૃદય વિચારયો દેઈ બહુ શાસ્ત્ર અનુયોગ રે,
સાતમો બોલ હવઇ ચિતિ ધરો કરી પ્રવચનઇ ઉપયોગ રે. ચ૦ ૮૫૯
શ્રાદ્ધવિધિ શ્રીવિચારામૃતસંગ્રહ પ્રમુખ નવ ગ્રંથ રે;
તેહની શાખિસિઉં એમ કહિઉં ચોથિં પજૂસણુ પંથ રે. ચ૦ ૮૬૦
વીરથી નવસઈ નઇં ત્રાણુંઇ આણિઉં કાલિકસૂરિં રે;
10 વીરસિદ્ધાંત આદેસથી માનિઉં સુવિહિત ભૂરિં રે. ચ૦ ૮૬૧
જલધિ કહઇ સ્યારત્રહપન્નઇ ચોથિં પજૂસણુ કીદ્ધ રે;
એમ કહતાં વિઘટઇ સહી ગ્રંથ બહુ દૂષણુ દીદ્ધ રે. ચ૦ ૮૬૨
પ્રભાવકચરિત્ર નિશીથચૂરણિં કહી વાચના હૂઈ સાર રે;
નવસિ ત્રાણું વરસિં નૃપ ધ્રુવસેન વચનિં ઉદ્દાર રે. ચ૦ ૮૬૩
15 નવસઈ નઇં અસીય પાઠાંતરિં વાચના કલપની હોઇ રે;
પરષદાઇ નવત્રાણુઇ ન મિલઇ સ્યારત્રહપન્નઇ જોઇ રે. ચ૦ ૮૬૪
ચોથિં પજૂસણુ નવશત ત્રાણુઇ કીદ્ધ પ્રમાણુ રે;
ભાવ ભલો એ ચિતિ ભાવયો મનિ ધરી શાસ્ત્ર સુજાણુ રે. ચ૦ ૮૬૫
આઠમો બોલ હવઇ સાંભલો પંચાશક સૂત્રની વૃત્તિં રે;
20 ઉપદેસરત્નાકર વલી પ્રમુખ ગ્રથિં દીઓ ચિત્તિ રે. ચ૦ ૮૬૬
શ્રાવકનઇ દ્રવ્ય ભાવ બે સ્તવ કહ્યાં અછઇ નિરધાર રે;
જલધિ કહઇ ભાવ નહી શ્રાદ્ધનઇં સર્વથા દ્રવ્યસ્તવ સાર રે. ચ૦ ૮૬૭
તેહ ન ઘટઇ એ વિચારવું ઉપદેસરત્નાકર ભાવ રે;
તેહ નિસુણો હવઇ હું કહું ગાથા એકનો વરભાવ રે. ચ૦ ૮૬૮

25 गाथाः—

सावोवमणाहोवं जहोसहं अप्पबहुगुणं चउहा ।
सावज्जणवज्जणाईयभेएहिं तहेव धम्मोवि ॥ ८६९ ॥

અરથ:—

સાવદ્ય અનવદ્ય ભેદિં કરી ધરમના ચ્યાર પ્રકાર રે;
સાટોપ અનાટોપ અલપ બહુગુણા સરૂપ એ ચ્યાર સુવિચાર રે. ચ૦૮૭૦
સાવદ્ય ષટકાય મરદનાદિક તેહ તો દ્રવ્યસ્તવરૂપ રે;
5 શ્રીજિનચૈત્યકરણાદિક જીરણ ઉદ્ધાર સરૂપ રે. ચ૦ ૮૭૧
તીર્થયાત્રા દેવપૂજનં પદપ્રતિષ્ઠા ગુરૂભકિત રે;
સાહમીવત્સલ પ્રમુખ એ કહિઓ દ્રવ્યસ્તવ નિજ શક્તિ રે. ચ૦ ૮૭૨
તેહથી અન્ય ભાવસ્તવ સામાઇયિ પોસહ પ્રમુખ્ખ રે;
એ દ્રવ્યભાવ બિહુ ગૃહસ્થનઇ હોઇ કરતાં સિવસુખ્ખ રે. ચ૦ ૮૭૩
10 આદિવચનિ વલી સાધુનઇ સાતિશય સૂરિકૃતધર્મ્મ રે;
તેહપરિં ચઉવિહ જાણવો ભાષિઓ શાસ્રિં એ મર્મ રે. ચ૦ ૮૭૪

॥ ઢાલ ॥

રાગ મલ્હાર.

બોલ નુંમો હવઇ સાંભલો ગુરૂ વાચ લીય એ આદિં રે;
15 ચ્યાર એ ગ્રંથ સાખિંસિઉં સુણી મ પડો પરમાદિં રે. ચ૦ ૮૭૫
જ્ઞાનસાગર કુલમંડનસૂરિ પટ ન જણાય રે;
જલધિ કહઇ તેહ પટોધર એમ શાસ્ર લોપાય રે. ચ૦ ૮૭૬
બોલ દસમો મનિ ભાવયો ઠાણાંગસૂત્ર તસ વૃત્તિ રે;
વિશેષાવશ્યકવૃત્તિ પ્રમુખસિઉં ધરયો થિરચિત્ત રે. ચ૦ ૮૭૭
20 નિહ્નવ સાત કહ્યા દેસથી વલી સર્વથી એક રે;
નિહ્નવ સવિ પર પખ્ખીઆ કહઇ તે ન વિવેક રે. ચ૦ ૮૭૮
નામ સાર કહ્યા આઠ એ જ્ઞાનવંતિં જણાય રે;
અધિક કિમ હોઇ મતિ આપથી કહતાં તેહજ થાય રે. ચ૦ ૮૭૯
હવઇ સુણો બોલ ઇગ્યારમો રાયપસેણીવૃત્તિમાંહિં રે;
25 પાંચસઇં ધનુષ પ્રતિમા કહી ઉરધલોક છઇ જિહાંહિં રે. ચ૦ ૮૮૦
શ્રીસંઘાચારવૃત્તિં કહ્યાં સાતહાથ પ્રમાણ રે;
બિહુ પરિં પ્રતિમા શ્રીજિનતણી તે સાહૂનઇ પ્રમાણ રે. ચ૦ ૮૮૧

જલધિ ધનુષ સઈં પાંચનું દૂષી તેહ વ્યાખ્યાન રે;
થાપઇ એકજ સાત હાથનું કુહુ એમ કિમ થાઇ રે. ચ૦ ૮૮૨
સાશ્વતા જિન તવનિં કહિઉ બિહુ ભેદનું માન રે;
તેહ ભવિયણ તુમે સાંભલો કહું ધરચો તુમે કાન રે. ચ૦ ૮૮૩

5 गाथाः—

पडिमा पुण गुरुआओ पणधणुसय लहुय सत्तहत्थाओ ।
मणिपीढे देवच्छंदयंमि सीहासणे निसन्ना ॥ ८८४ ॥

હવઇ પભણું બોલ બારમો મનિ આણુચો જાણુ રે;
અવિચ્છિન્ન સુવિહિત સાધુની પરંપરાઇ વખાણુ રે. ચ૦ ૮૮૫
10 પૂનિમ અમાંસ સહૂ સાધુનઇં દીસઇ આરાધિ સદૈવ રે;
શ્રાદ્ધ એકનઇંજ જલધી કહઇ મુનિવરનઇ એ નૈવ રે. ચ૦ ૮૮૬
તેહ નિરણુય કરવો સહી ન ઘટઇ એમ જોય રે;
પરંપરાગમ કહિઓ જિણુવરિં ખોટો કિમ હોય સોઇ રે. ચ૦ ૮૮૭
મનિ રમો બોલ હવઇ તેરમો સુવિહિત પરીપાટિં રે;
15 દર્શન શુદ્ધિ પ્રકરણાદિકિં શ્રાદ્ધવિધિં એ માટિં રે. ચ૦ ૮૮૮
ભાવ તેહના સુવિચારચો પરપખ્ખી કૃત સાર રે;
જિનતણાં ચૈત્ય તે વાંદવાં પૂજવા યોગ્ય સુખકાર રે. ચ૦ ૮૮૯
અનઇ વલી હીરવિજયસૂરી પ્રસાદિત બાર બોલ રે;
તેહમાંહિં પણિ એમ કહિઉ અનઇં જલધિ નિટોલ રે. ચ૦ ૮૯૦
20 કહઇ પરપખ્ખીઇ જે કર્યાં જિનચૈત્ય તે જાણિ રે;
હોલીના રાયનઇ સારિષાં કિમ ઘટઇ એ વખાણુ રે. ચ૦ ૮૯૧

गाथाः—

चेईयदव्वविणासे तद्दव्वदुविहभेए अ ।
साहू विक्खमाणो अणंतसंसारीओ भणिओ ॥ ८९२ ॥

25 ગાથા એ શ્રાદ્ધવિધિગ્રંથની સુણો તેહનો ભાવ રે;
તેહની વૃત્તિમાંહિં જે લખ્યો નિસુણો થિર આણી સભાવ રે. ચ૦ ૮૯૩
દેવદ્રવ્ય તે બિહુ પરિ કહ્યો મૂલ ઉત્તર ભેદિ રે;

મૂલ તે સ્થંભકુંભાદિક દેહરાતણા તું વેદિ રે. ચ૦ ૮૯૪
ઉત્તર તેહ આચ્છાદના ઇટિ કાઠ પાષાણ રે;
વલી બિહુ ભેદ બીજા કહ્યા સ્વપરપખ્ય નિદાણ રે. ચ૦ ૮૯૫
સ્વપખ્ય શ્રાવકાદિક કહ્યા પરપખ્ય જાણિ મિથ્યાત રે;
5 એમ અનેકપરિ બહુપરિં દેવદ્રવ્ય વીખ્યાત રે. ચ૦ ૮૯૬
તેહ જે દેવદ્રવ્ય વિણસતો દેખીનઇં જે ઉવેખઇ રે;
વલી ઉદાસીનપણું મનિ ધરઇ વિણસતું ન ગણઇ તે લેખઇ રે. ચ૦ ૮૯૭
શ્રાવક સબલ નબલો તથા વલી સાધુ સુજાણ રે;
સર્વસાવદ્યથી વિરમીઆ નવિ કરઇ પાપનિયાણ રે. ચ૦ ૮૯૮
10 જો કરઇ સાધુ ઉવેખણા તો કરઇ અનંતસંસાર રે;
એહવું જાણી સવિ ભવિયણો સંભાલયો સુખકાર રે. ચ૦ ૮૯૯
બિંબ સરિખાં સ્વપરપખ્યના કહ્યાં શાસ્ત્રિં એ જાણિ રે;
હોલીના રાય સમ જે કહઇ તેહનઇં હોઇ સહી હાણિ રે. ચ૦ ૯૦૦
બોલ સુણો હવઇ ચઉદમો ગ્રંથિં દેઈ ઉપયોગ રે;
15 ઉપદેસરત્નાકર સહી દસાશ્રુતચૂરણિ સંયોગ રે. ચ૦ ૯૦૧
તેહ અણુંસારિ સમકિતધરૂ અથવા તેહ મિથ્યાતી રે;
ધરમરૂચિ હોઇ જેહનઇં ક્રિયાવાદી કહાતી રે. ચ૦ ૯૦૨
જલધી કહઇ જેહ સમકિતધરૂ તેહજ ક્રિયાવાદી રે;
ન ઘટઇ એ વયણ કહવું કદા એહ વયણ ઉનમાદી રે. ચ૦ ૯૦૩
20 દશાશ્રુતસ્કંધની ચૂરણિં કહિઓ એહવો ભાવ રે;
તે અકિરીઆવાદી ભણિઓ વલી ક્રિયાવાદી એ ભાવ રે. ચ૦ ૯૦૪
સમક્તિનઇં શત્રુસમં જગમાંહિં મિથ્યાત રે;
તેહ અનાદિ સવિ જીવનઇં પછઇ સમકિત વાત રે. . ચ૦ ૯૦૫
તેણઇ મિથ્યાત પહલું કહિઉં તેહના બહુય પ્રકાર રે;
25 અભિગહિ અણભિગહિઅં સુણો અભિગ્રહિત વિચાર રે. ચ૦ ૯૦૬
સુગતિ નિર્વાણિ નથી કદા મનિ સદ્દહણા એવ રે;
અણભિગ્રહીત મિથ્યાતનું હવઇ નિસુણો તુમે દેવ રે. ચ૦ ૯૦૭
સન્નિ અસન્નિ અન્નાનિનઇં હોઇ તેહ મિથ્યાત રે;

અકિરિઆવાદી હવઇ જે ભણ્યો તેહતણી સુણો તુમે ધાતુ રે, ચ૦ ૯૦૮
ભવ્ય અભવ્ય કૃષ્ણપખ્ખીઓ તે નિયમિ કરી હોઇ રે;
જેહ કિરિયાવાદી કહિઓ તાસ લક્ષણ જોઇ રે. ચ૦ ૯૦૯
નિયમિ એ ભવ્ય હોઇ સહી શુકલપખ્ખી અવશ્ય રે;
5 અંત્ય પુદ્ગલ પરાવર્ત્તમાં તે સીઝઇ અવશ્ય રે. ચ૦ ૯૧૦
સમકિત દૃષ્ટી અથવા વલી મિથ્યાદૃષ્ટી પણિ હોઇ રે;
ક્રિયાવાદી એ લખ્યણ કહ્યાં વિચારયો જ્ઞાનસ્યું જોઇ રે. ચ૦ ૯૧૧
બોલ પનરમો વલી ભાસીઇ સામાચારી વિશેષિં રે;
શ્રાવક પોસાયત હૂતો રાતિ પાછિલી શેષિં રે. ચ૦ ૯૧૨
10 કરવું સામાયક કહિઉં અછઇ તે કહઇ એહ ઉત્સૂત્ર રે;
તેહ ન ઘટઇ એમ બોલવું દૂષાય ઘણું સૂત્ર રે. ચ૦ ૯૧૩
કહીઉં પંચાશકચૂરણિં રાતિં અંતિમ યામિ રે;
ઊઠી પોસાયત શ્રાવક સૂતો છઇ જેણઇ ઠામિ રે. ચ૦ ૯૧૪
ઇરીઆવહીય તે પડિક્રમી સામાઇયિ ઉચ્ચાર રે;
15 કરઇ જિમ કોઈ જાગઇ નહી પડિકમણલગઇ સાર રે. ચ૦ ૯૧૫
એહવું એ ચૂરણિ કહિઉં અછઇ કિમ થાઇ ઉત્સૂત્ર રે;
તેહ માટિં એ વિચારયો જિમ રહઇ નિજસૂત્ર રે. ચ૦ ૯૧૬
બોલ લિખીઇ હવઇ સોલમો યોગશાસ્ત્રસૂત્રવૃત્તિં રે;
વલી ષટ્દર્શનસમુચ્ચય તેહની વૃત્તિ ધરિ ચિત્તિ રે. ચ૦ ૯૧૭
20 તેહ અનુંસારિ એ એમ કહિઉં દિગંબરાદિ પરપખ્ય રે;
જૈન કહીઇ એહવુ અછઇ દીસઇ તેહ પરતખ્ય રે. ચ૦ ૯૧૮
જલધિ કહઇ નહી જૈન તે ન ઘટઇ એ વિચાર રે,
શ્રીગુણરત્નસૂરિ વિરચિતા ષટ્દર્શન વૃત્તિ અનુંસાર રે. ચ૦ ૯૧૯
જૈન તે બિહું પરિ જાણવા સેતંબર દિગપટ્ટ રે,
25 ઓઘો મુહપત્તી લોચાદિક ચિન્હ એ છે સેતપટ્ટ રે. ચ૦ ૯૨૦
ચિહ્ન સુણયો દિગંબર તણાં નગ્ન લિંગ રહઇ વન્નિ રે;
આહાર લિઇ કરપાત્રમાં મૌનપણઇ સહી મન્નિ રે. ચ૦ ૯૨૧
ચ્યાર સંજ્ઞા કહી તેહનઇ કાષ્ટાસંગી મૂલસંગી રે,
માથુર ગોપ્યસંગી વલી દ્રવ્ય રહિત નિસ્સંગી રે. ચ૦ ૯૨૨

ચ્યારે નઈ ભિક્ષા ભોજનેં બત્રીસ હોઇ અંતરાય રે;
તેહમાં ચઉદ તે ટાલવાં એણીપરિં તે કહવાય રે. ચ૦ ૯૨૩
બીજે આચાર સેતપટપરિં દેવ ગુરૂ દયા ધર્મ્મ રે;
નહી તસ તર્ક્ક શાઆદિકિં પ્રક્રિયા ભેદનો મર્મ્મ રે. ચ૦ ૯૨૪
5 રાગ નઈં દ્વેષ રહિત સદા હતમોહ મહામલ્લ રે;
કેવલજ્ઞાન નઈં દર્શન એહવો દેવ જિન ભલ્લ રે. ચ૦ ૯૨૫
દેવ પુરંદરિં પૂછીઓ યથાઅરથ પ્રકાસી રે;
સકલ કરમતણો ષય કરી હૂઓ શિવપુર વાસી રે. ચ૦ ૯૨૬
દેવ એહવો અરિહંત નમઇ પંચ મહાવ્રત ધારી રે;
10 માનઇ મુનિ એહવા ગુરૂપણઇ શમદમ ગુણ ધારી રે. ચ૦ ૯૨૭
પંચ પરમેષ્ટિ તે નિતિ જપઇ અર્ચ્ચા પરૂપઇ ઉમેદિ રે;
પ્રમાદં કરણી કરતાં ઘણું ચિંતિ ધરઇ બહુ ખેદ રે. ચ૦ ૯૨૮
શથલપણું લેખઇ નહી દ્રવ્યલિંગી સમાન રે;
શાસ્ત્રિં એ જૈન એણીપરિ કહ્યા ન કહઇ તેહ અજાણ રે. ચ૦ ૯૨૯
15 સતરમો બોલ નીહાલયો આવસ્યકચૂરણિવૃત્તિ રે;
ઋષભચરિત્રનઈ નમુત્થુણું તસ વૃત્તિ ધરી ચિત્તિ રે. ચ૦ ૯૩૦
ધરણપતીઇ નમિવિનમીનઈ અડતાલીસ હજાર રે;
વિદ્યા આપી છઇ એમ કહિઉં એહ શાસ્ત્ર અણુંસાર રે. ચ૦ ૯૩૧
સાગર અડતાલીસજ કહઇ કિમ મિલઇ તે કહો વાત રે;
20 ઋષભચરિત્રઇ એમ આણીઉં સુણો તેહ વિખ્યાત રે. ચ૦ ૯૩૨
ઋષભદેવિં ચારિત્ર લીઉં દેઈ શતપૂત્રનઇ રાજિ રે;
તવ નમિ વિનમિ દેશાંતરિં ગયા બેહૂ વિનોદનેં કાજિ રે. ચ૦ ૯૩૩
આવી પૂછિઉં તેણઇ ભરતનઈં કહઇ હૂં દેઉં તુમ રાજ રે;
તે કહઇ તાત દીઉં લીઉં એમ લેતાં અમ લાજ રે. ચ૦ ૯૩૪
25 તેહ જઈ તાત સેવા કરઇ રહીઆ બિહુ પાસિ રે;
નિત નવ કમલ પૂજા કરઇ કહઇ પૂરો રાજની આસ રે. ચ૦ ૯૩૫
નિરીહ ન વદઇ ભગવંત તે ત્રિકશુદ્ધિ કરઇ સેવ રે;
નાગપતિ વંદનિં આવીઓ પૂછઇ સેવનું હેવ રે. ચ૦ ૯૩૬

નાગપતિ કહઇ પ્રભુ નવિ દીઇ હૂં દેઉં તુમ રાજ રે;
તે કહઇ તુઝ દીઉં નવિ લીઉં અહ્મ તાતસિઉં કાજ રે. ચ૦ ૯૩૭
ભગતિ એકાગ્ર જાણી કરી સંક્રમી પ્રભુતણઇ અંગિ રે;
સહસ અડતાલીસ અતિભલી વિદ્યા દીઇ મનિ રંગિ રે. ચ૦ ૯૩૮
5 ગિરિવૈતાઢ્ય બિહુ શ્રેણિનું દીઉં તેહનઇં રાજ રે;
તિહાં જઈ રાજ તે ભોગવઇ સરિઉં તેહનું કાજ રે. ચ૦ ૯૩૯
શાસ્ત્રમાંહિં એણી પરિ કહિઉં નવિ માનઇ તે જેહ રે;
અબ્ધિ અડતાલીસ સહી કહઇ વિચારયો મનિ તેહ રે. ચ૦ ૯૪૦
નિસુણો હવઇ બોલ અઢારમો દેવગુરૂપણું હોઇ રે;
10 અરિહંતનઇં વિષઇ એમ કહિઉં એણઇ શાસ્ત્રિં એ જોઇ રે. ચ૦ ૯૪૧
પંચાશકવૃત્તિમાંહિં કહિઉં લલિતવિસ્તરાવૃત્તિ રે;
ધર્મ્મરત્નપ્રકરણાદિકિં જૂઓ તસ વૃત્તિ દેઈ ચિત્તિ રે. ચ૦ ૯૪૨
બારમઇ સૂત્રપંચાશકિં ગુરૂશબ્દ વખાણ્યો રે;
ગુરૂ કહિઓ ધરમ આચારય તીર્થંકરાદિક મનિ આણ્યો રે. ચ૦ ૯૪૩
15 તથા જયવીયરાય સૂત્રમાં જગગુરૂ એમ ભાખિઉં રે;
તેહનો અરથ તે સાંભલો પંચાશક ચોથઇ દાખિઉં રે. ચ૦ ૯૪૪
યથા કહું અરથ ઉપદેસક ગુરૂ કહિઓ તેહજ માન્યો રે;
તે તીર્થંકરાદિકનઇં વિષઇ ગુરૂશબ્દ વખાણ્યો રે. ચ૦ ૯૪૫
જલધિ કહઇ ગુરૂપણું નહી દેવપણું એકજ હોઇ રે;
20 એમ કહી શાસ્ત્ર દૂસઇ ઘણાં કિમ માનીઇ સોઈ રે. ચ૦ ૯૪૬
કહું હવઇ બોલ ઓગણીસમો જીવાભિગમ ઉપંગિં રે;
ભગવતી પન્નવણાદિક આઠ ગ્રંથનઇં સંગિં રે. ચ૦ ૯૪૭
સાત અથવા આઠ ભૂ કહી અધિકી નવિ હોઇ રે;
જલધિ કહઇ દેવલોકનઇં વિષઇ પ્રતર પ્રતર પ્રતિં જોઇ રે. ચ૦ ૯૪૮
25 એ બાસટ્ઠિ પ્રતરાં મિલી પૃથિવી સત્તરી હોઇ રે;
તેહ પૂછીનઇં વિચારવું ભાવ શાસ્ત્ર જિહું જોવ રે. ચ૦ ૯૪૯
ભગવતીસૂત્રિ પૃથિવી કહી રત્નપ્રભાદિક સાત રે;
સિદ્ધસિલા વલી આઠમી એહ ભાવ વિખ્યાત રે. ચ૦ ૯૫૦

જેહ સત્તરિ પૃથિવી કહઇ તેહનો છઇ કિહાં ઠામ રે;
તેહ તુમે ચિત્તિ વિચારયો આપમતિં નહી કામ રે. ચ૦ ૯૫૧
બોલ નિસુણો હવઇ વીસમો પંચાશકસૂત્રવૃત્તિ રે;
લલિતવિસ્તરાવૃત્તિં વલી ધરયો તુમે ચિત્ત રે. ચ૦ ૯૫૨
5 પ્રસંસા અનુંમોદના જાણયો એકજ ભાવ રે;
તે કોઇએક જૂદા કહઇ ન ઘટઇ તેહ સભાવ રે. ચ૦ ૯૫૩
બોલ એકવીસમો સાંભલો દ્રુસમહંડિકા નામ રે;
ગ્રંથ પ્રશ્નોત્તરસમુચ્ચય વલી એહ અરથનો ઠામ રે. ચ૦ ૯૫૪
ભરતષેત્રમાંહિં આપણા જાણયા વિણુ પરદેસિ રે;
10 સાધુછઇ એહવું સંભાવીઇ અબિધ કહઇ હું ન માનેસિ રે. ચ૦ ૯૫૫
શ્રીતપાગચ્છવિણુ અવર કો નહી સાધુ સંસારિ રે;
એહ કહેવું ન ઘટઇ સહી જિનવચન સંભારિ રે. ચ૦ ૯૫૬
હવઇ સુણો બોલ બાવીસમો ભગવતીસૂત્ર ચોભંગીરે;
સીલસંપન્ન નામ એગનો સુઅસંપન્ન અભંગી રે. ચ૦ ૯૫૮
15 એહનો ભાવ ભવિ સાંભલો પૂછઇ ગૌતમ એગ રે;
વીર કહઇ સુણિ એ કહું ચ્યાર પુરૂષ સુવિવેગ રે. ચ૦ ૯૫૮
સીલસંપન્ન એક જાણવો શ્રુતતણી તસ હાણિ રે;
શાસ્ત્રસંપન્ન એક જાણીય નહી સીલ મનિ આણિ રે. ચ૦ ૯૫૯
એક શ્રુતસીલસંપન્ન કહિઓ નહી બિહૂયસંપન્ન રે;
20 ................................................................ ચ૦ ૯૬૦
જેહમાં સીલ છઇ શ્રુત નહી દેસથકી તેહ આરાધિ રે,
તેથી વિપરીતપણું જે કહઇ તે ન હોઇ અહી"સાધિ રે. ચ૦ ૯૬૧
બોલ ત્રેવીસમો સાંભલો યોગબિંદુસૂત્રવૃત્તિં રે;
લોકોત્તર જે નિહ્નવાદિક તે સવે હલૂઆ પ્રવૃત્તિં રે. ચ૦ ૯૬૨
તે લૌકીકમિથ્યાત્વીથકી કહઇ સાગર ભારે રે;
25 તેહ કહવું નહી સુંદર યોગબિંદુ સંભારિ રે. ચ૦ ૯૬૩
બોલ ચોવીસમો ચિત્તિ ધરો જિમ જિમ ગણઇ શ્રીનવકાર રે;
તિમ તિમ ઉત્સૂત્રભાષીપરિં કરઇ અનંતસંસાર રે. ચ૦ ૯૬૪

गाथाः—

जन्नं कुमईवग्गो अरिहंताईण नाम समरंतो ।
पइसमयं महपावं अणंतभवकारणं जणइ ॥ ९६५

જિમ જિમ ધરમક્રિયા કરઇ તિમ તિમ મુગતિથી દૂરિ રે,
5 એહ કહેવું ન ઘટઇ સહી કહઇ તસ ભવ ભૂરિ રે. ચ૦ ૯૬૬

गाथाः—નોકારસ્તવનં—

नमुक्कार एक्क अक्खर पावं फेडेइ सत्त अयराइं ।
पन्नासं च पएणं सायरसयं समग्गेणं ॥ ९६७

ભાવ એક કહિઓ સવિ જીવનઇં નહી એકનઇં સારિ રે;
10 જેહ આરાધઇ તે ફ્લ લહઇ એહ શાસ્ત્ર અણુંસારિ રે. ચ૦ ૯૬૮

गाथाः—

जो गणइ लक्खमेगं पूएइ विहिजिणनमुक्कारं ।
तित्थयरनामगोअं सो बंधइ नत्थि संदेहो ॥ ९६९

શિવકુમાર વ્યસની હૂતો નવિ સદ્દહઇતો ધર્મ્મ રે;
15 તેહ નોકાર પ્રસાદથી રહિઓ જીવતો મર્મ્મ રે. ચ૦ ૯૭૦
વલી પરલોક ઊપરિ કહિઉં ચ ડપિંગલ ચોર રે;
રાજ્ય લહી મુગતિરમણી વરી જેહ મિથ્યાતી અઘોર રે. ચ૦ ૯૭૧
વલીય એક ચોર મિથ્યાતીઓ સૂલી રોપીઓ ભૂપિ રે;
તેહ નોકારના પદથકી હુઓ દેવતા રૂપિ રે. ચ૦ ૯૭૨
20 પુલિંદ પુલિંદી મિથ્યાતીઆં મુનિમુખિ નવકાર રે,
સુણી સુરભવ નરભવ કરી લહ્યાં મુગતિસુખ સાર રે. ચ૦ ૯૭૩
ધરણપતિ ઇંદ્ર પદવી લહિઓ ચ ડકોસિ જિન દેખિ રે,
સુર થયા એહ મિથ્યાતીઆ લહસિઇં મુગતિ તતખેવ રે. ચ૦ ૯૭૪

गाथाः—

25 जन्नं कुमईवग्गो अरिहंताईण नाम समरंतो ।
पइसमयं महपावं अणंतभवकारणं जणइ ॥ ९७५

એ ગાથા સાગરની કરી તેહ ગ્રંથ અશુદ્ધ રે;
ગ્રંથ કરતા ઉપદેસક તસ માનઇ તે સુદ્ધ રે. ચ૦ ૯૭૬
તે કહઇ એહ માનું નહી માનુ હીર કહઇ જેહ રે;
તેહ પોટા ગ્રંથ એહ જલિ નવિ બોલવઇ તેહ રે. ચ૦ ૯૭૭
5 એમ જિનશાસનિં ધરમના અછઇ બોલ અનેક રે;
જીવ અનેક સુગતિ ગયા આરાધતાં એક એક રે. ચ૦ ૯૭૮
ઋષભનો જીવ પૂરવભવિ ધનસારથવાહ રે;
તેહ પણિ પ્રથમ ગુણઠાણીઓ સુનિ સાથિંછઇ રાહ રે. ચ૦ ૯૭૯
પણરિ લેઈ આમંત્રીઆ દીઇ ફલ સહકાર રે;
10 સાધુ સચિત્ત તે નવિ લીઇ વહરાવઇ ઘૃત સાર રે. ચ૦ ૯૮૦
તેહ વુહરાવત અરજીઉ તેણુઇ તીર્થંકરગોત રે;
દાનથકી તેહ મિથ્યાતીઓ હૂઓ જિન ઇખુગોત રે. ચ૦ ૯૮૧
સીઅલ પાલી કે મુગતિં ગયા તપ તપી અનેક રે;
તામલિ પૂરણ તાપસા થયા દેવપતિ છેક રે. ચ૦ ૯૮૨
15 પૂરવભવિ કુમરનૃપ જીવડઇ જિન પૂજીઆ ફૂલિ રે;
પાંચ કોડીનઇ મિથ્યાતીય લહિઉં રાજ્ય બહુ મૂલિ રે. ચ૦ ૯૮૩
ધીવર હરિગલ કોલીઆ દયા પાલી સંસારિ રે;
પ્રથમ ગુણઠાણઇ તે રહ્યાથિકા લહ્યા સુદગતિ સાર રે. ચ૦ ૯૮૪
કે મુનિ દર્શનથી લહ્યા કે સ્વયં પ્રતિબોધ રે;
20 કે ભવ અથિરતા દેખિકરિ સુધ કરણનીરોધ રે. ચ૦ ૯૮૫
પનરસઇં તાપસ દીખીઆ શ્રીગૌતમિં જાણુ રે;
તેહ જિનપંથ લહતા નહી લહ્યા કેવલ વરનાણુ રે. ચ૦ ૯૮૬
ભૂષ ભંજેવાનઇ કારણિં મુનિ હૂઓ દ્રુમક જીવ રે;
દ્રવ્યસામાયકથી હૂઓ રાયસંપ્રતિ પીવ રે. ચ૦ ૯૮૭
25 એમ નય બોલ અનેક છઇ કહતાં લાભઇ ન પાર રે;
જે જિનવચન એકઇ સહી આરાધિં સિવસાર રે. ચ૦ ૯૮૮
કો કહઇ તે સિઉં વષાણીઇ જેહ પંથ અશુદ્ધ રે;
સુણિ રે પંથ ન વષાણીય એક વચન જે શુદ્ધ રે. ચ૦ ૯૮૯

જિમ કોઇ દેહકુત્સિત અછઇ એકઅવયવ સાર રે;
તેહ ભલો જિનવચનથી એમ જાણિ નિરધાર રે. ચ૦ ૯૯૦
બોલ હવઇ સુણો પંચવીસમો પરપખ્યીકૃત ધર્મ્મ રે;
જલધિ કહઇ તેહ લેખઇ નહી સુણો તેહનો મર્મ્મ રે. ચ૦ ૯૯૧
5 નહીય અકામ તે નિર્જરા નહીય અજ્ઞાન તે કષ્ટ રે;
કિંતુ કહીઇ ઊહિ બાઇસવું એહ વયણુ તે દુષ્ટ રે. ચ૦ ૯૯૨
ઉપદેસમાલસૂત્રિં તથા વલી વૃત્તિં એ સાખિ રે;
ધરમક્રિયા કહી પરપખ્યની જાણિ તું એણી મેલિં ભાખિ રે. ચ૦ ૯૯૩
થોડું આગમ અણુસારીઉં ઘણું અજ્ઞાન કષ્ટ રે;
10 પણિ નહી નિષ્ફલ સરવથી એહ અખ્યર સ્પષ્ટ રે. ચ૦ ૯૯૪

## ચોપઈ.

કહસિઉં બોલ હવઇ છવીસમો શ્રીહીરવિજયસૂરીસિર નમો;
તેહ પ્રસાદિત જે બોલબાર તિહાં કહિઓ જે મારગાનુસાર. ૯૯૫
તેહ વિપરીત અરથ કો કરઇ તે ન ઘટઇ ભવમાંહિ ફરઇ;
15 જે કો જંતુ કરઇ ઉપગાર પાલઇ કરૂણા અતિહિં ઉદાર. ૯૯૬
દાન દીઇ નઇં ન કરઇ કષાય વિનય સાચવઇ ધરમહ ઠાય;
બોલાવિઓ અતિ મીઠઉં વદઇ એહ બોલ બીજાય વદઈ. ૯૯૭
તે મારગાનુસારી કહ્યા ગુરૂપરપર સૂત્રિં લહ્યા;
કહઇ સાગર સદ્દહણા આપ મારગાનુસારીનો એ વ્યાપ ૯૯૮
20 એમ કહતાં પૂરૂં નહી પડઇ પોતામાંહિં આવી અડઇ;
મારગિ જાતાં જે મહેસરી પરપખ્યીનાં ઘર અણુસરી. ૯૯૯
સાધુવેસ ભણી તે દીઇ પુણ્ય નહી કહો પાપ લેખીઇ;
પાપિ કિમ ધનસારથવાહ પ્રથમ તીથકર હૂઓ નાહ. ૧૦૦૦
મલેછાદિક ઉપદ્રવ ઊપનઇ મુનિ ઘરમાંહિં રાખઇ છનઇ,
25 ચૈત્ય વિઘન મિથ્યાતીઇ ટલિઉં તે ભુડુ કઇ રૂડું કલિઉં. ૧૦૦૧
પરપખ્યીઇ પ્રત્યાખ્યાન સુવિહિત સાધુ સુખિ સુવિધાન;
તે ખોટું કઇ સાચઉં કરિઉં મારગાનુંસારી કીહું અણુંસરિઉં. ૧૦૦૨

તેણઇ તે બોલ બાર અણુસાર મારગાનુસારી અરથ ઉદાર;
તેથી જે વિપરીત ઉચાર તે જાણેવો સઘલો છાર. ૧૦૦૩
હવઇ સત્તાવીસમો બોલ સુણો ખરતરગચ્છઇ સંબધ એહ તણો;
શ્રીજિનપ્રભસૂરીશ પ્રવીણ સાતસઇ કીધાં જિન તવન નવીણ. ૧૦૦૪
5 આરાધી શ્રુતદેવતિ કહઇ તપગચ્છ ઉદય અધિક ગહગહઇ;
વીરપરંપર અડતાલીસ પટ્ટોધર સોમતિલકસૂરીસ. ૧૦૦૫
સ્તવન ભેટિ કીધાં તેહનઇં તેણઇ વિસ્તાર્યાં ગુણ જેહનઇં;
[1]પંડિતપણું વખાણિઉ તાસ વારૂ જ્ઞાનતણો અભ્યાસ. ૧૦૦૬
તે માટિં સોમતિલકસૂરિનઇં કહ્યા અજ્ઞાની સાગરમુનિં;
10 સાગરગ્રંથિં અછઇ એ સાખિ એહ વિચાર ન ઘટઇ મનિ રાખિ. ૧૦૦૭
બોલ અટ્ઠાવીસમો પભણેસિ પાપકરમ જે કરઇ બહુ લેસ;
આલોઅણ જો તેણઇ ભવે તો છૂટઇ કરમજ તે સવે. ૧૦૦૮
પણિ જનમાંતરિ નાલોઇ સકઇ અંબુધિમતના એહવઉં બકઇ;
પણિ તે ન ઘટઇ માંહિં જેહ જ્ઞાધરમકથાંગિં એહ. ૧૦૦૯
15 આલોયું દીસઇ પરભવે તે તરીઆ સંસારજ સવે;
શ્રીઉવાઇવૃત્તિં વલી સાખિ શ્રાદ્ધવિધિ ગ્રંથિં વલી ચિત રાખિ. ૧૦૧૦
શ્રીવાસુપૂજ્યચરિત્રિં સુણો રાયપુણ્યાઢિ અધિકારિં ભણો;
રામ સંગ્રામ વામન બંધવા કરમ અણાલોઇ પરભવા. ૧૦૧૧
રામતણો જીવ હસ્તી હોઇ અવધિનાણિ સમકિતધર સોઇ;
20 અંતિં પૂરવજનમહતણું કરમ આલોયું તેણઇ અતિઘણું. ૧૦૧૨
સુરસુંદરીઇ કીધી મુનિ હાસિ ધ્યાન ચૂકાવિઉં તેહ વિમાસિ;
તેણઇ ભવિ નાલોયું જેહ સુરસુંદરી ભવિ છૂટી તેહ. ૧૦૧૩
એમ અનેક ભવ કીધાં પાપ આલોઈ છુટાં તે આપ;
જનમાંતરિ તે સવિ જાણવું એહ વયણ હઇયડઇ આણવું. ૧૦૧૪
25 ઓગણત્રીસમો બોલ સાંભલો હીરગુરૂ શ્રીવિજયસેનસૂરિ ભલો;
તેણઇ વિપરીત લહી તસ ચાલ નામિં ગ્રંથ તે કુમતકુદ્દાલ. ૧૦૧૫
જલિ બોલ્યો તે જાણી અશુદ્ધ તેહનઇ એહવું આણઇ સુદ્ધ;

---

[1] શાસનપ્રભાવક ભાખિઉ તાસ. ( પાઠાંતર )

સર્વજ્ઞશતકિં એહવું જાણિ જેણઇ એ ગ્રંથ બોલ્યો પાણી આણિ. ૧૦૧૬
તેણઇ કીધી જિનઆશાતના પ્રવચન હેલિઉં એ વાચના;
તેણઇ કારણિ મિથ્યાતીમાં લીહ એહવું આણિઉં વયણ અબીહ. ૧૦૧૭
તેહ વયણનું સૂત્રજ સુણો સર્વજ્ઞશતકિં એ અવગણો;
5 હીર જેસિંગ જો મિથ્યાત્વી કહ્યા તો સાગર ગચ્છ બાહિર રહ્યા.૧૦૧૮

सूत्रम्ः—आगमव्यवहारिवचोनुयायिनमुत्सूत्रकन्दकुद्दालग्रन्थकर्त्तारं हीलयंतोऽर्हदादीनामाशातनया परित्यक्तसम्यक्त्वा इति वयं वदामः ।

એહવું વયણ સુણી ગુરૂભગત કાંઇ ન ચેતો જાણી વિગત;
10 જો ગુરૂ ઉપરિ હોઇ રાગ તો તસ મુહ જોવા નહી લાગ. ૧૦૧૯
પૂરવિં ગુરૂ જેણઇ નવિ માનીઆ ધરમીઇં તે અંગી નવિ કીઆ;
જો ગુરૂ મિથ્યાતી તુમ દીપ સમકિત કિહાંથી પરંપર સીપ. ૧૦૨૦
તાસ પ્રતિષ્ઠા પ્રતિમા નમો તો તુમે સહી સમકિત નીંગમો;
એણી મેલિં તેમાંહિં નહી ધર્મ્મ જે ગુરૂનઇં કહઇ એહવા મર્મ્મ. ૧૦૨૧
15 જે ગુરૂનઇં એ ઓપમ દીઇ તેહનઇ જે ગચ્છમાંહિં લીઇ;
તેહમાં સમકિત કિહાંથી ધર્મ્મ તેહનું વયણ સુણિં બહુ કર્મ્મ. ૧૦૨૨
એમ જાણી મ કરો તસ સંગ તસ સગિં હોઇ સમકિત ભંગ;
સમકિત ભંગિં હોઇ મિથ્યાત તેણઇ સંસાર ઘણો એ વાત. ૧૦૨૩
બોલ ત્રીસમો હવઇ સાંભલો મુકો મન કેરો આમલો;
20 નિસુણો સૂત્ર સિદ્ધાંતહ વાત જિમ સિવસુખ પામો વિખ્યાત. ૧૦૨૪
ઠાણાંવૃત્તિં પાઠ એ ભણિઓ તત્વસેણ પખિખઆણિ સુણિઓ;
ચઉદસિએ આયરિઆણિ એહવું કહિઉં છઇ એમ જાણિ. ૧૦૨૫
તે આશ્રી અંબુધિ એમ કહઇ એહ પાઠ પરપખ્ખી વહઇ;
તેણઇ પાલટીઓ છઇ એ પાઠ અથવા અજ્ઞાની લિખ નાઠ. ૧૦૨૬
25 એહવું કહવું ન ઘટઇ સહી વિચારામૃત ગ્રંથિં સાખિ કહી;
શ્રીકુલમંડનસૂરિ કીધ સમર્થન એહનું સુપ્રસિદ્ધ. ૧૦૨૭
જે એ પાઠતણો અભિપ્રાય નથી જણાતો એમ કહવાય;

તે માટિં પોટો એ ન થાય હવઇ એકત્રીસમો બોલ કહવાય. ૧૦૨૮
અર્હંમી પદ્મારસી સુગાથ એહવું કહઇ પરપખ્ખી સાથ;
એમ અંબુધિ કહઇ છઇ સુણો પણિ ન ઘટઇ એ અરથ તે તણો. ૧૦૨૯
તે માટિં કુલમંડનસૂરિ કીધું સમર્થન એહવું ભૂરિ;
5 હવઇ બોલ બત્રીસમો કહું શ્રાદ્ધવિધિગ્રંથિ એ સાખિ લહું. ૧૦૩૦
કસેલાતણું પાણી નીંનરિઉં ગલ્યા પછી પચપાણિં કરિઉં;
તેણઇ પચપાણતણો નહી ભંગ નવિ કલપઇ કહઇ અંબુધિ ચંગ. ૧૦૩૧
તે પૂછી કરવો નિરધાર હવઇ તેત્રીસમો બોલ વિચાર;
ઉપદેસપદનીવૃત્તિં કહિઉં ઉદધાવિવ સર્વ સિંધવ લહિઉં. ૧૦૩૨
10 એહ કાવ્ય સુમતિં આણીઉં કાંઇ અણઘટતું નવિ જાણિઉં;
અંબુધિ કહઇ અસંગત એહ એમ ન ઘટઇ મનિ ધરયો તેહ. ૧૦૩૩

काव्यम्:—

उद्धाविव सर्वसिन्धवः समुदीर्णास्त्वयि नाथ ! दृष्टयः ।
न च तासु भवान् प्रदृश्यते प्रविभक्तासु सरित्स्विवोदधिः ॥ १०३४

15 એહ કાવ્યતણો સુણો ભાવ સાયર નદી સમાવસભાવ;
તિમ જિન તુઝ દર્શનિ સવિ મિલઇ પણિ પરમાંહિ તુ નવિ ભલઇ. ૧૦૩૫
ઉપદેસપદપ્રકરણમાંહિં કહિઉં તે મનમાંહિં મિં સદ્દહિઉં;
ગાથા નિસુણો તે હું ભણું અરથસહિત મહાતિમ તે તણું. ૧૦૩૬

गाथा:—

20 सव्वप्पवायमूलं दुवालसंगं जओ जिणक्खायं ।
रयणायरतुल्लं खलु तओ सव्वं सुंदरं तंमि ॥ १०३७

અરથઃ—

દુવાલસંગ જે જિણવરિ કહ્યાં સર્વસિદ્ધાંત મૂલ મિં લહ્યાં;
તે રયણાયર સરિખાં સવે નિશ્ચય એણીપરિ બોલિઉ કવે. ૧૦૩૮
25 તેણઇ કારણિ જે જે સુંદરં પરસમઇ દીસઇ શુભકરં;
તે સિદ્ધાંતવયણ જાણવું એહ વયણ હઇયડઇ આણવું. ૧૦૩૯

આગઇ કવી હૂઓ ધનપાલ તેણઇ જિણ સંસ્તુતિ કરી વિશાલ;
નામઇં ઋષભપંચાસિકા સુણો વયણ તે ઉપાસકા. ૧૦૪૦

गाथा:—

पावंति जसं असमंजसावि वयणेहिं जेहिं परसमया ।
5 तुह समयमहोअहिणो ते मंदा विंदुनिस्संदा ॥ १०४१

અરથ:—

હે ભગવંત પરશાસનતણાં અસમંજસ વયણ જિહાં ઘણાં;
તે શાસ્ત્રઇ પણિ જસ પામંતિ જાણિઉ મિં તે કારણ અંતિ. ૧૦૪૨
તુમ સિદ્ધાંતપયોનિધિ સાર તે ઊભરાય અતિહિં અપાર;
10 તાસ બિંદુ તેમાંહિં ભલ્યા તણઇ જસ તે પામઇ મોકલા. ૧૦૪૩
એણઇ કારણિ પરનઇ સિદ્ધાંતિ જે જે વારૂ વયણ એકાંતિ;
તે કહણ જિણ તાહારૂં સહી સ્તવીઇ તેણઇ કારણિ તે લહી. ૧૦૪૪
બોલ કહું હવઇ ચોત્રીસમો તેહનો ભાવ સહૂઇ મનિ રમો;
ગુણસ્થાનકમારોહ એ નામ ગ્રંથિં કહિઉ અછઇ અભિરામ. ૧૦૪૫
15 વ્યક્તમિથ્યાતી હોઇ અભવ્ય તિહાં કોઇ અરથ કરઇ છઇ નવ્ય;
કહઇ છઇ જે જે હોઇ અભવ્ય તે અવ્યકતમિથ્યાતી કવ્ય. ૧૦૪૬
એમ કહતાં વિઘટઇ સિદ્ધાંત તેણઇ કહવું ન ઘટઇ એકાંત;
બોલ કહું હવઇ પાંત્રીસમો તે સુણતાં આલસ નીગમો. ૧૦૪૭
ભગવતીસૂત્રવૃત્તિની સાખિ વલી પ્રવચનપરીખ્યા ભાખિ;
20 કહિઉં તેમાંહિં કેવલીથકી જીવઘાત થાઇ એ બકી. ૧૦૪૮
નવિ લાભઇ પણિ આરંભિકીક્રિયા કહી જીવઘાતઇ થકી;
સર્વજ્ઞશતકમાંહિં કહિઉં એમ તે કુહુ પંડિત માનઇ કેમ. ૧૦૪૯
કેવલી તનુંથી ન હોઇ ઘાત અજ્ઞાની પરિ ન કરો વાત;
જ્ઞાનવંત ન કહઇ એમ કદા જે કહઇ તે અજ્ઞાની સદા. ૧૦૫૦
25 છત્રીસમો બોલ હવઇ સુણો તેહ વિચાર અછઇ અતિઘણો;
કોઇએક કહઇ છઇ જે વિવહારરાસિ આવ્યો જીવ ઉદાર, ૧૦૫૧
તે ઉત્કૃષ્ટથિકો સંસાર માંહિં રહઇ તો અસ્યો વિચાર;

પુદ્ગલપરાવર્ત્ત અસંખ્ય પછઇ મોખ્ય જાઇ એહવી અંચિ. ૧૦૫૨
એમ ન ઘટઇ જે માટિં તેહ વડી સંઘયણિ ભાવ ભાવો એહ;
અપ્પર કહ્યા અછઇ એહવા તે કહીઇ સુણયો કેહવા. ૧૦૫૩
પુદ્ગલ પરાવર્ત્ત અનંત રહઇ સંસારમાંહિ તે જંતુ;
5 તે માટિં કહવું સુવિચારિ એ છત્રીસઇ બોલ વિચારિ. ૧૦૫૪
લિપીઓ લીઉં સૂધું કરી પ્રાઠવિઉં ગુરૂનઇં અણુસરી;
સાગરસાથિં મોટા એહ વિઘટઇ બોલ મનિ ધરયો તેહ. ૧૦૫૫
તેહ વિચાર કરી અભિરામ કરી વિમાસણુ કરવું કામ;
ગુરૂઆણા જો અંગીકરઇ નહિ તો સાગર ગચ્છ બાહિરિ ફરઇ. ૧૦૫૬
10 દેષી લષિત લેષનો એ પટો વિજયદેવ મનિ ધરઇ ઉલટો;
એ પાપી મુઝ પૂઠિં થયા સાગર તો સહી બાહિરિ રહ્યા. ૧૦૫૭
મનિ વિષવાદ ધરઇ અતિઘણો ન સકઇં પ્રગટ કરી મનતણો;
જે વાંચઇ નિજગુરૂના બોલ તે વાંચતાં વારઇ નિટોલ. ૧૦૫૮
વાંચઇ બોલ છત્રીસઇ લેવિ સાગરમત ઊથાપન હેવ;
15 રીસ ચડાવી નાંષી દીઇ ઋજુમારગ તે વાંકો વીઇ. ૧૦૫૯
નિસુણી સોમવિજય ઉવઝાય વલી એક લેખ લષઇ મનિ ભાય;
જો ભગવનનો હોઇ આદેસ તો તુમ પાસઇં રહું આવેસિ. ૧૦૬૦
વડપણિ કરૂં તુમારી સેવ એ ઈચ્છા છઇ મુઝનઇં દેવ;
તો ગુરૂ લષી પઠાવઇ આજ અહ્મપાસઇં નહી છઇ તુમ કાજ. ૧૦૬૧
20 એહ સરૂપ જાણી ગુરૂતણું હીરવયણથી વિપરીત ઘણું;
તિહાંથી નંદિવિજય ઉવઝાય પાંગરીઆ કુણુંગરિં જાય. ૧૦૬૨
તવ પંભાતી અમદાવાદિ સંઘ સંપેસરિ આવઇ આહ્લાદિ;
તતષિણિ મુનિ પાઠવિઆ બેય કહઇ ગુરૂ તિહાં બોલાવઇ તેય. ૧૦૬૩
શ્રાવક કહઇ નાવું તિહાં પાટણનગરિ ગુરૂ છઇ જિહાં;
25 તો ચાણુસમઇ પરઠિઉં બિહુ આવી મિલવું તિહાંકણિ સહૂ. ૧૦૬૪
તિહાં પાટણથી ગુરૂ આવતાં શકુન ન થાય મન ભાવતાં;
ફિરીફિરીનઇં આવઇ તિહાં ચાણુસમઇ સંઘ મિલીઆ જિહાં. ૧૦૬૫
મિલી બયઠા નઇં કરઇ વિચાર સાગરનઇં લેવા નિરધાર;

સહૂસાખિં કહઇ અમદાવાદિ આવી મિલવું ભિહુય સવાદિ. ૧૦૬૬
મૂલ પટો જે શ્રીગુરૂતણો મત તિહાં મિચ્છાદુક્કડ ભણો;
એણી જિણુસ્યઇં સહૂ સંઘની સાખિ એકાંતિં તે વિપરીત રાખિ. ૧૦૬૭
સહૂઇં આવિઉં નિજ નિજ ઠામિ ગુરૂ ફિરી પુહુતા પાટણિગામિ;
5 બ્રાહ્મણપૂત્ર ગૌશ્રૃંગિં સાંસ કર્યો વિચાર પટમાસી ઈશ. ૧૦૬૮
છાના તેડાવી સાગરા રાગદ્વેષના જે આગરા;
ચૈત્ર અમાવસિ મૂહુરત જોઇ સાગર લીધા ભલું નહી હોઇ. ૧૦૬૯
માણુસ પ્રેખિ કહઇ વધામણી મેલ સાગરસિઉં હૂઆ એ ભણી;
નિસુણી રાજનગર પંભાતિ શ્રાવક બોલઇ જૂજૂઇ ભાતિ. ૧૦૭૦
10 કહિઉં અસ્યુંનઇં કીધું કસ્યું મેલ કસ્યો એ સહૂઇ હસ્યું;
અપરાધી લેઈ ગચ્છમાંહ મેલ મેલ પોકારઇ એ કાંહ. ૧૦૭૧
હોઇ બિ ભાઈની વઢવાડિ અથવા નાતિતણી હોઇ ત્રાડિ;
તે વિચા લઇ એકઠા હોઇ તેહનઇં મેલ કહઇ સહૂ કોઇ. ૧૦૭૨
પણિ અપરાધી જોરિં લીધ શ્રાવક કહઇ અણુસમજિઉં કીધ;
15 મેલ કહવો એ યુગતું નહી વાંક સવે કુહુ કિહાં ગયુ વહી. ૧૦૭૩
વડાવયણ લોપીનઇં કીધ આપિં જગમાં અપજસ લીધ;
વેચાથા અમ્હ કુણિં નવિ લીધ શ્રાવક બોલઇ જગત્ર પ્રસીદ્ધ. ૧૦૭૪
તો હવઇ શ્રાવક કહઇ ગુરૂબોલ માનઇ તે વાંદિ રંગરોલ;
એમ સમઝીનઇં કાગલ લષઇ મૂલપટઇ મત કીધા પષઇ. ૧૦૭૫
20 મિચ્છાદુક્કડ દીધા વિના જો સાગર લીધા આસના;
દીધો પરઠ તે નવિ રાખીઓ ગુરૂવયણેં અતિ છેહ દાખીઓ. ૧૦૭૬
તો હવઇ અમ્હ ગુરૂવચને કામ પછઇ કહસ્યો અમ્હ લોપી માંમ;
જો ગુરૂનાં વયણ અણુસરી કરસ્યો કામ વિચારી કરી. ૧૦૭૭
તો તુમ સાથિં ગુરૂવિવહાર નહી તો નહી જાણો નિરધાર;
25 એમ શ્રીસોમવિજય ઉવઝાય મેઘવિજય તિમ વાચકરાય. ૧૦૭૮
નંદિવિજયવાચક જાગતા ધર્મવિજય તિહાં ધુરિ આગતા;
તેણે મિલી પણિ લિખિઉં એમ સંઘિં કાગલ લિખીઆ તેમ. ૧૦૭૯
વિજયદેવસૂરિ હાથિ પહુત વાંચી વલતું લષઇ એ સૂત;

કરવું તે કીધું સુવિચારિ જે અમ્હ મનિ માનઇ નિરધાર. ૧૦૮૦
તુહ્મનઈં એસી કરવી વાત ગચ્છપતિ હું માહારી એ ઘાત;
પરૂપણા મિં ચિત્તિં ધરી સાગર કહઇ હીરપરિ તે ખરી. ૧૦૮૧
એહ લિખિત તે અમદાવાદિ વાંચઇ મનિ હોઇ વિષવાદ;
5 તો સંઘસાથિં સમઝી કરી વાચક ચ્યારઇ બહુગલ આદરી. ૧૦૮૨
લેખ લખી પૂછાવી મુની સંઘ સમસ્ત કરી સવિ હુની;
સંવત સોલવરસ બહુતરિં વૈશાખ સુદિ તેરસિ આસુરઇ. ૧૦૮૩
વાચકમેઘવિજયઉવઝાય સોમવિજય સવિ વાચકરાય;
વાચક ભાણુચંદમુણિંદ નંદિવિજયવાચક મુનિઈંદ. ૧૦૮૪
10 વિજયરાજ વાચક ઉવઝાય ધર્મ્મવિજય દીઠઇ ઉચ્છાય;
પંડિત પ્રમુખ ગીતારથ સહૂ લિખિત કરી મુનિ મિલીઆ બહુ. ૧૦૮૫
શ્રીતપગચ્છ સકલ સમવાય ચોવ્યં સયલ નયર સમુદાય;
કેવલીઆશ્રી તથા જમાલિ મરીઅચિનઈં ઊત્સૂત્ર ન ભાલિ. ૧૦૮૬
ઉત્સૂત્રભાષીનઈં નિયમેન અનંતાજ ભવ કહીઇ તેન;
15 બાર બોલ અનઈં શાસ્ત્રવિરૂદ્ધ કરઇ પરૂપણા તેહ અશુદ્ધ. ૧૦૮૭
તે માટિં ધર્મ્મસાગર પાસિ રાજનગરમાંહિં ઉદાસ;
સકલસંઘ પુરપાટણતણા તેહ સમખ્યજનમાં નહી મણા. ૧૦૮૮
શ્રીહીરવિજયસૂરિં તે છતા મિચ્છાદુક્કડ દેવરાવ્યા હતા;
તેહ ઊથાપણિ કીઉ વિરૂદ્ધ સર્વજ્ઞશતક વલી ગ્રંથ અશુદ્ધ. ૧૦૮૯
20 તે પણિ વિરૂદ્ધ પરૂપ્યા ભણી સાગર સહૂય થયા રેવણી;
વિજયસેનસૂરિં તે દૂરિ કીધા કૂડા જાણી ભૂરિ. ૧૦૯૦
સર્વજ્ઞશતક જે ગ્રંથ અપ્રમાણ કીધો તે સહૂ જાણઇ જાણ;
વાંચઇ તેહ ભણાવઇ જેહ શ્રીગુરૂ આણમાંહિં નહી તેહ. ૧૦૯૧
તેણઇ તે સાગર ગછથી દૂરિ તેહનઈં કો આદર ન કીઇ ભૂરિ;
25 જે તસ પાસઈં કરસ્યઇ આહાર તે સાથિં નહી સંગ લગાર. ૧૦૯૨
જે ગછભેદી સાથિ સંબંધ કરસ્યઇ તે સાથિં નહી બંધ;
તસ મંડલી જે કરસ્યઇ આહાર તે સાથિં નહી આહાર વિવહાર. ૧૦૯૩
વિજયદેવસૂરિં તે ગ્રહ્યા તો તે ગછથી અલગા થયા;

લોપી નિજગુરૂની મરયાદ એમ તેણઇ કીધા ઉનમાદ. ૧૦૯૪
તે માટિં કહઇ સુવિહિત સાધુ અહ્મો તો વીરપરંપર લાધ;
હીરવચણિ જેહનઇં અપરાધ તે સાથિં સવિમંડલિ બાધ. ૧૦૯૫
સાગર તથા સાગરનઈં પાસિ તેહસિઉં નહી સંબંધ વરાંસિ;
5 જો સાગર માનઇ ગુરૂબોલ તો તે સાથિં હોઇ રંગરોલ. ૧૦૯૬
વિજયદેવસાથિં એ આડિ સાગરનઇ મુંકઇ તે તાડિ;
નિજગુરૂ આણુ મનાવી લીઇ તો તેહનઈં મનાસઉં વાંદીઇ. ૧૦૯૭
જિહાં.લગઈં એ·એમ ન થાય:તિહાં લગઈં કોઇ તિહાં ન જાય;
એ સાથિં કો નહી સંબંધ ગચ્છ સહૂઇ એમ કીધો બંધ. ૧૦૯૮
10 લિખ્યાં કરી.મોકલીઆં બહૂ ઠામિ ઠામિ જે જાણઇ સહૂ;
પોતિ પોતિ દીધા આદેસ સાગરનઇં કો ન દીઇ પ્રવેસ. ૧૦૯૯
નદિવિજયવાચક કહઇ અસ્યું ગુરૂવચને માહારૂં મન વસિઉં;
જે ગુરૂ આણુ આરાધઇ આસિ તે સહૂ આવો માહરઇ પાસિ. ૧૧૦૦
એમ જાણી ચડતી તસ દિશા સાગરીઆ મનડઇ અતિ ડસ્યા;
15 જાણઇ કાંઈ કરીય ઉપાય કરીય જિમ એ દૂરિં જાય. ૧૧૦૧
અસ્યું વિમાસી મિલી·દીવાણિ કરી સજાઈ કરવા હાણિ;
તે જાણી સૂધો સંબધ વાચકિં કીધો એ બંધ. ૧૧૦૨
જઈ મિલીઆ સાહિબ બલવંત પાન અબદલા કીધો અરિઅંત;
તાસપાસિ બોલી પારસી અતિપ્રસન્ન તે બોલ્યો હસી. ૧૧૦૩
20 કુહુ પુસફઈમ તુમારૂ કામ તુમ દુસમનનું કેહું ઠામ;
વાચક કહઇ દુસમન કો નહી પણિ એક વાત સાહિબ સુણો સહી. ૧૧૦૪
માહરઇ એક અછઇ ગુરૂભાય તે બેપીર હૂઓ મહારાય;
તેણઇ કીધા એક નવા કતેબ તે અમ ગુરિં નવિ રાખ્યા હસેબ.૧૧૦૫
તેમાંહિં ગુરૂ ગાલી લપી તે નિસુણી મન થાઇ દુપી;
25 તે માટિં જો સાહિબ સુણઇ તો તે અહી આવઇ એમ ભણઇ. ૧૧૦૬
તો તે નિસુણી અબદલાખાન વાચકનઈં દીઇ બહુ માન,
કહઇ બોલાવું અબ તે ઈહાં અહદી મોકલસિઉં અહ્મે તીહાં. ૧૧૦૭
લપી ફુરમાન અહદી આપીઓ તે બિહુનઇ બાંધી અહ્મ દીઓ;

આણ્યો અહદી જાણ્યા તેણુ તો તેણુઇ જાણ્યો ભયરસેણુ. ૧૧૦૮
માણુસ ચ્યાર ગોટાનઇં મિલ્યા મેલ મેલ એમ કહીનઇં ભસ્યા;
ચોમાસું સાહૂ એકજ રહઇ પછઇ કહવું જે તે એ કહઇ. ૧૧૦૯
રાજનગરિ તે આવઇં વહી કરસ્યઇ જિમ વાત ગુરિં કહી;
5 એમ જાણી ભણુસાલી ભદ્યો દેવો નામિં છઇ નિરમલો. ૧૧૧૦
દોસી વેણી નગરનો સેઠ તિમ દોસી મનીઓ શુભ દેઠ;
સાહા નાના વધૂઆ વરલાજ નૃપ વદીતાં કરઇ શુભ કાજ. ૧૧૧૧
એ ચ્યારઇ વાચકનઇ વીનવઇ કહણુ અહ્માડું કરવું હવઇ;
વાચક કહઇ ગુરૂવચને કાજ તે માનઇ તો રહઇ તુમ લાજ. ૧૧૧૨
10 પૂછાવો જો તે એમ કરઇ ચોમાસા પારણુિ ચિત ધરઇ;
વિજયદેવસૂરિ આવઇ અહી સંઘ સાથિ અમદાવાદિં રહી. ૧૧૧૩
વાચકનંદિવિજયસિઉં મિલી એક વિચાર કરી મન રલી;
સાગરપાઇં કરાવઇ મતું મિચ્છાદુક્કડ દિઇ સહૂ છતું. ૧૧૧૪
ન કરે તિહાં લગઇ રાપઇ દૂરિ તો તુમ કહણુિ હોઇ મહમૂરિ;
15 તો તેણુઇ પાટણુિ ગુરૂનઇં લિખિઉ સયલ વૃતાંત વાચક તેણુઇ
અપિઉં. ૧૧૧૫

ભયભારિં ચંપાણુ ભણુઇ તુમે કીધું તે કુંણુ અવગણુઇ;
પણુિ હઇડઇ પેટામાં પોટ ન લહઇ કો જે કપટનો કોટ. ૧૧૧૬
તાસ લિખિઉં આવિઉં દેખીઉં મહાજન સહૂઇ થયું સાખિઉં;
20 કર્યાં સખીનઇં કીધો મેલ તો તેણુઇ કપટિં પાડ્યો ભેલ. ૧૧૧૭
કાગલ લખ્યો આદેસ વિદેસ અન્ન ન દેવું એ આદેસ;
કરી મેલનઇ કરઇ દદોલ કાગલ ગછ ભેદવા નિટોલ. ૧૧૧૮
વિણુ વાકિ ઓલંભો લખઇ તે કોઇ લેખઇ નવિ સખઇ;
સોમવિજયવાચકની આણુ મેઘવિજય નંદિવિજય સુજાણુ. ૧૧૧૯
25 ધર્મ્મવિજય એ ત્રિણુિ વાચકા તેહની આણુ લહી તિહાં થકા;
દર્શનવિજયગણુિ પાંગરઇ નયર બરહાનપુર ભણી સંચરઇ. ૧૧૨૦
ખંભનયરથી તે પાંગરઇ જંબૂસરિ તે આવી કરઇ;
હીરવયણુ વાસિત સહૂ મતાં ભરૂઅચિ સૂરતિ અતિ શોભતાં. ૧૧૨૧

સૂરતિમાં દોસી નાનજી સાથિ બોલ બંધ કીધા હાથોહાથિ;
જો વિજયદેવ સૂરિ ઇર્ષ્યાકરઇ તો અમ કુટંબ કહિઉં તુમ કરઇ. ૧૧૨૨
અહ્મારે ચ્યાર બાંધવની જોડ તિમ તુમ્હે પાંચમા ભાઇ નહી ખોડિ;
અમ્હે નિર્વાહુ તુમારો કરૂં તે કરતાં મનમાં નવિ ડરૂં. ૧૧૨૩
હીરગુરૂવચને ધરો તુમ્હે રંગ બહુનિપુર જાતાં કરો ઉચ્છરંગ;
ત્રિણિસઇ નામાનાં લેઈ મતાં દોસી પુંજાનઇ મનિ જે હતાં. ૧૧૨૪
તિહાંથી ચાલ્યા પાનદેસ ભણી નંદરબારિં વાત કીધી ઘણી,
અનુંક્રમિ થોડે દિવસે કરી બરહાનપુર આવ્યા ઉલટ ધરી. ૧૧૨૫
વાચકવિજયરાજનઈં વેગિ આવી વંદઇ મનનઈં નેગિ;
તાસ સુણાવઇ સવિ માંમલો.સંઘ સવે તે જાણ્યો ભલો. ૧૧૨૬
5 જસસાગરનઇં કીધો દૂરિ માંડલિથી તે વાંકો ભૂરિ;
તવ તે સંઘ મિલી વીનવઇ પધ્યો વરાંસો અવધારો હવઇ. ૧૧૨૭
કરી કૃપા બઇસારો પાસિ સંઘકહણુ કીધું સુવિમાસિ;
તો વાચકનઈં કહઇ એ બંધ બિહુ ચોમાસું રહઇ એ સંધિ. ૧૧૨૮
લષિઉં કોઇનું નવિ માનવું આજ પહલું હવું તે હવું;
10 હવઇ કરેવું જે અહ્મો કવું ચોમાસા પારણિ પૂછવું. ૧૧૨૯
બાહદરપુરિ વાચક ચોમાસ ઇદલપુરિ વીરવિજય પંન્યાસ;
સહરમાંહિં વલી જસસાગરો દર્શનવિજય રામવિજય મુનિવરો. ૧૧૩૦
ઠાણા એકાદસસિઉં તેહ વિજય પાંચ છ સાગર એહ;
ચોમાસું એકઠા તે રહ્યા નિજનિજ કરવા બિહુ સામહ્યા. ૧૧૩૧
15 દર્શન સંભલાવઇ હીરવયણ શ્રાવક જાણઇ ચિંતામણિ રયણ;
છત્રીસ બોલ સુણાવઇ તાસ સાગરમત કીધો નીરાસ. ૧૧૩૨
બઇ તડું કીધું તેણીવાર દર્શનનઇ હૂઓ હરષ અપાર;
દર્શનઈં તો વાચકરાજ વિજયરાજ ઘણું માનઇ લાજ. ૧૧૩૩
તેહનઇ ઊપરિ કીધા ભલા ગુરૂવચને શ્રાવક નિરમલા;
20 અધિકારી શ્રાવક બઇ ચ્યાર હીરવયણે થાપ્યા નીરધાર. ૧૧૩૪
તે દેષી દાઝઇ સાગરા ગુરૂનઈં લેષ લષઇ આકરા;
એણઇ સંઘ સવે વસી કીધ તો તેણઇ ઓલભો દીધ. ૧૧૩૫

કોઈ ન માનઇ તેહનઉં લિખિઉ લેખ મહોત કુલિં નવિ રખિઉ;
વાચક મેઘવિજયના સીસ ઇંદ્રવિજય ઊપરિ અતિ રીસ. ૧૧૩૬
25ભાણુચંદ વાચકનઇ પાસિ સયલ સંબંધ કહિઓ સુવિમાસિ;
વાચક બોલ લેઈ અજમેર પુહુતા પણિ તે પડિઓ ફેર. ૧૧૩૭
5પંભનયરિથી સાગરીએ છેક લિખી મોકલીઉં મોટું એક;
જીવવિજય પંડિત અવગણુઇ તુમ આણાથી અલગું ભણુઇ. ૧૧૩૮
તેણુઇ તાસ ઓલંભો દીપ પણિ તે કામ રતિ નહુ સીધ;
તે માહંત તપસીય નિરીહ કોઇ ન લોપઇ તેહની લીહ. ૧૧૩૯
તેહનઈં હીરવચણિ મનરંગ ન ગમઇ કાંઈ સાગરનો સંગ;
10રીસ કારણ ગુરૂભગતાપણું ગુરૂ ભગતા ઊપરિ દુષ ઘણું. ૧૧૪૦
શ્રીગુરૂ વિજયસેનના સીસ અતિવયરાગિ રહઇ નિસદીસ;
ઉગ્ર ચારિત્ર ચલાવઇ પંથ સદ્દહણા સાચી એ પંથ. ૧૧૪૧
સોમવિજયવાચક આદેસિ ચોમાસું ન લીય સુનિવેસ;
પંડિત હંસવિજય શુદ્ધપખ્ખ મહાવયરાગી વેલોરખ્ય. ૧૧૪૨
15એહવા માહંત ભણી તસ દોસ દીપો આણી મનિ અતિ રોસ;
એ ચતુરાઈ જોયો અસી નિસુણઇ જે તે ઊઠઇ હસી. ૧૧૪૩
વલી એક જોયો તાસ વિવેક આપિ ઉપાધિ કરી વલી એક;
સૂરતિ નયરિ પજૂસણ ભણી છતઇ તિહાં ગુરૂ ભગતા મુણી. ૧૧૪૪
પંડિત ધનહરખ બહુશ્રુતા કરઇ વપાણ ગુરૂ આરાધતા;
20તે ઊપરિ લિખીઓ આદેસ સાગરીઆ જૂદા નઇ રેસિ. ૧૧૪૫
રાનેરથી અબિધના યતી જિનઆણા ભંગ ન બીહઇ રતી;
બઇસી નાવા તાપી નદી ઊતરી આવ્યા તે પણિ બદી. ૧૧૪૬
તેણુઇ તીહાં જૂદું કીધ વપાણ ઇમ અનેક જૂદાના ઠાણ;
વલી કાગલ લપીઆ બહુભાતિ લપી તે માંહિં બહૂ તાતિ. ૧૧૪૭
25નયર બરહાનપુરિ જસસાગરો તાસ લષ બહુ રપે તુમે ડરો;
વિજયપખ્ખમાંહિં જે મિલ્યા તે જાણેયો અહ્મથી ટલ્યા. ૧૧૪૮
મેલ કરીનઇ કરૂં રેવણી એકઈં એક અતિં અવગણી;
સંઘ સવેનઇ કરયો હાથિ નવિ મિલવા દેયો તે સાથિ. ૧૧૪૯

વારિ વસતિ નવિ દેવું અન્ન ગામિ ગામિ લિખિઉં એ ધન્ન;
વીરશાસનિ સૂરિ બહુ હુવા દાન નિષેધ ન કીધા નવા. ૧૧૫૦
એ સામાચારી એહથી પ્રગટ થઇ એ અનુચાનથી;
એતો નહી જિનશાસન માગ એહવા લેખ લખઇ દુષભાગ. ૧૧૫૧
5 લેખ વાલઇ લાલજી હાથિ દીધા દર્શનિં લાલજી કરિથી લીયા;
દર્શનવિજયવાચકનેં આપ લેખ સંભલાવઇ માંહિં સંતાપ. ૧૧૫૨
કરી ઉતારા રાખ્યા પાસિ કેઈ બીડી મોકલઇઓ હોલ્લાસિ;
સાહ માનજી જે કાલૂપુરા તસ હાથિં તેડી દીધા ઘરા. ૧૧૫૩
તેણઇ રાજનગરિ જઇ દીધ સોમવિજય વાચકિ તે લીધ;
10 વાંચી જાણ્યો તાસ અભોગ સંઘ તેડી જણાવ્યો યોગ. ૧૧૫૪
તે જાણીનઇ સહૂ ગહવરિઉં હૈ હૈ એણઇ એ સિઉં કરિઉં;
ટાલી મનથી તેહની આસ સહુઇ બોલઇ અસ્યું વિમાસિ. ૧૧૫૫
એથી નવિ દીસઇ કાંઇ ભલું અતિ અધિક લષીઇ કેતલું;
ગુરૂ નૃપનાં મનમયલાં જોઇ કુહુ તિહાં કેહવું રૂડું હોઇ. ૧૧૫૬

15 ॥ ઢાલ ॥

રાગ રામગિરિ; દેસી આખ્યાનની.

એમ જાણી સંઘ અમદાવાદનો ગુરૂનઇ લષીય જણાવઇ;
રાજનગરિ તુમે પૂજ્ય પધારો કઇ વાચક તિહાં આવઇ. ૧૧૫૭
વલતું તેણઇ લિખિઉં એહવું અહ્મનઇ શકુન ન થાઇ;
20 વાચક આવ્યાનું કામ અહી નહી કરયો જિમ મનિ ભાવઇ. ૧૧૫૮
સંઘ પંભાયતિનઇં વલી લિખિઉં ગુરૂઆણા ઊથાપી;
જો સાગરનઇ લીધા જોરિં તો અપકીરતિ વ્યાપી. ૧૧૫૯
હવઇ જો રાજનગરિ તુમે આવી વાચકનઇ સમઝાવી;
સંઘસાષિં મતં મિચ્છાદુક્કડં સાગરપાંહિં કરાવી. ૧૧૬૦
25 જો વિણુ કપટિં કલેસ ટાલસ્યો તો થાસ્યઇ સહી વારૂ;
નહીં તો જાણો તુમે તુમારૂં કોઇ નહી તુમ સારૂ. ૧૧૬૧

વલતો ઉતર લપીઓ એહવો કરવું હુતું તે કીધુ;
તે ઉપરિ જાણો તેં કરયો એહવઉં લિખિઉ પ્રસિધઉ. ૧૧૬૨
મેઘવિજયવાચક સુવિચારી લપીઉ એહવો ભાવ;
આવી ગુરૂની આણ પલાવો તો જાઇ સવિ પાવ. ૧૧૬૩
5 તિહાં પણિ ઉતર તેહજ લિપીઇ પણિ નવિ ચિત્તિ ચેતઇ;
બીજો ઉત્તર કાંઇ ન આપઇ નવિ જાણઇ હિતહેતઇ. ૧૧૬૪
એહવઇ અવસરિ વાત હૂઇ એક તે નિસુણો સાવધાન;
મકરૂબપાંન તે ગુજ્જરિ આવઇ લેઇ નૃપનું ફરમાન. ૧૧૬૫
નયર જાલોરિં જવ તે આવ્યા ભાણુચંદઉવઝાય;
10 મકરૂબપાન હજૂર જઈ મિલીઆ તેં રલીઆયતિ થાય. ૧૧૬૬
અતિ આદરસિઉં પૂછઇ પ્રેમિં મકરૂબપાંન દેઈ માન;
કુહુ કાંઇ કામ હોઇ જે તુમારઇ તે કરસ્યુ સુપ્રધાન. ૧૧૬૭
તો વાચક વલતું એમ ભાસઇ હૂઇ છઇ એક નવાઈ;
હીરવિજયસૂરિ વચન ઊથાપી સાગર હૂઆ દુપદાઈ. ૧૧૬૮
15 તે પણિ વિજયદેવસૂરિ સાથિં સમઝી અલગું માંડઇ;
હીરવિજયસૂરિ વયણ ઊથાપઇ ગછ સઘલાનઇ ભાંડઇ. ૧૧૬૯
નિસુણી પાન ભણઇ સુણો વાચક સિદ્ધચંદ અહ્મ બેલિ;
આવઇ જો તે કહઇ તે કરસ્યું તવ સાથિ ચાલઈ ગેલિં. ૧૧૭૦
પાન સાથિ તે આવઇ પંડિત સિદ્ધચંદ સમરત્થ;
20 સિદ્ધપુરિં તંવ આવ્યા નિસુણી લેવા તસ પરમત્થ. ૧૧૭૧
પાટણથી વિજયદેવિં પાઠવિયા મુનિ શ્રાવક સંજુત્ત;
ધનવિજય નઈ અબજી મહિતો દસ વહુલિ સાથિ પહૂત. ૧૧૭૨
જઇ પંડિતનઇ સવે સુણાવઇ જે તે મિં કહવરાવ્યું;
વાચકપદ દેઉં અહીં આવો તેં તસ મનિ નવિ ભાવ્યું. ૧૧૭૩
25 કહઇ સિદ્ધચંદ સુણો તુમે શ્રાવક મુઝ ગુરૂ ભાણુચંદ;
તેહનઉ મન હુસ્યઇ તિમ કરસ્યું અહ્મ મનિ એમ આણુંદ. ૧૧૭૪
ઉપાધ્યાપદ મિં કયા કરૂં ઉનેકા ગુરૂમેરા ભાણુચંદ;
ઉનકી ચાહ કરૂં મિં સબ દિન તું કયા દેવઇ સૂરિંદ. ૧૧૭૫

મહિસાણા લગઇ પૂઠિં પુહુતા તોહઇ તે નવિ માનઇ;
ઔર ઔર કયા કહો તુમ મોહિકું સિદ્ધચંદકું ન પિછાનઈ. ૧૧૭૬
તેરા ગુરૂ હમકું ક્યા ડરાવઇ અબ કયું હમકું સીષાવઇ;
ફિરી પાછા પાટણમાં આવઇ ગુરૂનઈં વાત સુણાવઇ. ૧૧૭૭
5 સિદ્ધચંદ રાજનગરિ પુહુતા રાષી જગમાં માંમ;
સોમવિજય વાચકનઇં વાંદઇ સમકિત રાષઇ ઠામ. ૧૧૭૮
સાખાસી કોવિદ સિદ્ધચંદનઈં બિહુ ઠામે ધરી ટેક;
આપ રાષી કીધું અજૂઆલૂં મોટો એહ વિવેક. ૧૧૭૯
એક દિન દુસમન પ્રેરિઓ રાજા સિદ્ધચંદ્ર પ્રતિ ભાસઇ;
10 તરૂણપણા તુઝ દીસઇ અધિકા નહી ફકીરાઈ વરાંસઇ. ૧૧૮૦
ધરિ દુનીઆં હય ગય તુઝ આપું આપું મલક બહૂત;
નિસુણી વાત અવનીપતિ કેરી ચિંતઇ રહઇ કિમ સૂત. ૧૧૮૧
કહઇ તવ સિદ્ધચંદ વિચારી અવનીપતિ અવધારો;
જે જેણઇ અંગીકૃત કીધું તે ન ટલઇ કિરતારો. ૧૧૮૨
15 કોપ્યો ભૂપ સુણી તે વાણી જો નવિ માનઇ બોલ;
તો હાથી હેઠલિ નાંષીનઇં મારો એહ નિટોલ. ૧૧૮૩
એ ભયથી પણિ નવિ તે ચૂકો એમ અનેક ભય દાષ્યા;
પણિ તેણઇ તે આપ ન છાંડિઉં વ્રત પોતાનાં રાષ્યાં. ૧૧૮૪
દેષી નૃપ તસ અતિઆ કીધો પુનરપિ પાસઇ તેડી;
20 દેઈ દિલાસા બહુપરિ માન્યા નાંષ્યા પિશુન ઉથેડી. ૧૧૮૫
એમ એક ટેક તિહાંકણિ રાષી બીજી આ અધિકારિં;
વાચકપદ આચારજિ છાંડી માંડી મતિ આચારિં. ૧૧૮૬
પરમ ગુરૂ શ્રીવિજયસેનસૂરિ તાસ પરંપર રાષી;
શુદ્ધ સદ્દહણા એહની જગમાં કવિતાઈં અહીદાષી. ૧૧૮૭
25 નંદિવિજયવાચક વર બોલિં સિદ્ધચંદ કવિરાય;
બીજા ગીતારથ મિલી સઘલા પ્રણમઇ શ્રીઉવઝાય. ૧૧૮૮
સોમવિજય વાચકનઇ વીનવઇ કહઇ હવઇ કરો ઉપાય;
હીર પરંપર રાષો રૂડી જિમ મન વંછિત થાય. ૧૧૮૯

આચારજિ પદ દીજઇ નૂતન તો રહઇ ગુરૂ લાજ;
સોમવિજય વાચક વલતું કહઇ ઉતાવલિ નહી કાજ. ૧૧૯૦
કહી સંઘનઇં વલી લેપ લષાવઇ જો કળહી તે આવઇ;
શ્રાવક સહુનઇં વાત જણાવઇ તે પણિ સહૂ મનિ ભાવઇ. ૧૧૯૧
5 દસ વીસ વાર ફિરી ફિરી લષતાં ઉતર તેહજ આવઇ;
વલી સંઘ થંભનયરનો આવી વાચક આગલિ ભાવઇ. ૧૧૯૨
સંઘવી સોમકરણ સાહ સોમો કહનિ સુણો ઉવઝાય;
જો એક કહણ કરો અહ્માર્રૂં તો એ સહી મેલ થાય. ૧૧૯૩
વાચક કહઇ ગુરૂ હીર પરંપર રહતાં જે તુમ ભાવઇ;
10 તે કરસ્યું સહી કહઇયો અહ્મનઇં પણિ તેહનઇં મનિ નાવઇ. ૧૧૯૪
તો તે કહઇ જે વિજયસેનસૂરિ પટો લિખ્યો ગ્રંથમાટિ;
વિજયદેવસૂરીનઇં નામિં લિખતાં આવઇ ઘાટઇં. ૧૧૯૫
તો વાચક કહઇ ભલૂં ભણિઉં એમ જો તેહનઇં ચિત્તિ આવઇ;
તો તેણે તે લિષીય જણાવિઉં તેહજ ઉત્તર ભાવઇ. ૧૧૯૬
15 વલી શ્રીસોમવિજયવરવાચક વિનતી લષઇ વિનીત;
તે ભવિયણ તુમ્હે સુણુયો ભાવિં થિર કરીનઇં નિજચિત્ત. ૧૧૯૭

॥ ઢાલ ॥

રાગ રામગિરિ.

સોમવિજય વાચક વલી લષઇ ગુરૂ હિત હેવ રે;
20 લોક કહઇ કો પાકો નહી સમઝાવઇ વિજયદેવ રે. ૧૧૯૮
જ્ઞાનવંતિં ન વરાંસીઇ કીજઇ દીર્ઘવિચાર રે;
સાગરગુરૂના વિરાધક હૂઆ બહુ દુષકાર રે. જ્ઞાન. આંચલી૦ ૧૧૯૯
બોલ છત્રીસ સિદ્ધાંતના ઊથાપઇ એ નિટોલ રે;
પાંચ એ બોલ નિજગુરૂતણા હીરના બાર બોલ રે. જ્ઞાન૦ ૧૨૦૦
25 પૂરવસૂરિ બહુ હેલીઆ હેલ્યા ગ્રંથ અનેક રે;
એહ સાથિં કરયો બધડો કરયો એહ વિવેક રે. જ્ઞાન૦ ૧૨૦૧
જો તુમ્હે રાગવસિં પ્રભુ અવિચારિઉં એ કાજ રે;

કરસ્યો તો કો તુમચો નહી નહી માનઇ કો લાજ રે. જ્ઞાન૦ ૧૨૦૨
વીર ગુરૂ હીર પરં પરા ઉથાપી નહી જાય રે;
કહિઉં અ માનો પ્રભુ પછઇ તુમે કસિઉં કાંઇ નહી થાય રે. જ્ઞાન૦૧૨૦૩
5 તુમે જો ગુરૂ આણા માનો નહી તુમ માનસ્યઇ કુંણુ રે;
એમ દૃષ્ટાંત તે બહુ લષ્યા પ્રભુ આવઇ નહી સૂણુ રે. જ્ઞાન૦ ૧૨૦૪

ઢાલ.

રાગ વયરાડી.

અતિ અભિમાન ન કીજીઇ જેણઇ વિણસઇ નિજ કાજ રે;
10 વીનતી ન માનઇ એ કોઇ તણી તો લોપી તસ લાજ રે. અતિ૦
આંચલી. ૧૨૦૫
લાજ લોપી હુવઇ તેહની દીઇ સવિ ચૈત્ર આદેસ રે;
હીરવચણના આરાધક પ્રતિબોધઇ સવિ દેસ રે. અતિ૦ ૧૨૦૬
સાગરનીય પરૂપણા જાણી અશુદ્ધ અપાર રે;
15 આચારજિ વિજયદેવનઇં માનઇ નહી અણુગાર રે. અતિ૦ ૧૨૦૭
વલી સહુ સંઘ વિમાસીનઇં લષઇ કરી એક વિચાર રે;
અપર પૂજ્ય અવધારયો સંભૂતિવિજય ગણધાર રે. અતિ૦ ૧૨૦૮
તાસતણો સીસ અતિસુંદર શ્રીથૂલીભદ્ર સુણિંદ રે;
તાસ ભણાવઇ એ હિત ઘણઇં ચઉદઇ પૂરવ આણંદ રે. અતિ૦ ૧૨૦૯
20 દસપૂરવ અરથિઇ થયો એહવઇ અવસરિ નાણુ રે;
વંદનિ આવઇ એ સહોદરી પૂછઇ બંધવ ઠાણુ રે. અતિ૦ ૧૨૧૦
સાધુ કહઇ જૂઓ ઓરડઇ જવ ભગિની તિહાં જાય રે;
તવ દેષાડઇ છતિ આપણી વાઘરૂપ તેણઇ ઠાય રે. અતિ૦ ૧૨૧૧
દેષી તેહના ભયથકી બીહીની બોલઇ નારિ રે;
25 જો મુંનિવર રે હાસું કરઇ તે જાણિઉં ગુરરાય રે. અતિ૦ ૧૨૧૨
તવ તેણઇ નિજરૂપ પ્રકટીઉં બહનિં થઈ રલીયાતિ રે;
ગુરિઇં જાણિઉં વિદ્યા એહનઇં જીરવાણી નહી ભાતિ રે. અતિ૦ ૧૨૧૩

વલી એક વાત એહવઇ સુણો આવ્યો એક નવો વિપ્ર રે;
પૂછતો થૂલિભદ્રનઇ નવિ દીસઇ જૂઇ અકંપ રે. અતિ૦ ૧૨૧૪
પૂછ્યા સાધુ કહઇ કસ્યું તેહ સંઘાતિં કામ રે;
વિપ્ર ભણઇ વિણકારણિં ઉપગારી મિત્ર નામ રે. અતિ૦ ૧૨૧૫
5 સાધુ ભણઇ સુણિ જોસીઆ કસ્યો કર્યો ઉપગાર રે;
વલતું બાંભણ એમ ભણઇ તસ ઉપગાર નહી પાર રે. અતિ૦ ૧૨૧૬
મોહિ પિતા ઘરિ ધન ઘણું પોહુતા તે પરલોકિ રે;
ધન સાંતિઉ નવિ મિં લહિઉં પાતાં ખૂટઇ થોકિ રે. અતિ૦ ૧૨૧૭
પાતાં ધન જે બાહિરિ હતું તે ખપીઉં અપાર રે;
10 તેણઇ કારણિ પરદેસડઇ ફિરીઓ હું નિરધાર રે. અતિ૦ ૧૨૧૮
ઘરિ આવ્યો તરૂણી ભણઇ સિંઉ લાવ્યા રલી આજ રે;
મિં કહિઉં દેસ બહુ ભમ્યો પણી સરીઉં નવિ કાજ રે. અતિ૦ ૧૨૧૯
ઘરણી કહઇ મિત્ર તાહરો આવી પૂછ્યો ઉદંત રે;
જાણિઉં તેણઇ દરિદ્રપણું ઠોકી દંડક અંત રે. અતિ૦ ૧૨૨૦
15 વયણ અસ્યું મુખિ ઉચરિઉં ઈહાં એમ તિહાં એમ કાઈ રે;
અસ્યું કહી સો મિત્ર વલ્યો સુણી મિં પણીઉં તિહાંઇ રે. અતિ૦ ૧૨૨૧
સોવન કલસ ભર્યો તિહાં કાઢી સઞ્ચ્યો તેહ રે;
દલિદ્ર ગયું સવિ મુઝતણું વાધ્યો વાન તસ દેહિ રે. અતિ૦ ૧૨૨૨
તેણઇ ઉપગારિ સુપી હવુ ચરણ નમું હું તાસ રે;
20 તે નિસુણી ગુરૂ મનિ ધરઇ વિદ્યામદનો વિલાસ રે. અતિ૦ ૧૨૨૩
નવિ અધ્યયન ચાલઇ પછઇ જાણી સંઘ ઉદંત રે;
વિનય કરીનઇં વીનવઇ એ તો મોટો માહંત રે. અતિ૦ ૧૨૨૪
જ્ઞાનની વૃદ્ધિ હોઇ ઘણી ગુરૂ કહઇ એતલઇ યોગિ રે;
અરથ સરિઓ હવઇ એહુથી સૂત્રતણો અનુંયોગ રે. અતિ૦ ૧૨૨૫
25 પૂછઇ સંઘ બીજો અછઇ ચઉદપૂરવધરે કોઈ રે;
ભદ્રબાહુ સ્વામી તે અછઇ આવઇ ગુરૂ જોઇ રે. અતિ૦ ૧૨૨૬
સંઘ લખી લેખજ પાઠવઇ ગુરૂ પ્રારંભઇ ધ્યાન રે;

તેસુણી 'સંઘ લષઇ વલી બીજો ઉતર એ માન રે. અતિ૦ ૧૨૨૭
વલતું સંઘ લષઇ વલી જે લોપઇ સંઘ આણું રે;
તાસ આલોઅણુ સી પ્રભો તે લષયો અહનાણુ રે.' અતિ૦ ૧૨૨૮
શ્રીભદ્રબાહુસૂરી લષઇ આણુ ન માનઇ જેહ રે;
5 સંઘ બાહિરિ કરવો તસ એહનો ઉત્તર એહ રે. ' અતિ૦ ૧૨૨૯
વાંચી સંઘ લષઇ વલી પૂજ્ય વડા એ વિચાર રે;
જાણુઇ પણિ એ સંધિં લષિઉં ચિતમાં આવિઉં અપાર રે. અતિ૦ ૧૨૩૦
વાંચી તરત તે સંઘ ભણી આવ્યા દિન અવિછિન્ન રે;
તિમ તુમનઇં સંઘ બહુ લષઇં તુમ્હે તિહાં ચિત્ત ન દીન્ન રે. અતિ૦ ૧૨૩૧
10 તુમ્હે સંઘ આણુ માનો નહી તુમ હોસિઇ તે દંડ રે;
કહિઉં રે માનો પ્રભુ સઘતણુ મ કરો ગચ્છવિ ષંડ રે. અતિ૦ ૧૨૩૨
તોહઇ ઊતર તેહજ આવઇં તેહનો તેહ રે;
સંઘવયણુ તેણઇ લોપીઆં ષાન સુણાવિઉં એહ રે. અતિ૦ ૧૨૩૩
ષાનિં આપ લિખિઉ વલી આવો દેઉં કરી મેલ રે;
15 તેણઇ લિખિઉં શકુન આવઇ નહી અરથ નહી એ ભેલ રે. અતિ૦ ૧૨૩૪
ષાનિં સંઘ તેડી કહિઉં તેડી શ્રીઉવઝાય રે;
સિઉંઅ જૂઓ છો હવઇ તુમે એ તુમચો નહી થાય રે. અતિ૦ ૧૨૩૫
આચારજિપદ થાપના કરો ગુરૂ વયણુનઇં હેતિ રે;
વાચક કહઇ તો વિચારીય જો ચેતઇ કાંઈ ચેતિ રે. અતિ૦ ૧૨૩૬

20 ઢાલ.

રાગ સીધૂઓ

મુનિ બિ પાટણિ મોકલ્યા તેણઇ જઈ શ્રીગુરૂ કહ્યા;
વીનવ્યા વિનય કરી બહુ ભાવસિઉં એ. ૧૨૩૭
સોમવિજયવાચક વિભુ તેણઇ અહ્મ મોકલીઆ પ્રભુ;
25 સુણો પ્રભુ વીનતી જે તેણે કહી એ. ૧૨૩૮
રાજનગરિ પ્રભુ આવીઇ શ્રીપૂજ્યનાં વચન પલાવીય;
સોહાવીય ગચ્છ સઘલો પ્રભુ આપણો એ. ૧૨૩૯
જો તિહાં તુમે આવો નહી તો તે અહી આવઇ સહી;
એમ કહી મુનિવર બિ તે વીનવઇ એ ૧૨૪૦

સુણી તે ગચ્છપતિ ઊચરઇ સાગર મતું નહી કરઈ;
ઉચરઇ મિચ્છાદુક્કડ તે નહી એ. ૧૨૪૧
વલતું મુનિવર કહઇ એમ કુહુ પ્રભુ કહિઉં ન કરઇ કેમ;
પ્રભુ એમ નિજગુરૂવચન તે નવિ રહઇ એ. ૧૨૪૨
5 નિજગુરૂવચન આરાધતાં સોભા સંયમ સાધતાં;
વિરાધતાં વીર જમાલિતણી પરિં એ. ૧૨૪૩
હેમસૂરિ કહઇ સુણો સુખકરૂ રામચંદ્રસૂરિ સુંદરૂ;
નહી વરૂ પદ દેવું બાલચંદ્રનઇ એ. ૧૨૪૪
અજયપાલિ એક ફંદ કીઓ બાલચંદનઇ નિજપદ દીઓ;
10 નહી દીઓ તો અગનિસિલા ઊપરિ સૂઓ એ. ૧૨૪૫
રામચંદસૂરિ અણુસણ કરી નિજગુરૂવચન તે ચિતિ ધરી;
સુરપુરી પામ્યા અગનિસિલા રહી એ. ૧૨૪૬
એમ તે ગુરૂનાં વયણ કાજિં જીવ ઓમ્યો નિજગુરૂલાજિં;
તુમ રાજિં કિમ જાઈ ગુરૂ બોલડા એ. ૧૨૪૭
15 તુમ કહણ કિમ નવિ પાલઇ વિપરીત બોલ કિમ નવિ ટાલઇ;
કાં ભાલઇ અલગું મત તે માંડવા એ. ૧૨૪૮
કહઇ ગુરૂ ઘણું કહવું કસ્યું એહ સાથિં અહ્મ મન વસ્યું;
નહી તસ્યું તુમ સાથિં મનમાહરૂં એ. ૧૨૪૯
જો તુમે નેમિસાગર વાંદો તો અહી રહવા કરો છાંદો;
20 નહી તો એ અહી તુમનઇ રહવું નહી એ. ૧૨૫૦
સુણી તે મુનિ સિદ્ધાવીઆ અમદાવાદિં આવીઆ;
ભાવીઆ વાત હવી તે સવિ કહી એ. ૧૨૫૧
સુણી સંઘ એમ ચીંતવઇ કસ્યું વિચાર કરવો હવઈ;
તો હવઇ આચારજિ પદ આપીઇ એ. ૧૨૫૨

25 ઢાલ

રાગ ગોડી.

ચઉવિહ સંઘ મિલેવિ કરઇ વિચારણા;
હીર પરંપરા કિમ રહઇ એ. ૧૨૫૩

નહી આચારજિ એહ પાટિ ભગત નહી;
આરાધક ગુરૂ વચનનો એ. ૧૨૫૪
સાગર વાસિત એહ લોપી પરં પર;
નામ ધરાવ્યું અવરનુ એ. ૧૨૫૫
5 વીર હીરની આણુ ન રહઇ એહથી;
ન રહઈ ગચ્છ એહનઈ કરિ એ. ૧૨૫૬
વયણાં જેસિંગનાં એમ રાખી નહી સકઇ;
ગચ્છનું સૂત્ર સહૂ સુણઇ એ! ૧૨૫૭
વીરશાસનિં ગુરૂહીર તાસ પરંપરા;
10 વારૂ પરિ રહવા ભણી એ. ૧૨૫૮
નવો આચારજિ હોય તો ગુરૂવયણડાં;
વારૂ પરિ તે વિસ્તરઇ એ. ૧૨૫૯
તો હવઇ સુવિહિત સૂરિ વડશાખાતણા;
તેથી કરવી થાપના એ. ૧૨૬૦
15 આગઇ એ અધિકાર પાટિ છઇતાલઇએ;
હુઓ તે સહૂ સાંભલો એ. ૧૨૬૧
ચિહુ હાલીસમઇ પાટિ શ્રીજગચ્ચંદ્રસૂરિ;
તપા બિરૂદ જેહથી હુવું એ. ૧૨૬૨
શ્રીદેવેંદ્રસૂરિંદ પાટિ પસિતાલીસમઇ;
20 તિહાં વૃદ્ધ લઘુશાલા હુવી એ. ૧૨૬૩
પછઇ દેવેંદ્રસૂરિ થાપ્યા આચારજિ;
વિદ્યાનંદસૂરિ ગછપતી એ. ૧૨૬૪
વિચરઇ માલવદેસિં શ્રીદેવેંદ્રસૂરી;
આચારજિ વીજાપુરિં એ. ૧૨૬૫
25 દેવયોગિ તે બહૂ અંતરિ દિન તેરનઈ;
પરલોકિં તે પુહુતલા એ. ૧૨૬૬
વિદ્યાનંદના ભાય શ્રીધર્મ્મકીરતિ;
ગચ્છ સઘલો તેણઇ રાખીઓ એ. ૧૨૬૭

એમ ચાલિઉં ષટમાસ ગછ તે સૂરિ વિના;
પછઇ ગછ પાટ ચલાવવા એ. ૧૨૬૮
સુવિહિત નઈં નિજગોત્ર વડશાષા ભણી;
આચારજિનઈં વીનવ્યું એ. ૧૨૬૯
5 ધર્મ્મકીર્ત્તિઉવઝાય તસપદ થાપના;
કીધી સંઘવયણથકી એ. ૧૨૭૦
તતષિણ શ્રીસિદ્ધાંત તેહની વાચના;
ગછ અનુજ્ઞા કિમ થઈ એ. ૧૨૭૧
તિમ કરતાં નહી દોસ શ્રીજિનશાસનિં;
10 ગછ પરંપર રાષવા એ. ૧૨૭૨
ઇસિઉં વિમાસી સંઘ ચિતસિઉં ચીંતવઇ;
સહૂયનઈં પૂછીજઇ એ. ૧૨૭૩
સૂરતિનઇં ષંભાતિ બરહાનપુરવરિં;
સીરોહી પ્રમુખિં વલી એ. ૧૨૭૪
15 લિખિત અણાવ્યાં તાસ ગામ નગરતણાં;
રાજનગરનો સંઘ કરઇ એ. ૧૨૭૫
નંદિવિજયઉવઝાય સંઘ સવે મિલી;
સિદ્ધચંદ પંડિતવરૂ એ. ૧૨૭૬
ઈત્યાદિક તે સહૂઇ ગીતારથ બહુ;
20 મિલી વાચકનઈં વીનવઇ એ. ૧૨૭૭
શ્રીસોમવિજય ઉવઝાય હીર પરંપરા;
કાજિં આચારજિ થાપવા એ. ૧૨૭૮
શ્રીધર્મ્મઘોષ દષ્ટાંતિં અવર.વિચારણા;
નવિ કરવી હવઇ એ સહી એ. ૧૨૭૯
25 કહઇ વિચારી તેહ સંઘ વયણ સવે;
આવઇ અહ્મ હઇયિડઇ સહી એ. ૧૨૮૦
સંઘનઈં કરઇ પ્રણામ તીર્થંકર પણિ;
તો સંઘ કહણ કરવું સહી એ. ૧૨૮૧

સંઘ કહણુ અજ્ઞાન નવિ માનઇ જેહ;
તેહ સહી સંઘ બાહિરા એ. ૧૨૮૨
તેણુઇ સંઘની આણુ જાણી માનવી;
માની સોમવાચક ભણુઇ એ. ૧૨૮૩
5 કુંણુ દેસ્યઇ પદ આજ કાજ કરો હવઇ;
હીર પરંપર રાપવા એ. ૧૨૮૪

॥ ઢાલ ॥

રાગ આસાઉરી, ચાલિ વેલિની.

સંઘનાં વયણુ સુણી મનરંગિં સોમવિજય ઉવઝાય,
10 નંદિવિજયવાચકની જોડિં સિદ્ધચંદ કવિરાય;
થંભનયરિ વડ વાચક રાજઇ મેઘવિજય મુનિ ધોરી,
ભાણુચંદ વાચક સહૂ જાણુઇ રાજકાજ જસ જોરી. ૧૨૮૫
વાચકશ્રીવિજયરાજ અનોપમ ધરમવિજય ઉવઝાય,
વાચક છ પંડિત મલી સાહૂય એકમના તે થાય;
15 ઠામ ઠામનાં લિખ્યાં અણુાવઇ સંઘ ઘણો તે જાણી,
શુદ્ધપરૂપક સુવિહિત સાચા આચારજિ મનિ આણી. ૧૨૮૬
વડશાષા શ્રીવિજયસુંદરસૂરિ ભટ્ટારકનઇં પાસઇં,
આચારજિ પદવીનઇં કાજિં મોકલીઆ ઓહોલાસિં;
પરમગુરૂ શ્રીવિજયસેનસૂરિ હસ્ત ધરિ તજે સીસ,
20 વ્યાકરણુ સાહિત ન્યાય વપાણુઇ આપિ ભણુાવઇ જગીસ. ૧૨૮૭
રામવિજયપંડિત સંવેગી જ્ઞાનાદિક ગુણુ દીપઇ,
શાસ્ત્ર સવેનો ઉત્તર આપઇ મોટા વાદી જીપઇ;
સંવેગી અતિ યોગ્ય જાણીનઇં આચારજિ પદ આપઇ,
શ્રીવિજયસેનસૂરીનઇં પાટિં વિજયતિલક નામ થાપઇ. ૧૨૮૮
25 પોસ સુદિ બારસિ બુધ દિવસિં વિજય મૂહૂરત શુભ વેલા,
લગન વિશેષ ઉદયકર બલવંત ગુણુ મિલિઆ સવિ ભેલા;
શ્રીવિજયતિલકસૂરી પદ દીધું વાચકપદ સિદ્ધચંદ,

નંદિવિજય આચારજિ પાસઈ બયઠા તિહાં આણંદ. ૧૨૮૯
મકરૂખાનતણા જે માણુસ સાથિં આવ્યા જાણ,
સંઘ ચતુર્વિધ તિહાંકણિ મિલિઓ કરઇ તે બહુત મંડાણ;
મદ ઝરંતા જે મોટા હસ્તી સામહીઈ સિણગાર્યા,
5 જાતિવંત જે ચપલ તુરંગમ ગોલ ગહું બહુચાર્યા. ૧૨૯૦
સાબયલા સુરકુમર સરિષા રથતણા નહી પાર,
ઈંદ્રાણી ગુણ ગાવઇ રંગિં પામઇ હરષ અપાર;
ગુહિરનીસાણ ગડઇ બહુ ભંભા પંચશબદ વલી વાજઇ,
મુનિ મોટા તિહાં સાહામા આવઇ એણીપરિ બહુત દિવાજઇ. ૧૨૯૧
10 શકંદરપુરિ ગુરૂરાજ પધારઇ દિઇ ભવિયણ ઉપદેસ,
શ્રીસોમવિજય વાચક તિહાં વંદઇ નયરિં કરઇ પ્રવેસ;
રાજનગરિ શ્રીવિજયતિલકસૂરિ આડંબરસિઉં આવઇ,
ગંધરવ ગુણ ગાવઇ ગુરૂ કેરા દાન ઘણાં તે પાવઇ. ૧૨૯૨
સોનઇઆ રૂપઇઆ નાણે પૂજા કરઇ મનરંગિં,
15 લખ્ય ગમે શ્રાવક ધન પરચઇ નિજ મન કેરઇ રંગિં;
પઠાપાંડ શ્રીફલ સોપારી નિત્ય પ્રભાવના કીજઇ,
રાતિજગઇ નાટક બહુ ગાતાં ધન યાચકનઇ દીજઇ. ૧૨૯૩
ઇત્યાદિક ઓછવ અતિ અધિકા હોઇ ઠામોઠામિં,
સંઘ સવેનઇં આનંદ હઉઓ વિજયતિલકસૂરિ નામિં;
20 જે જે ગીતારથ ગછધોરી તે તે આવી વંદઇ,
શ્રીવિજયતિલકસૂરિ શુદ્ધપરૂપક વંદી અતિ આણંદઇ. ૧૨૯૪
ધનવિજય પંડિતનઇં વાચક પદ થાપઇ ગુણ જાણી,
વાચક આઠ ધુરંધર ધરમના બુઝવઇ ભવિયણ પ્રાણી;
ગચ્છ સવે તે આવી મિલીઓ ટલીઓ સવિ દંદોલ,
25 શ્રીતપગચ્છની શુદ્ધ પરંપર રાષી કર્યો રંગરોલ. ૧૨૯૫
દેસિ દેસિ નિજનિજ આદેસિં પાઠવીઆ પરધાન,
અતિ ઓછવ બહુ સામીવત્સલ સાધુભગતિ બહુમાન;

શ્રીમુનિવિજયવાચક પ્રભુ, કેરો શિષ્ય કરઇ ગુણગાન,
દર્શન કહઇ શ્રીવિજયતિલકસૂરિ નામિં નિત કલ્યાણ. ૧૨૯૬

॥ ઢાલ ॥

દૂહો.

5 શ્રી વિજયતિલકસૂરી ગુરૂ પામ્યા પુણ્ય પ્રમાણિ;
કહઇ દર્શન ભવિયણ સુણો નિતનિત તાસ વષાણ. ૧૨૯૭
શ્રીહીરવિજયસૂરી મુખિં જેસિંગિ સુણ્યા જે ભાવ;
વિજયતિલકસૂરિ તિમ કહઇ સુણો ભવિ ધરી બહુ ભાવ. ૧૨૯૮
દાન સીયલ તપ ભાવસિઉં આરાધો ગુરૂદેવ;
10 પાપ પ્રમાદ સવિ પરિહરો એહજ શિવસુખ હેવ. ૧૨૯૯
તાસ આદેસ લહી કરી શ્રીનંદિવિજયઉવઝાય;
માલવ દેસિ સિધાવીઆ માંડવિ મનિ ઉચ્છાય. ૧૩૦૦
ભૂપ ભલી પરિ ભેટીઓ આદર કરી અપાર;
કહઇ જાંગીર ભલા હૂઆ તુહ્મ મેલિં કિરતાર. ૧૩૦૧
15 કહઇ ભૂપતિ તુમ દેષતઇ ચિતિ આયા ભાણચંદ;
તેહ સતાબ બોલાઇયિ તે દેષિં આનંદ. ૧૩૦૨

॥ ઢાલ ॥

રાગ દેશાષ.

યથા કુણિં પ્રતિં કુણ પ્રતિ કુણિં ન ચાલઇ, એ દેસી.
20 ચલે મેવડે તેવડે બિહુ સાથિં,
ધરી લાલ છાપું નૃપનું તે હાથિં;
જઇ રાજનગરિ મકરૂબષાન,
તસ આપીઉં તેહ વાંચઇ ફુરમાન. ૧૩૦૩
ફુરમાન વાંચી ગુરૂ પાસ આવઇ,
25 સીરોહીથી ભાણચંદનઇ બોલાવઇ;
તિહાં વાચક ધરમવિજય પઠાવઇ,
તેજપાલ મહતા મનિ હરષ ભાવઇ. ૧૩૦૪

તસ સાહાજિથી નિજ ગુરૂઆણુ પલાવઇ,
અધિકારીઇ દેસ સવિ હાથિ આવઇં;
ભાણુચંદ તે દેસ તેહનઈં ભલાવઇ,
હવઇ પાંગરી તેહ રાજનગરિ આવઇ. ૧૩૦૫
5 શત એક એક અધિક મુનિ સાથિ વૃંદ,
પ્રણમઈં ગુરૂ વાચક ભાણુચંદ;
........................................,
........................................ ૧૩૦૬
શ્રીયવિજયતિલકસૂરિ સૂરિરાજ,
10 દીઇ તાસ બહુમાન ગુરૂવયણુ કાજ;
કરી મેવડે પગરિ તે ખાન પાસે,
મિલી વાચકનઈં કહઇ મન ઓહુલાસે. ૧૩૦૭
કહઇ ખાન તુમ ખાંતિ ધરી નૃપ બોલાવઇ,
ભલી પરિં કરી તિહાથકી તે ચલાવઇ;
15 સિદ્ધચંદ વાચક પ્રતિ સાથિ લેઈ,
આવઇ માંડવિં ભૂપનઇ પગરિ દેઈ. ૧૩૦૮
મિલ્યા ભૂપનંઇ ભૂપ આનંદ પાયા,
ભલઈં તુમે ભલઈં અહી ભાણુચંદ આયા;
તુમ પાસિથિઈં મોહિ સુખ બહુત હોવઇ,
20 સહરિઆર ભણુવા તુમ વાટ જોવઇ. ૧૩૦૯
પઢાઓ અહ્મ પૂતકું ધર્મવાત,
જિઉં અવલ સુણુતા તુહ્મ પાસિ તાત;
ભાણુચંદ કદીમ તુમે હો હમારે,
સબહી થકી તુહ્મ હો હમ્મહિ પ્યારે. ૧૩૧૦
25 કુહુ કાજ કછુ હોઇ હવઇ જે તુમારઇ,
કરૂં તેહ એમ કહી હવઇ સોહ વધારઇ;
ભૂપતિ પ્રતિં તવ ભણુઇ ભાણુચંદ,
એક વાત સુણો પ્રભુ ટલઇ જિમ બહોત દંદ. ૧૩૧૧
તુમ તાતનઈં પાસિ ગુરૂ હીર આવ્યા,

જગગુરૂ કરી નૃપિં તે બોલાવ્યા;
હૂઆ તેહનઇં પાટિ શ્રીવિજયસેન,
તેણઇ જાસ ટીકો દીઓ મોહવસેન. ૧૩૧૨
મિલ્યો સાગરાં તેહ ગુરૂવયણ લોપી,
5 તેહ બહુત દંદોલ કરી હવો કોપી;
વડે ગુરૂતણાં વયણ હવઇ તેહ ન માનઇ,
ગુરૂ હુકમ વિણુ ઇલમ એક કીઆ હઇ છાનઇ. ૧૩૧૩
તેણઇ પીર પરંપરા સયલ લોપી,
સબથિં વિપરીત તેણઇ વાત ઓપી;
10 તેણઇ કારણિં છોડિ તસ ઓર થાપ્યા,
ગુરૂ હુકમ ચલાવવા એ ઉથાપ્યા. ૧૩૧૪
કહઇ ભૂપ જિમ કામ હોસ્યઇ તુમારૂં,
તિમ કરીસિ વલી તેહનઇં જોર વારૂં;
લહી હુકમ ઉપાસિરઇ રંગિ આવઇં,
15 દિન પ્રતિં જઈ સહુરીઆરનઇં પઢાવઇ. ૧૩૧૫
આશાતના સાગરા જેહ કરતા,
દીય ભૂપ સીષામણ ષરીય તુરતા;
તવ આવીઆ ગુર્જરદેસિ લેખા,
રાજનગર સૂરતિ વટપદ્ર એષા. ૧૩૧૬
20 કરી લિખિત નૃપનાં તસ સીષ દીધી,
નૃપિં વાણિ કહી તેહપરિ તીહાં કીધી;
વલી વાત એહવઇ હવી સૂણો એક,
બારહાનપુરથી દર્શન સાધુ સુવિવેક. ૧૩૧૭
આવી વાચકાધીશના પ્રણમઇ પાય,
25 તવ પૂછઇ એ શ્રીયવાચકરાય;
થયું આવવું તુહ્મ ચોમાસમાંહિં,
કસિઉં કારણ તેહ કાં ન લષિઉં આંહિં. ૧૩૧૮

ભણુઇ દર્શન ઉદંત બે વાર એહ,
લધી માણુસ સાથિંજણુવિઉ તેહ;
તેણુઇ કામ ન એક લવલેસ કીધું,
તિહાં સાગરે ધીંગ ધીગાણું કીધું. ૧૩૧૯

5 થાપ્યું અનુચાનપદ વાત સુણી જિવારિં,
નિજસંઘ અલગો કર્યો તેણુઇ તિવારિં;
આપણો સાથ સવલો તવ કરઇ મંડાણુ,
વિજયતિલકસૂરિ નામ લીધઇ જય કલ્યાણુ. ૧૩૨૦

॥ ઢાલ ॥

10 રાગ સામેરી.

કહઇ દર્શન શ્રીઉવઝાય સંવચ્છરીદિનિ તેણુઇ ઠાય;
ગોરીબાઇના ઉપાસરા તીરિં દેવ જુહારી નિકલતાં બાઇપીરિં. ૧૩૨૧

કલેસ કીધો તેણુઇ બહૂ આપણો સંઘ કૂટિઓ સહૂ;
વાચક સંઘ નાઠા જાઇં કાકડી વિંગણુ મારતા પુઠિં થાઇં. ૧૩૨૨

15 જણુ બઇ ત્રિણુનઇ ઘણું વાગું કૂતકાં મારતાં માણુસ ભાગું;
તેણુઇ જાણી કીધો કલેસ અમે નવિ જાણ્યો લવલેસ. ૧૩૨૩

એક શ્રાવકનો પાઉ ત્રૂટો બીજાનો સીસજ ફુટો;
સહેર વસતામા કાંઇં ફૂટો હવડાં નાસીનઇ તુમે છુટો. ૧૩૨૪

વિજયદેવનઇ કીધું જોર આપણસ્યુ હૂઆ તે ચોર;
20 અમે નાસી આવ્યા ઠેકાણુઇ છાનામાના કોઈ ન જાણુઇ. ૧૩૨૫

વિજયદેવનઇ મુંકયા પોસા જઈ દીવાણુમાં તુરકનઇ પોસ્યા;
લાંચ દેઈ યવન કીધા હાથિ મ્લેચ્છિ ન માન્યો આપણો સાથ.૧૩૨૬

એણુઇ આપણુનઇ બહુ દોસ્યા એણુઇ દ્રવ્યિં યવનનઇ પોસ્યા;
તવ આપણો સંઘ વિચારઇ ભાણુચંદ એ કામ સમારઇ. ૧૩૨૭

25 હવઇ કરીઇ એહ વિચાર મિલીઆ શ્રાવક હરષ અપાર;
સંઘ નાયક સવગુણુ ઓરી ઠાકરસિંઘજી ધરમનો ધોરી. ૧૩૨૮

ઠાકર હાંસજી સાહસધીર રૂડી રાજબાઈનો વીર;
રાજ્ય માનીતા અતિહિં ઉદાર સાહ છીતૂ જગજીવન સાર. ૧૩૨૯

પીઠિમાંહિં સંઘવી વીરૂ તસ નંદન અતિ ગંભીરૂ;
સંઘવી વિમલદાસ સસૂત્ર માતા હાંસલદેનો પૂત્ર. ૧૩૩૦
સંઘ મુખ્ય સાહ વીરજી ભીમા સુત હીરજી દૃઢમાંહિં સીમા;
સિંભૂજી ગુણગંભીર બાઈ ગંગાનો વડવીર. ૧૩૩૧
5 ઠાકર લાલજી ધનજી સુમાન સહૂ સંઘમાંહિં તે પ્રધાન;
સંઘ ધોરી ઋષુજી વખાણ્યો દાન પુણ્યિં જેહ ગવાણ્યો. ૧૩૩૨
સાહ સિંઘજી આંબા સુજાણ બ્રહ્મચારી સા જીવો વખાણિ;
સંઘવી રાયમલ્લ ચતુર ચકોર જેહનો બેટો ચાયમલ્લ જોર. ૧૩૩૩
ઇંદિલપુરિ પારખિ જાવડ લાલા પારખિ પાલા સિવજી વાહલા;
10 એ આદિ મિલી સહૂ સાથ મુઝ મોકલીઓ મુનિનાથ. ૧૩૩૪
જાણી કાજ અધિક મુનિરાય તેડી સિદ્ધચંદ ઉવઝાય;
કહઇ કરવું એ સહી કાજ બહુ વાધઇ સંઘની લાજ. ૧૩૩૫
સુણિ સિદ્ધિચંદ કહઇ ગુરૂ મેરા મિં આદેસકારી તેરા;
ઇનકું હજૂર કરૂં મિં સબેરા અબ ભયા બહોત અબેરા. ૧૩૩૬
15 દર્શનકું સાથિં લેઈ બાદસાકું રૂકકો દેઈ;
રૂકો વાંચી પૂછઇ ભૂપ કુન આયા ચેલા અનૂપ. ૧૩૩૭
સિદ્ધિચંદ પ્રભુ ચઢતું નૂર દર્શન કીધા ભૂપ હજૂર;
એ આયા હમ ગુરૂભાઈ ચિરંજીવો સુલતાન સવાઈ. ૧૩૩૮
ભૂપ પૂછઇ કહ્યું તુમ મારે ક્યા ગુનહ કીયા તુમે ભારે;
20 કહે દર્શન ચીરંજીવો અકબરકુલદીપક દીવો. ૧૩૩૯
તહઇવારકે દિન રોજા કીના બુતખાના ચાતઇ માર દીના;
મરીદ બીજે દેવકે જઇસે હુંદ અન્યાઈ નહી કો તઇસે. ૧૩૪૦
માલ સાહિબ હઇ બહોતેરે ગુનહિ હઇ હજરત કેરે;
ભાનચંદકે મરીદહ હઇ સ્યાને હજરતકી દુહાઈ માને. ૧૩૪૧
25 ભાનચંદ કહેનકું આયા તબ હજરત ચરણ મિં પાયા;
સુની બાત કહઇ સુલતાન બાંધી લાવો ગુનહી અયાન. ૧૩૪૨
આપ્યો અહદી લખી ફુરમાન આવી દીધું પુરમ સુલતાન;

ભૂપ હકમ સહી કરી આપઇ ગુનહીનઈં બહૂ સંતાપઇ. ૧૩૪૩
અહેદી આયો સુણીનઇ ત્રાઠા જીવ લેઈ લેઈ નઇ નાઠા;
અહેદી કબજિં જીવરાજ આયો ભોજૂ સોનિને પણિ પાયો. ૧૩૪૪
અહેદી કહઇ રે કયું તુમે મારે ભાનચંદ મરીદકું તારે;
5 પાદસાકે ગુનહી તુમ સારે અબ કયા કરો તુમ નોધારે. ૧૩૪૫
માણિકચોકમાં તેહનઇ મારઇ ઉંચા બાંધવા દોર સંચારઇ;
ધણી કાંબડી વાંસઇ ઉતારઇ કાકડી વઇંગણુ વઇર વધારઇ. ૧૩૪૬
જવ બાંધી લેઈ જાવા લાગા તવ તે નૃપ ભયથી ભાગા;
સંઘ પાયે લાગા નહી તાડો કહઇ હવઇ તુમે અહ્ય જીવાડો. ૧૩૪૭
10 કર જોડીનઇ મીનતિ માગઇ તવ સંઘનઇં કરૂણા જાગઇ;
સંઘ ગિરૂઓ પુણ્યવિભાગી તે માટિં એ કરૂણા જાગી. ૧૩૪૮
છોડાવ્યા ગુનહી પ્રસિદ્ધા અવગુણિ ગુણ કરી જસ લીધા;
એ તો જગત્ર પ્રસિદ્ધ થયું કામ જગમાંહિં વાધ્રી બહુ મામ. ૧૩૪૯
દર્શનવિજય કહઇ તિમ કીજઇ અહેદીનઇ અનુમતિ દીજઇ;
15 સંઘ આવી કહઇ સ્યું કરવું એહ સાથનું દુખ મનિ ધરવું. ૧૩૫૦
દર્શન કહઇ રૂચિ સંઘની જેહવી લિખિ આપો અહેદીનઇં તેહવી;
સઘલા ઉપાસરા લિખિ લેવા વલી લેટિ લેઈ જાવા દેવા. ૧૩૫૧
સિદ્ધિચંદનઇ દેવો જબાપ નહી તો વલી લાગઇ એહનઇં પાપ;
........................................... ..............................૧૩૫૨
20 સેઠનો બેટો ઉપાસરઇ આવઇ ભોજૂ સોનીનો ભાઈ ભાવઇ;
ચંદૂઆ ભંડાર પ્રસિદ્ધ અમ દાવો ન લાગઇ નિષિદ્ધ. ૧૩૫૩
એતલું જો લિષિત એ આપઇ અપજસ એ સઘલો કાપઇ;
તવ સઘલું લિખિ તે આપઇ સંઘ પાએ સિર વલી થાપઇ. ૧૩૫૪
લિખીત કરાવ્યું તેણીવાર ષોરમ પ્રભુકી મોહોર સફાર;
25 લેઈ લિખીત નઇ અનુમતિ લીધી ઘરે જાવાની સીષ દીધી. ૧૩૫૫
ધરમ જાણુતા તુમે અજ્ઞાની પણિ અમે હૂઆ છું જ્ઞાની;
આજ દિન ચઢતો છઇ અમારો દીસઇ પડતો દિવસ તુમારો. ૧૩૫૬
અમ કરણી એ નીહાલો તુમ કરણી ચિતિ સંભાલો;

સંવચ્છરી દિનિં ષામણાં કીજઇ કહઇ દર્શને પાપ ન લીજઇ. ૧૩૫૭
આજ મન સુદ્ધિં ષમાવો જીવઅમારીપઢા વજડાવો;
તેવે સંઘ સહૂઇ ષમાવઇ સંઘ દર્શન ચિત્તિં ભાવઇ. ૧૩૫૮
પંચાંગુલિમંત્ર પ્રભાવિં તસ વિધિ સાધન વધાવિં;
5 જસ પામ્યો તેહનઇ પ્રસાદિ વલી નિજગુરૂ કેરઇ આહ્‌લાદિં. ૧૩૫૯
અહેદીને સમઝાવી ચલાવઇ તંવ અહેદી માંડવિ આવઇ;
ભાણુચંદનઇ પાયે પ્રણમઇ તબ ભાણુચંદ હજરતનેં વીનવઇ. ૧૩૬૦
જાણી અનુચિત નૃપ તેડાવઇ આચારજિ ખિહુય આવઇ;
પૂછઇ માંમલો સ્યો છઇ તુમારઇ બોલઇ સાગર નૃપ અવધારઇ. ૧૩૬૧
10 ગુરૂ ટીકાયત એ ને માનઇ ભાણુચંદ ભણુઇ રહુ છાનઇ;
ટીકાયત તેહજ કહીઇ જિહાં હીરપરપર લહીઇ. ૧૩૬૨
હીરિં પોટા કીયા જે કતેબ અણુમાન્યાના એ હુસેબ;
એ કહઇ ગ્રંથ સાચા સોઇ એમ પીરવયણુ નવિ હોઈ. ૧૩૬૩
નૃપ પૂછઇ કિઉ વિજયદેવ તે કહઇ કર્યા જોરિ એવ;
15 જે પીર હુવા આલમના કિમ કરઇ જોર તેસુ મના. ૧૩૬૪
કબહીક જો જોરિં કીધા તોહઇ તુમ પીર પ્રસીદ્ધા;
જો પીર માનો તે સાચા તો જાણો કતેબ તે કાચા. ૧૩૬૫
જો ગ્રંથ પરો એ કહસ્યો તો ગુરૂવયણે નહી રહસ્યો;
કહઇ સાગર જે કાંઇ પોટુ તે સોધીનઇ કરસિઉં છોટું. ૧૩૬૬
20 નૃપ કહઇ સિઉ જ્ઞાન વડાઈ પીરથિં અધિકી કાંહાં પાઈ;
ગુરૂ જાણી ગ્રંથ અશુદ્ધ કીધા પોટા ન લહઇ સુદ્ધ. ૧૩૬૭
જો તમે ગુરૂવયણુ ન માનો તો કિમ વાધઇ તુમ વાનો;
આપ આપણો કરો જિઉ બૂઝો અબ થિં કોઈ મત ઝૂઓ. ૧૩૬૮
ભાણુચદ કહઇ તે સાચા પીર ઇનકા ફકીર હઇ જાચા;
25 વિજયતિલક નામ હઇ જાકો નયતુમિં જ્ઞાન હઇ પાકો. ૧૩૬૯
એમ કહતઇ સાગર હઇયાઆ દૈવેં તેહ તિહાંકણિ ઝાટ્યા;
તતષિણિ તેહનઇ તાવ ચ્રાડઇ વેદનીઇ બારકા પાડઇ. ૧૩૭૦
નૃપ સભા ઊઠઇ જામે તે પણિ ઊઠઇ સભાથી તામ,

લડથડતા થાનક પામઇ અંતિં અંતકાલ તે કામઇ. ૧૩૭૧
સાધિષ્ટાયક આસ્થાન નૃપનું હોઇ સાવધાન;
...................................................... ૧૩૭૨
તે પોઢું ષમીય ન સક્કઇ દીઇ સીષામણુ તિહાં થક્કઇ;
5 વસુધાધિપ વસુદેવ જેમ ઉચ્છેદી નાંખ્યો તેમ. ૧૩૭૩
જય વરીઓ જગિ જસ વાધ્યો વિજયઇં નિજગુરૂ આરાધ્યો;
અતિ વિકટ વાદીનઇં જીપઇ વિજયસેનનઇં પાટિં દીપઇ. ૧૩૭૪
શ્રીવિજયતિલકસૂરિરાય પ્રતિબોધઇ ભવિ સમુદાય;
ગુજ્જરિ નૃપ સાથિં આવઇ નિજગુરૂનાં વયણુ પલાવઇ. ૧૩૭૫
10 નૃપપાસઇં શ્રીભાણુચંદ રાજનગરિ રહ્યા આણુંદ;
ઠામિ ઠામિં ભવિ પડિબોહઇ સૂરિ છત્રીસગુણે કરી સોહઇ. ૧૩૭૬
રાજનગરિં બહુ જય પાયો વિજયસેનકે પાટિ ગવાયો;
વીર હીરકો પાટિ દીપાયો સોહાસિણિ મોતી વધાયો. ૧૩૭૭

ઢાલ.

15 રાગ ધન્યાસી.

આવઇ ૨ ઋષભનો પૂત્ર વિમલગિરિ યાતરા એ, એ દેસી.
આવઇ આવઇ મહિયલિ વિચરતા એ;
નયરી સીરોહી સાર શ્રીવિજયતિલકસૂરી એ. ૧૩૭૮
20 તાર્યા તાર્યા ભવિક અનેક કુમતજલિ બૂડતા એ;
નાવા ગુરૂ આણુ વિવેક ભવિકજન તારવા એ. આંચલી. ૧૩૭૯
લાભ ઘણા તિહાંકણિ હોઇ એ;
ષરચઇ દ્રવ્ય અપાર શ્રાવક બહુ ભાવસ્યું એ. ૧૩૮૦
નિત નિત ગીતારથ ઘણા એ;
25 આવી નમઇ ગુરૂપાય ને આણા સિરિ ધરઇ એ. ૧૩૮૧
વાચક શ્રીમુનિવિજયતણા એ;
દેવવિજયકવિરાય બાવન મુનિસિઉં નમઇ એ. ૧૩૮૨

એમ અનેક ગીતારથ એ;
વંદઇ ગુરૂના પાય સાગરમત પરીહરી એ. ૧૩૮૩
શુભ મૂહૂરતિ ગુરૂ રાજીઓ એ;
દીઇ વાચક પદ સાર અપાર સેહામણું એ. ૧૩૮૪
5 દેવવિજયપંડિત ભલા એ;
મુનિવિજયના સીસ તો વાચકપદ હવું એ. ૧૩૮૫
વિમલહર્ષવાચકતણા એ;
મુનિવિમલનઇં સાર તો વાચકપદ વલી એ. ૧૩૮૬
દયાવિજય ગુરૂહીરના એ;
10 વાચકપદ વલી તાસ તો ગુરૂ સેવક ભણી એ. ૧૩૮૭
પંડિતપદ વલી બહુ દીયાં એ;
બહુલ હવો પરિવાર રહઇ તિહાં પરવર્યા એ. ૧૩૮૮
દુર્જન દેખી નવિ સકઇ એ;
સજ્જન કેરૂં સુખ્ખ તો દુખ્ખ ઘણું દીઇ એ. ૧૩૮૯
15 કોઇ કહઇ કુણિં કાંઇ કરિઉં એ;
જાણઇ જિનવર સોઇ તો પીણ હોઇ તનું એ. ૧૩૯૦
જાણી અવસાન આયતું એ;
પૂછી ચઉવિહ સંઘ તો સૂરિપદ થાપવા એ. ૧૩૯૧
સુપન શકુનની સાખિસિઉ એ;
20 તેડાવઇ મનરંગિ તો રાજનગરથકી એ. ૧૩૯૨
કમલવિજય કોવિદવરૂ એ;
સોમવિજયના સીસ તો આવઇ વેગસિઉં એ. ૧૩૯૩
સંવત સોલ છિઓત્તરઇ એ;
પોસ ધવલ તિથિ યોગ તો તેરસિ રૂઅડી એ. ૧૩૯૪
25 આચારજિ પદ થાપિઉં એ;
વિજયાણંદ સુભ નામ તો આણંદ ઊપનો એ. ૧૩૯૫

## ઢાલ.

રાગ પરઝીઓ.

વિજયતિલકસૂરી ભણઇ જી સુણો શ્રીવિજયાણંદ;
શિષ્યા અતિ રલીઆમણી જી તુમ માનઇ ગચ્છવૃંદ.
5 પટોધર તુમસિઉં ધરમસનેહ.
તુમે છો બહુ ગુણ ગેહ પટોધર તુમસિઉં ધરમસનેહ. આંચલી. ૧૩૯૬
વીર પરંપરિ આવીઆ જી હીરવિજયસૂરિ રાય;
વિજયસેન સૂરિ તસ પટિં જી નામિં નવનિધિ થાય. પટો૦ ૧૩૯૭
તેણઇ જિમ હીરપરંપરા જી આરાધી મનખંતિ;
10 તિમ તુમે તે આરાધવી જી જિમ હોઇ જય જયવંત. પટો૦ ૧૩૯૮
લોપી જેણઇં પરંપરા જી તેણઇ નવિ રાખ્યું નામ;
ગચ્છથકી અલગા થયા જી ન સરિઉં તેહનું કામ. પટો૦ ૧૩૯૯
આચારજિ સમ વાચકા જી પંડિત સવિ પરિવાર;
સંયમ સુખિં તે નિરવહઇ જી તિમ કરવું નિરધાર. પટો૦ ૧૪૦૦
15 મરયાદા તપગચ્છતણી જી રૂડઇ પલાવયો તેહ;
જેહથકી ઇહ પર ભવા જી સમરાસ્યઇ સહએહ. પટો૦ ૧૪૦૧
કામ વિચારી ગચ્છતણાં જી કરયો થઈ સાવધાન;
કાજ સરઇ જિમ આપણુ જી જગમાં વાધઇ વાન. પટો૦ ૧૪૦૨
વિદ્યા દેયો સુપાત્રિં જી તિમ વલી ગચ્છનો રે ભાર;
20 વિદ્યા પડી કુપાતરિં જી તે હોઇ દુખખકાર. પટો૦ ૧૪૦૩
કહે કવિયણ દ્દષ્ટાંતસિઉં જી દીધી વિદ્યા કુઠામિ;
તે તેહનઇં હુઇ ઘાતકી જી સુણો સંબંધ અભિરામ. પટો૦ ૧૪૦૪
એક નગરિં બાંભણ વસઇ જી તેહનઇં નંદન દોઇ;
વિદ્યા ભણવા તે દીયા જી સિદ્ધપુરૂષનઇં સોઇ. પટો૦ ૧૪૦૫
25 સિદ્ધ કહઇ એક મુઝ દીઇ જી તો હું ભણાવું એહ;
બહુ સંતાન પણા ભણી જી આપઇ સુત એક તેહ. પટો૦ ૧૪૦૬
વિદ્યા પઢાવઇ દોઇનઇં જી વડકો તે મતિહીન;

લઘુ વિદ્યા સઘલી ભણ્યો જી વડો થયો અતિદીન. પટો૦ ૧૪૦૭
બાંભણુ તેડી તે દીઇ જી આ બે તુમારા પૂત;
ઘરિ લેઈ જાઓ સુત વડો જી લઘુ રાષઇ અહ્ય સૂત. પટો૦ ૧૪૦૮
લઘુ બેટઈ પ્રચ્છન્ન ભણઇ જી તાત જણાવિઉં હેવ;
5 મુઝને ઘરિ તુમે તેડયો જી ભાઈ ન ભણ્યો કેવ. પટો૦ ૧૪૦૯
પિતા કહઇ લઘુ મુઝ દીઓ જી પોઢા રહઇ ગુરૂપાસિ;
ગુરૂનઇ પોઢા નવિ રૂચઇ જી સૂરષ ન આવઇ રાસિ. પટો૦ ૧૪૧૦
ખિહૂ લેઈ જાઓ એમ ગુરૂ કહઇ જી આણી હૃદયમાંહિં રીસ;
વિદ્યા ભણાવી મિં સવે જી તોહઇ ન પુહુતી જગીસ. પટો૦ ૧૪૧૧
10 ઘરિ આણ્યો સુત કહઇ સુણો જી ટાલું દરિદ્ર અપાર;
રૂપ તુરંગમ હૂં કરૂં જી સાંથિં ધરયો સાર. પટો૦ ૧૪૧૨
લાષ દીનારા જે દીઇ જી દેયો તેહનઈ હાથિ;
તાસ લગામનઈ ચાબપો જી નવિ દેવા ધરી સાંથિ. પટો૦ ૧૪૧૩
એમ દ્રવ્ય આણી ઘર ભરઇ જી ટલિઉં દલિદ્ર અપાર;
15 એહવઇ ગુરૂ ચીતિ ચીંતવઇ જી સિઉં કરઇ વિપ્રકુમાર. પટો૦ ૧૪૧૪
દેષિ સરૂપ તે સિષ્યનું જી કરઇ વિચાર સુરંગ;
જો વેચાથો આણીઇ જી તો ઘરિ રહઇ અભંગ. પટો૦ ૧૪૧૫
ગુરૂ કરી રૂપ સોદાગરૂ જી મૂલવઇ તુરંગમ તેહ;
લાષ સવાયો તે દીઇ જી લગામ સહિત જો દેય. પટો૦ ૧૪૧૬
20 લોભવસિં તે હા ભણઇ જી આપ્યો તે લેઈ જાય;
દ્રોડત ચાબષિ તે દીઓ જી બાંધ્યો જઈ એક ઠાય. પટો૦ ૧૪૧૭
આપિ અંઘોલ કરી જમઇ જી એહવઇ આવિઓ પૂત;
ના ના કરંતાં તાતનઈ જી તુરગિ ચડિઓ અદભૂત. પટો૦ ૧૪૧૮
ચડી ફેરવતો સરિં ગયો જી ચિંતઇ તુરગ વિમસૂત;
25 વિદ્યા બલિ એ વાંધસ્યઇ જી એ મોટો અવધૂત. પટો૦ ૧૪૧૯
એમ ચિંતંતો સરિં જઈ જી હુઓ મીન અપીન;
ગુરૂ પૂછઇ નિજ પૂતનઇ જી કિહાં તુરગ સિઉ કીન. પટો૦ ૧૪૨૦
સુત કહઇ સરિ પાવા ગયો જી ઢીલું ઘરિઉ રે લગામ;

સો મુખથી કાઢી ગયો જી વલતું ન લહું ઠામ. પટો૦ ૧૪૨૧
ગુરૂ જાણી વિદ્યાબલિં જી બયઠો બગ થઈ જાય;
મત્સ્ય સવેનઇં તે ગલઇ જી તવ તે સાવધાન થાય. પટો૦ ૧૪૨૨
બગ થયો જાણી માછલો જી પયઠો કુંભ મઝારિ;
5 નારી કુંભ સિરિં ઠવે જી ચાલી નયરિ મઝારિ. પટો૦ ૧૪૨૩
ઘરિ ગઈ ઉંબર બારણુંઇ જી કુભ થયો તે ભંગ;
હાર થયો મુગતાફલિં જી દીસઇ અતિહિં સુરંગ. પટો૦ ૧૪૨૪
સા ઉચ્છંગિં જવ ધરઇ જી દેષઇ તે રાયકુંઆરિ;
પૂછઇ એ સિઉં સા ભણુઇ જી કાંઇ નહી પાણીહારિ. પટો૦ ૧૪૨૫
10 જોર કરિઉં તિહાં દાસિનું જી આગલિ રાયકુંઆરિ;
હાર લેઈ કંઠિં ઠવિઓ જી હરખી હઇયિ અપાર. પટો૦ ૧૪૨૬
રાડી પડી તવ તે થયો જી હાર ટલી નરરૂપ;
કુંમરીસ્યું ક્રીડા કરઇ જી નવ નવાં કરી સરૂપ. પટો૦ ૧૪૨૭
દિવસિં હાર સોહામણો જી પયોધર વિચિ કરઇ રંગ;
15 નિસિદિન લપટાયો રહઇ જી કુમરી મનિ ઉચ્છરંગ. પટો૦ ૧૪૨૮
સિદ્ધપુરૂષિ તે જાણીઓ જી શિષ્યતણો વૃત્તાંત;
ગાયન રૂપ ધરી ગયો જી અવનીપતિ સભાંત. પટો૦ ૧૪૨૯
આપ કલા બહુ કેલવી જી આલાપી અતિરાગ;
સુણી સુઘડાઇ તેહની જી રંજ્યો ભૂપતિ નાગ. પટો૦ ૧૪૩૦
20 રંજ્યો ભૂપ ભણુઇ ઘણું જી દેઉં માગિઉં આજ;
મનમાનિઉં તે માગયો જી રખે કરો મનિ લાજ. પટો૦ ૧૪૩૧
ગાયન કહઇ સુણુિ રાજીઆ જી જો તું માગિઉં દેસિ;
તુમ કુંઅરી કંઠિં ભલો જી હાર અછઇ તે લેસિ. પટો૦ ૧૪૩૨
કહઇ રાજા કુંઅરી પ્રતિં જી તુમ કંઠિં જે હાર;
25 તે તુમે ગાયનનઇં દીઓ જી તુમ દેસિઉં એ ઉદાર. પટો૦ ૧૪૩૩
કુંઅરી ચિતમાં ચીંતવઇ જી દીવ્ય એ હાર સરૂપ;
મિં પતિએ કરી માનીઓ જી રાતિં સુખ દીઇ અનૂપ. પટો૦ ૧૪૩૪
કુંઅરી કહઇ હું ન દીઉં જી હાર હઇઆનું હીર;

એ મિં ભાયગિં પામીઉં જી પાછો વલ્યો વજીર. પટો૦ ૧૪૩૫
રાઇ બીજો પાટ૦યો જી પોતાનો પરધાન;
તેણઇ જઇ તે પિં માંગીઓ જી સા ન દીઇ ધરી માન. પટો૦ ૧૪૩૬
તો રાય આપિં આવીઓ જી પૂત્રી સાંભલિ વાત;
5 ગાયન હઠ એ હારનો જી ન લીઇ અવર એકુ ઘાત. પટો૦ ૧૪૩૭
જો એ હાર ન આપીઇ જી તો ન રહઇ મુઝ બોલ;
બોલ વિના માણુસ કસિઉં જી અધમમાંહિં નિટોલ. પટો૦ ૧૪૩૮
બોલિં બાંધ્યા જીવડા જી આપઇ સંપદ કોડિ;
જીવલગઇ તે આંગમઇ જીંહીરતણી સી હોડિ. પટો૦ ૧૪૩૯
10 કુંઅરિં હાર હઇઆ થકી જી રીસિં નાંખ્યો ત્રોડિ;
થયા મંકોડા હારના જી કહઇ જઇ આસ્યા છોડિ" પટો૦ ૧૪૪૦
ગાયન જાણી કૂકડો જી થઈ મંકોડા ચુણુતિ;
થઈ માંજાર સો બાંભણો જી કૂકડ તેહ હણુંતિ. પટો૦ ૧૪૪૧
ઠામિ આણેવા સીસનઈ જી ગુરિં તે કીધ ઉપાય;
15 તેહ કુશિષ્ય હાડિં ગયો જી ગુરૂ હણીઓ કહવાય. પટો૦ ૧૪૪૨
જો વિદ્યા એ કુશિષ્યનઈ જી સુંપી આપ્યો ભાર;
તો તે ગુરૂ સીસિં હણિઓ જી એ જાણો નિરધાર. પટો૦ ૧૪૪૩
વિદ્યા ન દેવી કુસીસનઈ જી કરવો સાર વિચાર;
અવિચારિઉં જો કીજીઇ જી તો હોઇ દુઃખ અપાર. પટો૦ ૧૪૪૪
20 ચાણુસમઇ ચિહું જણે મિલી જી સાગર લીધા આલોચિ;
તેહ વિચાર ન સંગ્રીઇ જી હૂઓ તે જગિ સોચિ. પટો૦ ૧૪૪૫
અનુંચાનિં કુંભગેરમાં જી પાટીઇ કલસ કપાવિ;
અપમંગલ જગિ નિંદીઉ જી નહી વારૂ તે ભાવિ. પટો૦ ૧૪૪૬
એક વિપ્રઇ સુત સીખ૦યો જી કરીય કાજ વિચારિ;
25 પિતા પરભવિ પુહુતા પછી જી રહઇ નિજમતિ અણુંસારિ. પટો૦ ૧૪૪૭
એક દિન દેખી ગાયનઈ જી શ્રૃંગનો વૃત્તાકાર;
હૂંસ હુઇ સિર ઘાલવા જી પણિ તે કરઇ વિચાર. પટો૦ ૧૪૪૮

માસ થયા છ વિચારતાં જી છેહડઇ વિચારિઉં જેહ;
સિર ધાતિઉં તે સીંગમાં જી ભટકી ગાય અતિ તેહ. પટો० ૧૪૪૯
ચાલી ચુહુટઇ આવટઇ જી દેખી થાય હરાણ;
જન હાંસુ મન ઓરતો જી નિંદઇ રાણો રાણિ. પટો० ૧૪૫૦
5 સો પભણઇ મિં વિચારિઉં જી કીધું છઇ એ કામ;
સો ન પ્રસંસઇ કોઇયિ જી હસીય ગામોગામિ. પટો० ૧૪૫૧
એમ વિચાર જિકે કરઇ જી તે હસીઇ બહુલોકિ;
સુવિચારિઉં સુપ્રસંસીઇ જી ભૂતલિ નઇં સુરલોકિ. પટો० ૧૪૫૨
સાધુમારગમાં ઉપાસકા જી ભેલિ વિણસઇ કામ;
10 તિમ શ્રાવકધરિ મુનિવરા જી સમરઇ નિજ નિજ ઠામિ. પટો० ૧૪૫૩
એમ અનેક પરિ ગુરૂ દીઇ જી અમીય સમીએ સીષ;
અનુંમતિ માગઇ અણુસણું જી સંભારઇ વલી દીષ. પટો० ૧૪૫૪
ત્રસ થાવર જે વિરાધીઆ જી ભવિ ભવિ ભમતાં જેહ;
લષિ ચોરાસી યોનિ ભમતાં જી હૂં ષામું સવિ તેહ. પટો० ૧૪૫૫
15 એણઇ ભવિ પોષ્યાં પાપનાં જી થાનક જેહ અઢાર;
પંચ પ્રમાદ જે પોષીઆ જી લોપી પંચાચાર. પટો० ૧૪૫૬
પાંચ સુમતિ ન સૂધી ધરી જી લાગા ગુપતિં દોષ;
સુવિહિત સાધુ જે અવગણ્યા જી કીધ અસંયમી પોષ. પટો० ૧૪૫૭
સમરથ પણઇ ઉવેષીઆ જી દેવગુરૂનઇં ધર્મ્મ;
20 તેસ હેલક નવિ વારીઆ જી વલી કોઈ કુંકર્મ્મ. પટો० ૧૪૫૮
શથલમુનિ જાણી કરી જી નવરાયા જે કોઈ;
દીધી સીષ ગુરૂ લોપકાં જી ષામું હૂં સવિ તેહ. પટો० ૧૪૫૯
જે સંસારિં દુસમના જી ભવના કારણ એવ;
રાગ દ્વેષ બિહુ પરિહરૂં જી કરૂં ઉપશમ રસ સેવ. પટો० ૧૪૬૦
25 જે ગુરૂ હીર જેસિંગનાં જી આણ આરાધી સાચ;
સંયમ સખાયત જે હવું જી તેહ પ્રસંસું જાચ. પટો० ૧૪૬૧
શરણ કરઇ અરિહંતનું જી સિદ્ધ ધરમ મુનિ ચ્યાર;
કરી અણુસણ આરાધતાં જી સુષિ સમરઇ નવકાર. પટો० ૧૪૬૨

શુભધ્યાનિં સો સૂરીસિરૂ જી પુહુતા સરગિ સોહાઇ;
ચઉદિસિ દિન ચડતઇ દિનિં જી વિજયતિલકસૂરિરાય. પટો૦ ૧૪૬૩
ગુરૂ નિરવાણુ જાણી કરી જી શ્રીવિજયાણુંદસૂરિ;
મનિ અંદોહ ધરઇ ઘણું જી ગુરૂગુણિં હઇયડું પૂરિ. પટો૦ ૧૪૬૪
5 જિમ શ્રીગૌતમ ગણધરૂ જી વીરતણુઇ નિરવાણિ;
દુખ ધરિઉ તિમ ગચ્છપતિં જી જાણેવું એણુઇ ઠાણિ. પટો૦ ૧૪૬૫
સમઝાવઇ સવિ પંડિતા જી એ સંસારની રીતિ;
વીર હીર તેહૂ ગયા જી જેહુસિઉં અવિહડ પ્રીતિ. પટો૦ ૧૪૬૬
જાણુ અંદોહ કરઇ નહી જી ન કરઇ જાણુ કષાય;
10 જો કગહીક મનિ ઊપજઇ જી તો વારિ જલવાય. પટો૦ ૧૪૬૭
અથિર સરૂપ સંસારનું જી જાણી તપગચ્છરાય;
તપ જપ ષપ સંવેગસિઉં જી સાધઇ સંયમ સોહાય. પટો૦ ૧૪૬૮
દીઇ દિલાસા સાધુનઇં જી સાધઇ ગુરૂઉપદેસ;
દેસ નગર પુર પાટણિં જી ભવિ પડિબોહણુ રેસિ. પટો૦ ૧૪૬૯
15 વિરહંતા નવકલ્પસિઉં જી પુહુતા દેસ મેવાડ;
હીરવયણુ ઉપદેસથી જી ભાજઇ કુમતની જાડિ. પટો૦ ૧૪૭૦

॥ ઢાલ ॥

રાગ પરજીઓ.

દેસના ગુરૂ દીઇ મીઠી અમીય સમીય રસાંગ રે;
20 કુમતિ રોગ બહુ તપતિ નાસઇ હોઇ નિરમલ અંગ રે. દેસના૦ ૧૪૭૧
જ્ઞાન જાણો હઇયિ આંણો જ્ઞાન રાણો અભંગ રે;
જ્ઞાન પરઉપગારકારી જ્ઞાન કીજઇ સંગ રે. દેસના૦ ૧૪૭૨
જ્ઞાનવંત અનંત ગુણુ સુખ જ્ઞાનવંતિં શુભગતી રે;
જ્ઞાનવંત સૂરિંદ પૂજઇ જ્ઞાન ધ્યાઇ યતીપતી. દેસના૦ ૧૪૭૩
25 જ્ઞાનવંત ગુરૂવયણુ ન લોપઇ આણુ આરાધઇ મુનિપતી;
જ્ઞાનવંત તે તત્ત્વ જાણુઇ જ્ઞાન ધરયો શુભમતી. દેસના૦ ૧૪૭૪
જ્ઞાનવિણુ ગુરૂવયણુ લોપઇ જ્ઞાન વિના ન દીસતિ રતી;

જ્ઞાનવિણુ સમુદાય હેલઇ તેહ નિસુણો વરમતી. દેસના૦ ૧૪૭૫
જ્ઞાનવિણુ પ્રક્રિયા ન જાણુઇ ડસ આણુઇ મનિ અતી;
જ્ઞાનવિણુ હઠવાદ હોઇ જ્ઞાનવિણુ નહી સદગતી. દેસના૦ ૧૪૭૬
જ્ઞાનવિના એક સૂરિ આગઇ ગુરૂપ્રસાદિ શોભા હતી;
5 તેહ નિસુણી નયરિ એકઈં આદરિ તેડયા ગછપતી. દેસના૦ ૧૪૭૭
તિહાં આગઇ જૈન યતીઇં હરાવ્યા સિવદર્શની;
ભટ્ટતાપસ તેહ પંડિત બોલી ન સકઇ સ્પર્શની. દેશના. ૧૪૭૮
એહવઇ તે સૂરિ પધાર્યા આડંબરસિઉં બહુ યતી;
શ્રાદ્ધ ઓછવ અધિક અધિકા કરઇ દિન દિન દીપતી. દેસના૦ ૧૪૭૯
10 અન્યદર્શનિ ધરઇ મચ્છર દેષિ ન સકઇ ડંબરં;
કરી વિચાર પારખું જોવા ભગત તાસ સભાસરં. દેસના. ૧૪૮૦
રૂપવંત સુકાંતિ રૂડી મોહનમુખ મટકો ભલો;
વિશાલલોચન ચાલિ ચમકતી જ્ઞાન વિણુ દીસઇ નિલો. દેસના, ૧૪૮૧
ફૂલ આઉલિ રૂપ રૂઅડું ગુણુ ન તેહવા તિહાં કસ્યા;
15 શબ્દ અસમંજસપણાના સાંભલી પરજન હસ્યા. દેસના. ૧૪૮૨
જ્ઞાનબલ તસ હીન જાણી અરથ પૂછઇ પંડિતા;
પૂજ્ય ધિન તુમ્હે ગુણે ગિરૂઆ આજ સહી અહ્મે મંડિના. દેસના. ૧૪૮૩
જ્ઞાનબલ તિમ અધિક દીસઇ પુણ્યયોગિ આવી મિલ્યા;
અરથ ઉત્તર તુમ્હે દેસ્યો મનોરથ સઘલા ફલ્યા. દેસના. ૧૪૮૪
20 દંભવયણુ તે સુણી હરષઇ મરમ ન લહઇ તે તણા;
કહઇ પૂછો અહ્મે કહસિઉ શૈવ ભણઇ હા સી મણા. દેસના. ૧૪૮૫
કુહુ પૂજ્ય પરમાણૂ આનદઇં હોઇ ઇંદ્રી કેતલાં,
એહ પ્રભુ સ દેહ છઇ મનિ આસિ દીઓ હોઇ તેતલા. દેસના. ૧૪૮૬
સૂરિ કહઇ વિચાર ઊંડા પંચેંદ્રીથી ગતિ વડી,
25 તેહ સહી ષટ ઇંદ્રી તેહનઇ મહાનુભાવ સમઝિ પડી. દેસના. ૧૪૮૭
તેહ દંભિં અતિપ્રસ સઇ વારવારિ હા ભણી;
સૂરિ જાણુઇ કહઇ સાચું ઓહુલસઇ મન અતિઘણું. દેસના ૧૪૮૮
ઊઠિ તે નિજ ઠામિ પુહુતા કહઇ જ્ઞાન નહી રતી;

એહ અવસર જીતવાનો પછઇ ન એહુવો એ યતી. દેસના. ૧૪૮૯
ભટ્ટ સઘલા ભૂપ સાખિં વાદ માગઇ ઘો યતી;
જ્ઞાનબલ નહી વાદ કેહુવો નાસવા ધરી મનિ મતી. દેસના૦ ૧૪૯૦
મિથ્યાતીઇં અતિહિં હેલ્યા પહેલું બહુ શોભા છતી;
5 તેહ પણિ લોપાણિ સઘલી જ્ઞાનવિણુ હૂઇ એ ગતી. દેસના૦ ૧૪૯૧
મોહિં મોહ્યા દીઇ પદ તે સરાગી સંયમપણઇ;
જ્ઞાનવિણુ તે ગણ હેલાવઇ એમ જાણો ગુરૂ ભણઇ. દેસના૦ ૧૪૯૨
સૂરિ માટિં સિઉં કરઇ જો ગુણ ન હોઇ સૂરિના;
સૂરિ સુધું કહ્યું જિનમત નહી તો પદ પૂરણા. દેસના૦ ૧૪૯૩
10 ઉત્સર્ગ નઇં અપવાદ જાણઇ બિહુ ચલાવઇ ધૂંસરી;
કેવલી પણિ આહાર લીઇં છદમસ્તિં આણ્યો સરી. દેસના૦ ૧૪૯૪
તેણઇ આણ્યો શુદ્ધ જાણી દોસ ન કહઇ કેવલી;
લીઇ તે વિવહાર ન ટલઇ કહિં રૂચિ જાઇ ટલી. દેસના૦ ૧૪૯૫
ટલઇ રૂચિ એષણા મુનિનઇં હોઇ નિદ્ધંધસપણું;
15 દાતાર હાનિં હોઇ અરૂચિ સાધુ સીદાય ઘણું. દેસના૦ ૧૪૯૬
તેહ માટિં વિવહાર રાખઇ કેવલી નો અવર કસ્યું;
સર્વથી વ્યવહાર બલીઓ જ્ઞાનવંત કહઇ અસ્યું. દેસના૦ ૧૪૯૭
દાન પાંચઇ જિન પ્રકાસઇ મુગતિ હેતિં બિ તિહાં;
અભયદાન સુપત્તદાણું ત્રિણિ સંસારિક કહ્યાં. દેસના૦ ૧૪૯૮
20 અભયદાન જે જીવ રાખઇ શુદ્ધધરમ જિકો કરઇ;
અરિહંતભાષિત સાધુપંથિં શુદ્ધસદ્દહણા રહઇ. દેસના૦ ૧૪૯૯
જીવનઇં ઉપગાર જાણી પરૂપણા સૂધી કરઇ;
તેહનઇં ગુરૂબુદ્ધિ દેવું પાત્રપણું તે અણુંસરઇ. દેસના૦ ૧૫૦૦
અવરનઇં જે દીઇ દાનં ઉચિત અનુકંપા ભણઇ;
25 કીરતિ તે ગુણ બોલતાનઇં અનુક્રમિં તે સિવ વરઇ. દેસના૦ ૧૫૦૧
દાન નવિ કો જિનિં નિષેધિઉં પાત્રાપાત્ર વિચારણા;
સાધુનઇં જે કોઇ નિષેધઇ તેહ કુગતિં ધારણા. દેસના૦ ૧૫૦૨
એક કહઇ જે પરનઇં દેવું તેહ ધરમ નિવારણા;

મારી દેડક સાપનઈં સુખિ ઘાલવું એ વિચારણા. દેસના૦ ૧૫૦૩
ધરમવંતનઈં એહ વાચા નહી સુગત ઊચારણા;
ધર્મહીન ભવહીન હોઇ કહઇ તે અપધારણા. દેસના૦ ૧૫૦૪
એક કહઇ પરકરઇ જે સ્તુતિ ભાવ આણી જિનતણી;
5 તુરક માતંગ રસવતી સમ એહ મતિ ન ભલી ભણી.દેસના૦ ૧૫૦૫
એમ અનેક કુધર્મ્મ વાણી નવિ સુણઇ તે હિતભણી;
તેહનો ભવિ સંગ નિવારઇ ઠામિ મતિ રહઇ આપણી. દેસના. ૧૫૦૬
જિન સિદ્ધ સૂરી વાચકા મુનિવર આશાતના કરઇ તેહ તણી;
તેહનઈં તે ઇહલોકિ અપજસ થાઇ પરભવિ રેવણી. દેસના. ૧૫૦૭
10 સાધુ જિનસમ કહિઓ સાસનિ તેહનઈં કિમ હેલીઇ;
અકલંકનઈં તે કલંક દીઇ હેલઇ તે દુરગતિ લીઇ. દેસના. ૧૫૦૮
પરિહરૂ જે પ્રમાદ પાંચઇ જીવનઇ તે અતિ નડઇ;
વ્યસન સાતઇં ત્યજવા તિં સુગતિ જાતાં નહી અડઇ. દેસના. ૧૫૦૯
ચ્યાર વિકથા તે નિવારો આપ તારો ભવિજના;
15 કરમિ જે જે ભાવિ ભલીય તેહ ભોગ સુભાવના. દેસના. ૧૫૧૦
કરમ કીધાં કોઇ ન છૂટઇ જેહ જિનશાસન ધણી;
મલ્લીજિન સ્રીવેદ પામ્યા એહ કરણી આપણી. દેસના૮ ૧૫૧૧
વીર થાપ્યો જમાલિ સૂરિં આણ ઉથાપી જિનતણી;
થયુ કિલમિષ દેવતા તે કરમિં સદમતિ અવગણી. દેસના૦ ૧૫૧૨
20 અંગારમરદક સૂરિ મોટો પાંચસઇં મુનિ પરિવરિઓ;
કરમપ્રતિ કોઈઇં ન ચાલઇ સહૂઇં મિલી દૂરિં કરિઓ. દે૦ ૧૫૧૩
ચઉદપૂરવધર અનંતા નિગોદિં તે તે ગયા;
સૂરિમાટિં નવિ તર્યા તે કરમિં બહુ નરગિં ગયા. દેસના૦ ૧૫૧૪
વલી જે ગુરૂઆણ લોપી સુગુરૂપરિ ઉપદેસસ્યઇ;
25 તેહ પણિ વિવહારથી એ નારકી નરગિં હુસ્યઇ. દેસના૦ ૧૫૧૫
દીજીઇ ઉપદેસ સાચો કદાગ્રહ છાંડીજીઇ;
જેહ ગુણ જેહમાંહિં હોઇ તેહ તાણી લીજીઇ. દેસના૦ ૧૫૧૬

છય દર્શનમાંહિ જે કો ધરઇ શમતા શુભચરી;
તેહ પણિ નિસંદેહ પામઇ જિનમતિં તે શિવપુરી. દેસના૦ ૧૫૧૭
સુમતિ સુભ પરિણામ રાખો મંત્ર નવપદ તે જપો;
મોહ મમતા કપટ છાંડી સીલપાલો તપ તપો. દેસના૦ ૧૫૧૮
5 એણીપરિં શુભભાવ ધરતા ધરમ કરતા પ્રાણીયા;
કેપિ સુરપુર કેપિ સિવપુર અનંતસુખ તે પામીઆ. દેસના૦ ૧૫૧૯
એમ જાણી હઇય આણી જૈનવાણી ન ભૂલીઇ;
લહો દર્શન સુખ અનંતાં પરઘરિં કાં બૂલીઇ. દેસના૦ ૧૫૨૦

॥ ઢાલ ॥

10 રાગ ધન્યાસી.

નંદિષેણની સજ્ઝાયની દેશી.

દેશના ગુરૂની સુણી પ્રાણી ઘણા, સમકિત પામઇ તેહનાં નહી મણા;
કે ગુરૂ વચને હોઇ દૃઢમના, કુમત કદાગ્રહ છાંડઇ મનતણા.

ત્રોટક.

15 મન મયલ છાંડઇ સંગતિ માંડઇ હીરગુરૂ ભગતા તણી,
વ્રત બાર સાર ઉચ્ચાર કરતા દેખીઇ કે સિવ ભણી;
કે મોહ છાંડી લીઇ સંયમ તજી મતિ ઉપાધિની,
તે આપિ કલપી કરઇ સાગરિ સર્વ ધર્મઇ બાધિની. ૧૫૨૧
કે જીવ સરલા સય નવિ બૂઝતા, સાગરમતમાંહિં બહુ મુંઝતા;
20 તેણઇ જાણ્યો મરમ જિકો હતો, છાંડ્યા દૂરિં તેણઇ તેહ તો.
તેહ તો સાગર તજઇ નાગર આદરઇ ગુરૂવયણડાં,
દાન સીલ તપ જે ભાવ ચ્યારઇ સાચવઇ તે રયણડાં;
એમ અનેક પુર નગર ગામિં લાભ હોઇ અતિઘણા,
શ્રીવિજયાણંદસૂરિ દીપઇ વાદ જીપઇ પરતણા. ૧૫૨૨
25 દિન દિન દીપઇ સૂરજિ સમોવડિ, ચંદ્રકલાપરિ વાધઇ તડાવડિં;
સેવકજનની ટાલઇ આપદા, છત્રીસસૂરિગુણ સોહઇ સંપદા.

સંપદા સોહઇ મનડું મોહઇ લહઇ સમકિત જન ઘણા,
જિહાં જિહાં ગછપતિ પધારઇ તિહાં તિહાં નિત્ય વધામણા;
વાચક શ્રીમેઘવિજય મુનિવર નંદિવિજય વાચકવરૂ,
ધનવિજય ઉવઝાય અધિકો ધરમકામ ધુરંધરૂ. ૧૫૨૩

5 વિજયતિલકસૂરિ પાટિ પટોધરૂ, દેશ વિદેસિં વિચરઇ જયકરૂ;
નિજવૈરાગિ સેવઇ જન ઘણું, તપતેજિં કરી રૂપ સોહામણું.
સોહામણા શ્રીદેવવિજય નિરૂપમ વિજયરાજ વિખ્યાત એ,
દયાવિજયવાચક વાચકપ્રભુ શ્રીધર્મ્મવિજય સુજાત એ;
ઉવઝાયશ્રીસિદ્ધચંદ ચંદો આઠ વાચક સંપ્રતિ,
10 પંડિત્ત મુનિવર ઘણો પરિકર તેહ સાથિ ગછપતી. ૧૫૨૪

વાચક પંડિત મુનિવરિં સોભતો, સેવઇ ગુરૂપદ જનમન મોહતો;
વાદવિવાદિં વયરી ભંજીઓ, જ્ઞાનકલાઇં બહુજન રંજીઓ.
રંજીઓ બહુજન ગુણે ભરિઓ જ્ઞાનદરીઓ સાર એ,
15 દિનદિન પ્રતિં તસ ઉદય અધિકો થાઇ બહુ જયકાર એ;
સસિ સૂર તારા મેરૂ સારા જિહાં ભૂ રત્નાકરા,
તિહાં લગઇં પ્રતિપો એહ ગછપતિ વિજયાણંદસૂરીશ્વરા.૧૫૨૫

॥ ઢાલ ॥

રાગ ધન્યાસી.

20 એમ એ તપગછપતિ ગુણ ગાયા શ્રીવિજયતિલકસૂરિંદા જી;
ભણતા ગુણતાં સુણતાં સહજિં ઘરિ ઘરિ હોઇ આણંદા જી. ૧૫૨૬
સંવત સોલ ત્રિહુતર્યા વરષે પોસ માસ અજૂઆલી જી;
બારસિ બુધવારિં શુભ વેલા વિજય મૂહૂરત નેહાલી જી. ૧૫૨૭
આચારજિપદ થાપ્યું અવિચલ વિજયતિલકસૂરિ નામિં જી;
25 વિજય નામ દીપાવિઉં જગમાં ચિહુ દિસિ રાખિઉં નામ જી. ૧૫૨૮
વિજયતિલકસૂરીસ પટોધર કીધુ જગ વિખ્યાત જી;
સંવત છયોત્તરિ પોસ અજૂઆલી તેરસિ દિન સુપ્રભાત જી. ૧૫૨૯

ધિન નરનારી જગહિતકારી નિત વાંદઇ ગુરૂ પાયા જી;
સુણુઇ વખાણુ અમૃતરસ ઓપમ સુખ દીઠઇ સુખ થાઇ જી. ૧૫૩૦

શ્રીતપગછનાયક મહિમાનિધિ નિતપ્રતિં દેઉં આસીસ જી;
વરસ અનંત અધિક ગુરૂપ્રતિપો વિજયતિલકસૂરી સીસ જી. ૧૫૩૧

5 વીસલનયર કેસવસા નંદન ધિન સોમાઇ માય જી;
શ્રીરાજવિમલસીસ અનોપમ સોહઇ મુનિવિજય ઉવઝાય જી. ૧૫૩૨

તાસ સીસ પભણુઇ બહુ ભગતિં દર્શનવિજય જયકારી જી;
સસિ રસ મુનિનિધિ વરસિં રચીઓ રાસ ભલો સુખકારી જી. ૧૫૩૩

માગસિર વદિ અષ્ટમી રવિ હસ્તિં સિદ્ધિયોગ અતિખાસ જી;
10 નયર બરહાનપુર મંડણુ મોટો શ્રીમનમોહનપાસ જી. ૧૫૩૪

તાસ પ્રસાદિં એ વિસ્તરયો મહિમંડલિ એ રાસો જી;
જે ગીતારથ જગહિતકારી તેહતણો હું દાસ જી. ૧૫૩૫

કૃપા કરી મુઝ ઊપરિ સહૂઇ કરવો શુદ્ધ પ્રબંધ જી;
કાહાનો માતર ગાથા છંદિ જેહ અશૂદ્ધ હોઇ બંધ જી. ૧૫૩૬

15 જિહાં લગઇ એ શાસન શ્રીજિનનું જિનઆણાના ધારી જી;
તિહાં લગઇ એ ભણુયો તુમે સુણુયો રાસ વિજય જયકારીજી. ૧૫૩૭

ઇતિશ્રીતપાગચ્છાધિરાજશ્રીપશ્રીવિજયતિલકસૂરિ રાસઃ સાગર-
હુંડીગર્ભિતરાસઃ સંપૂર્ણઃ ॥ શ્રીરસ્તુ ॥ કલ્યાણમસ્તુ ॥

# बीजो अधिकार.

ચોપઈ.

સુણુયો હવઇ બીજો અધિકાર વિજય જયકારીતણો એ સાર;
. વિજયતિલકસૂરિ સરગિ પહૂત તેહનું આગલિ એહવું સૂત. ૧
5 વિજયદેવસૂરિ કીધ પ્રપંચ મેલતણો તે માંડ્યો સંચ;
થંભનયરિ તે કીદ્ધ સંકેત આવ્યા તિહાં પણિ ન મલિઉં ચેત. ૨
વિજયાણુંદસૂરિ ફિરી આવીઆ મરૂમંડલ ભણી મનિ ભાવીઆ;
વિજયદેવ થંભાતિં રહ્યા લોક તેહના મતિ અતિ ગહગહિયા. ૩
ચોમાસું તિહાં રહી પારણુઇ ચાલણુહાર આવ્યા બારણુઇ;
10 વાટિં જાતાં તુરકિં ગ્રહ્યા ઉંટ પુઠિ બાંધ્યઇ તે વહ્યા. ૪
પગિ બેડી હાથે દસકલા એણી પરિ દિવસ ગયા કેતલા;
કરઇ દંડ મુંકાઇ તેહ હુપ દીઠઉં અતિ તિહાં નહી રેહ. ૫
પેટલાદિ હાકિમ એમ કીધ બાર હજાર મુદ્રા તેણુઇ લીધ;
છૂટા મરૂમડલિ તે ગયા તોહઇ મનિ ઉજલ નવિ થયા. ૬
15 વલી કાવ્યતરાં માંડ્યાં ઘણાં વચન ચાલવઇ મેલજતણાં;
માહોમાહિં મેલવાનિં મિલઈ પણિ કોઇયિ નવિ જાણુઇ કલઈ. ૭
ધરમવિજયવાચક મુનિ મિલઇ તેહનું મન તેમાહિ ભલઇ,
સાગર છતાં ન થાઇ મેલ તેણુઇ તે ચાલ્યો જાઇ લેલ. ૮
વિચરતા આવઇ ગુજરાતિ રાજનગરિ સહૂય બહુ ભાતિ;
20 धर्म्मविजय तिहां रहिया ચોમાસિ વિજયદેવ પણિ તિહાં રહ્યા ઓલ્હાસિ. ૯

દૂહા.

હવઇ નિસુણો આગલિ વલી જેહવો હવો સંબંધ;
તેહ સંખેપિં હૂં કહું દુલહો જાજિ સોલંધ. ૧૦
25 ધર્મ્મવિજય વાચક વરૂ હુંતિ જેહનઇ આસ,
આચારજિપદવી તણી પુણ્ય ન પૂરૂં જાસ. ૧૧

શકુન શાપિ નવિ તસ હૂઈ નહી સુપનાંતર સાપિ;
ગચ્છવાસી ગીતારથા તે પણિ ન ધરઇ આપિ. ૧૨
અરથી દોષ ન આપણો દેયઇ કંહીઇં કોઇ;
હંસિ મન મયલો રમઇ ભેદિં વિચરઇ સોઇ. ૧૩
5 સાગર પયિસિઉં તે મિલઇ આપિ લપઇ તે લેપ;
હવઇ જે વાત હૂઇ સુણો તેહતણો એ વિશેષ. ૧૪

॥ ઢાલ ॥

રાગ મધુમાધવ.

શ્રીગુરૂહીર જેસિંગની વાણી લોપી લીધા સાગર તાણી;
10 તેહવી કીર્તિ ગવાણી. ૧૫
વિજયદેવસૂરિ વિહાર કરંતા કૃતઅભિમાન ફલં શોચંતા;
સાગરમત રોચંતા. ૧૬
અનુક્રમિ રાજનગરિ તે આવઇ શાંતિદાસ મનમાંહિં ભાવઇ;
સાગરમત કિમ ફાવઇ. ૧૭
15 તો તેણઇ શાંતિદાસ સખાઈ સાગરમતવાલાનઇ થાઈ;
અશુદ્ધ પરૂપણા વાઈ. ૧૮
ગ્રંથ વંચાવઇ જે ગુરિં નિષેધ્યો ન વિચારઇ તે મતનો વેધ્યો;
એમ ચાલઇ તે વેધ્યો. ૧૯
જે નિજગુરૂ વયણુના વાસિત સાધુશ્રાવક તેણે ચિત્તવિમાસિત;
20 તસ ગછપતિનઇ પ્રકાસિત. ૨૦
પણિ વલતો ન હીઇ જબાપ ગચ્છપતિ હઠ એ મોટું પાપ;
તેણે સંભાલિઉં આપ. ૨૧
તે પણિ વીરહીરની વાણી વિસ્તારઇ સઘલઇ સપરાણી;
સાગરનઈં ન સુહાણી. ૨૨
25 કહઇ શાંતિદાસ એ સહૂનઇ કરવા ગણબાહિરિ એ નવિ આદરવા;
સાગર મત વ્યાપરવા. ૨૩
કહઇ મુનિ એ ગછ બાહિરિ કરવો શાંતિદાસ મનમાંહિં ધરવો;
એમ કરી ગછ શુદ્ધ કરવો. ૨૪

માહોમાંહિ લાગો વાદ સાગરમતના કરઇ ઉનમાદ;
હુઉઓ અતિ વિષવાદ. ૨૫
ગુરૂ પરિકર કહઇ તુમે એ માટિં ગછ સઘલો કીધો દહવાટિં;
કિમ રહસ્યંઇ હવઇ ઘાટિં. ૨૬
5 ચારિત્રવિજયવાચક તે આદિં પરિકર સહૂ એકચિત્ત વિવાદિં;
ન બીહંઇ સાગર સાદિં. ૨૭
તવ તે શાંતિદાસ રીસાણૂ બોલઇ બાંગડ અતિ સપરાણો;
આવી સુણઇ વંધાણો. ૨૮
સભામાંહિં કહઇ વયણ પ્રસિદ્ધા સંઘાડા નવ ગચ્છબાહિરિ કીધા;
10 વાંદઇ તસ સમ દીધા. ૨૯
કોઇ ન વાંદઇ તેહજ સાધો તેણે એ મોટો છલ લાધો,
અહી કીહો અપરાધો. ૩૦
ગુરૂ બઇઠઇ શ્રાવક જો કાઢઇ તો તે ચડીઆ અતિહિં આઢઇ;
વીનવીયા ગુરૂ ગાઢઇ. ૩૧
15 જો તુમે સાગરમત અણુસરસ્યો તો નિશ્ચઇ એકલડા ફિરસ્યો;
ભવસાગર કિમ તરસ્યો. ૩૨
સહૂ મિલી ગુરૂનઇં કીધા ગાઢા એકાંતિ બોલ દીધા ટાઢા;
ચેત્યા વિણુ દુખ દાઢા. ૩૩
જો સાગરનઇ તુમે નવિ કાઢો તો સહી માઠો તુમચો દિહાડો;
20 અમનઇ એ હઠ ગાઢો. ૩૪
વિજયાણંદસૂરિ અમે આદરવા. નિજગુરૂ વચન સહી ઉદ્ધરવા;
નિશ્ચઇ બોલ એ કરવા. ૩૫
નિસુણી ગછપતિ મનમાં ચિંતઇ એ રીસાણા જાઇ અતિં;
મુઝ ચિંત્યવુ રહઇ એકતિં. ૩૬
25 પૂર્વિં વાચક સાત રીસાણા મુઝનઇ મુંકી અલગા થયા શ્યાણા;
ઇણુ ગઇં મોહિ કોણુ ઠેકાણા. ૩૭
તો ગુરૂ કહઇ હવઇ કુહુ તે કરીય લયો પટો અહ્મે સહૂ આદરીય;
મતાં ગીતારથ કરીય. ૩૮

॥ ઢાલ ॥

દૂહા.

વચણ જેસિંગનાં સાંભર્યાં નવિ કીધાં મિં તેહ;
તો સાગર મુઝ વહુડીઆ કૃતઘન હૂઆ એહ. ૩૯

5 પટો સર્વજ્ઞશતકતણો અપ્રમાણનો છે જેહ;
લખી પઠાવ્યો સાગરાં મતાં ન કીધાં તેહ. ૪૦

તો તેણઇ આચારજિં ગછબાહિરિ તે કીધ;
ચીઠી સઘલઇ મોકલી બાહિર હૂઆ પ્રસિદ્ધ. ૪૧

તવ તે ઊપરિ વાણીઓ કોપ્યો યથા કૃતાંત;
10 વસતિ મુંકાવઇ તેહની વયણુ બહુ દુખદંતિ. ૪૨

વિજયદેવ છોછા પડયા નવિ ચાલઇ તે સાથિ;
તવ ચિંતઇ નિજચિત્તમાં વિજય કરૂં હવઇ હાથિ. ૪૩

॥ ઢાલ ॥

15 ધર્મવિજયવાચક ક્રિયા જી જાણી લેષ અણુંસારિ;
વિજયદેવસૂરિ તસ લિષઇ જી મિલો તો કરીય વિચાર.
વાચક જી તુમસ્યું હવઇ નહી દંભ;
તુમ છો ગછના થંભ. વાચક જી૦ આંચલી. ૪૪

એકાંતિ કહી તે મિલ્યા જી કહઇ અબિધ કીધા દૂરિ;
20 હવઇ તુમ કાં આવો નહી જી કહઇ સુણો વિજયદેવસૂરિ. વા૦ ૪૫
જો તુમે અહ્મ ઈહિ સહી જી તો અમ ગછનું કામ;
પૂછી કરસ્યો તો હવઇ જી મન રહસ્યઇ અમ ઠામિ. વા૦ ૪૬
ગુરૂ સાગરિ ચંપ્યા કહઇ જી કરસ્યું કહેસ્યો તેહ;
જો અમ હાથિં આણસ્યો જી સમવાય સઘલો એહ. વા૦ ૪૭
25 મન મયલું કાટિં ભરિઉં જી નવિ જાણઇ કો તેહ;
ચિત આવર્જિઉ તેહનું જી ગહગહીઆ મનિ એહ. વા૦ ૪૮
વિજયદેવિ મનિં ચીંતવઉ જી હાથિ ધરી સહૂ કોય;

આચારિજ અલગો કરી જી પછઇ કુંણ એહનો હોય. વા૦ ૪૯
ધર્મવિજય મનિ ખેદલૂં જી તેહ મનિ અધિક ઉમાહ;
પરિમાંડી તેણઇ ભેલવા જી મનિ સંભારઇ દાહ. વા૦ ૫૦
કમઠ કષાય વહઇ ઘણો જી પાસકુંમરસિઉં જેમ;
5 વિજયાણંદસૂરિ નિજગુરૂ જી તે ઉપરિ વહઇ દંભ તેમ. વા૦ ૫૧
માયા મડી તેહવઇ જી વૃદ્ધ ઉપાસક સાધ;
છલવયણે તે છેતરઇ જી જાણઇ સહૂ એ બાધ. વા૦ ૫૨
કહઇ સાગર દૂરિં કર્યા જી જે હૂતો એ વેધ;
નિકલંક હુવઇ અમે હૂઆ જી કરીઇ મેલ ઉમેધ. વા૦ ૫૩
10 વિજયદેવ ભટ્ટારકો જી આચારજિ ગુરૂ આપ;
ગછ હાથિ હોસ્યઇ આપણઇ જી ટલઇ કરમબંધનું પાપ. વા૦ ૫૪
સહૂ મનિ એ આવિઉં સહી જી વારૂ ઠઠ બંધ;
મં તેજપાલ તેડાવીઓ જી મનિ ધરી એહ નિબંધ. વા૦ ૫૫
શેત્રુંજ યાત્રા મસિ કરી જી આવી નમઇ ગુરૂપાય;
15 પરઠ કરઇ તે મેલનો જી ઘાતિ ન આવઇ ઉપાય. વા૦ ૫૬
તવ તે યાત્રા ચાલીઆ જી કરી આવ્યા અહઠાણિ;
વલી પ્રપંચ તે મંડીઓ જી લિખિત કરિઉં એ વિનાણિ. વા૦ ૫૭
હીર જેસિગિં પટ જે લખ્યા જી માનઇ નહી તે દૂરિ;
વાચક પડિત પદ સવે જી તે સાબદિ ભરપૂરિ. વા૦ ૫૮
20 રાગ દ્વેષ નવિ રાખવા જી વંદનગછ મર્યાદિ;
વિજયદેવસૂરિં નિજકરિં જી લિખી સંઘ આપિઉં આદિ. વા૦ ૫૯
વિજયાણંદસૂરિં લખિઉં જી જિહાં એ લિખિત મનાય;
ગુરૂવયણાં લોપઇ નહી જી તો તુમ આણ પલાય. વા૦ ૬૦

॥ ઢાલ ॥

25 દૂહા.

શાંતિદાસ આવી કહઇ મ કરો એહસિઉં મેલ;
મન મયલું જાણો નહી દુખકારી એ ભેલ. ૬૧

શ્રીવિજયાણંદસૂરી ગુરૂ કહઇ નદી અમ્હ મનિ કો રોસ;
અંતર જેહ પરૂપણા તે તો ટાલ્યો દોસ. ૬૨
અધિક માસ ચૈત્રહતણી નવમી કીધો મેલ;
સંઘવણિનઇ ઉપાસિરઇ સંઘ મિલ્યો સવિ ભેલ. ૬૩
5 વિજયદેવસૂરીતણા જે ગીતારથ વૃદ્ધ;
તે સવિ સંઘ સાથિં કરી કાગુણિં પ્રસિદ્ધ. ૬૪
શ્રીવિજયાણંદસૂરીશ્વરૂ વંદા આનંદપૂરિ;
કહઇ પધારો નગરમાં જિહાં છઇ વિજયદેવસૂરિ. ૬૫
તવ તે સહૂ સાથિં મિલી આડંબરસિઉં આવિ;
10 વિજયદેવસૂરિ વંદિયા ટાલ્યો કલેસ સભાવિ. ૬૬
પ્રભાવના પ્રમુખ સવે હુઆં ઓછવ અનેક;
બયઠા સુખ સંતોષ ભરિ કરઇ બહૂ વિનય વિવેક. ૬૭
એહવઇ શાંતિદાસ એ મિલી દીવાણ નિદેસ;
પ્યાદા પાહવીઆ ઘણા કરઇ ભંગાણ પવેસ. ૬૮
15 મારિ મારિ મુખિ ઊચરઇ આવી કીધ દંદોલ;
તવ તે નાઠા તિહાંથકી મન હુઆં ડમડોલ. ૬૯

॥ ઢાલ ॥

રાગ કેદારો.

સાહ નાનઇ ધરિ આપણઇ જી રાખ્યા નિજગુરૂ માટિ;
20 દિન બે પછી બોલાવીઆ જી પુહુતા ઇડરઘાટિ.
સુણો જી ન ટલઇ ભાવીભાવ.
જે જિમ કામજ હોઇવું જી તે તિમ થાઇ સભાવિ;
સુણો જી ન ટલઇ ભાવીભાવ. આંચલી. ૭૦
ઇડરનયરિં આવીઆ જી શ્રીવિજયદેવસૂરિ;
25 શ્રીવિજયાણંદસૂરિ સપરિકરા જી વિનય કરઇ ગુણભૂરિ. સુણો૦ ૭૧
રાજનગરિ સંઘનાયકા જી દોસી પનીઓ સુજાણ;
વિજયાણંદસૂરિ તેડીઇ જી કરવુ પ્રતિષ્ઠા મંડાણ. સુણો૦ ૭૨

લેષ લખ્યો ગુરૂરાજનઈં જી અછઇ પ્રતિષ્ટા કાજ;
આસિ દીઓ અનુંચાનનઈં જી અહ્ય મનોરથ આજ. સુણ્ણો૦ ૭૩
ના લષી આવી ગુરૂતણી જી ફિરી લષીઓ વલી લેખ;
આણુ લહી દીવાણુની જી કો ન ધરઇ તે દ્વેષ. સુણ્ણો૦ ૭૪
5તો પણિ તેણઇ નકારિઉં જી કામનો થયો એ વિલંબ;
મનમથલું તવ ઉઘડિઉં જી લીમ ન લાગઇ અબ. સુણ્ણો૦ ૭૫
ગુરૂપષિને કાગલ લખ્યો જી એ સિઉં કીધું કાજ;
આચારજિપદ રાષીઉં જી ન રહી આપણી લાજ. સુણ્ણો૦ ૭૬
ગુરૂ વલતું તેહનઇ લષઇ જી કારણ બહુ એહ;
10સમવાય સહૂ હાથે કરી જી કરસિઉં તુમ મનિ તેહ. સુણ્ણો૦ ૭૭
તે કાગલ હાથે ચડ્યો જી રાજનગરનો સંઘ;
ગુરૂનઇં તેહ જણાવિઉં જી કરઇ પ્રતિજ્ઞા ઉલંઘ. સુણ્ણો૦ ૭૮
વલી એક વાત નવી સુણો જી પાષી પામણ્ણા ઠામિ;
નામ ન લિઇ અનુચાનનુ જી કિમ ચાલઇ તે કામ. સુણ્ણો૦ ૭૯
15ત્રીજઇ પષિ તવ કોવિદો જી વિદ્યાવિજય ભણુંતિ;
પંન્યાસ પ્રમુખ ષમાવિઉં જી એમ કાં ગુરૂ બોલંતિ. સુણ્ણો૦ ૮૦
સો ભણઇ રીતિ વડાતણી જી દીઠી તિમ મિં કીધ;
નામિં તુમે ષમાવસ્યો જી તિમ સહુ એહ પ્રસીધ. સુણ્ણો૦ ૮૧
તવ મન વિણ નામ ઊચારિઉં જી ક્રિયા ચલાવી તામ,
20એમ કરતા કિમ ચાલસ્યઇ જી રહસ્યઇ કિમ એ મામ. સુણ્ણો૦ ૮૨
એક વિચાર અલગો કરી જી થાપઇ નવો અનુચાન;
આવી પૂછઇ અનુચાનનઇ જી કહઇ જિમ વાધઇ વાન. સુણ્ણો૦ ૮૩
રાજનગર પહ્યાતિનો જી સંઘ લષઇ વલી લેષ;
તપગછપતિ પદ એમ કસિઉં જી કરસિઉં અતિહિં વિશેષ. સુણ્ણો૦ ૮૪
25હુવડાં દેવુ નહી ભલુ જી સંઘતણો એ ભાવ;
વિજયરાજ વાચક વરૂ જી વીનવઇ સહજ સભાવ. સુણ્ણો૦ ૮૫
સંઘવયણ ન ઉલંઘીય જી કાં કરો એહ આકૂટિ;
તાણુંતાં પ્રભુ ત્રૂટસ્યઇ જી હાથથી જાસ્યઇ વિછૂટિ. સુણ્ણો૦ ૮૬

કરી કદાગ્રહ જો પ્રભુ જી કરસ્યો પદનો થાપ;
પછઇ પછતાવો થાયસ્યઇ જી ભોગવસ્યો તે આપ. સુણો૦ ૮૭
કહઇ ગુરૂ દેતાં જે હોઇ જી સહી કરવું એ કામ;
લોપી સંઘ સહૂ સાધુનઇં જી દીધું પદ દુપ ધામ. સુણો૦ ૮૮
5 વિજયાણુંદસૂરીસિરૂ જી વિનયવંતમાંહિ લીહ;
રાગ દોસ મનિ કો નહી જી કરઇ સેવા નિસિ દીહ. સુણો૦ ૮૯
પણિ તે તાકઇ નવિ ભલું જી જાણ્યો સહૂઈં સભાવ;
પંભાતીસ ઘિં જઈ કરી જી વીનતી ચોમાસિ એ ભાવ. સુ૦ ૯૦
ના ન કહવાય તેહતણી જી દીધો તેણઇ આદેસ;
10 પંભનયરિ આવીઆ જી ઓછવ અતિહિં વિસેસ. સુણો૦ ૯૧
સૂરતિમાં તેણઇ સમઇ જી દોસી સોમો સુજાણ;
પ્રેમ દોસી પૂંજા તણો જી નાગજી નહી અયાણ. સુણો૦ ૯૨
આણ અણાવી તેહની જી પાંગરીઆ ગુરૂરાજ;
જંબૂસરિ સંઘ ઠામ ઠામના જી વંદી સારઇ કાજ. સુણો૦ ૯૩
15 ઇત્યાદિક સંઘ સવે મિલી જી દર્શન સાથિં વીચાર;
પૂજ્ય ચોમાસું ઈહાં કરઇ જી તો હોઇ રંગ અપાર. સુણો૦ ૯૪
અંગ પૂજા લહણ પ્રભાવના જી હોઇ અસંખ્ય અપાર;
ભરૂઅચિ બંદિરિ આવીઆ જી ઓછવના નહી પાર. સુણો૦ ૯૫

॥ ઢાલ ॥

20 દૂહા.

સૂરતિસંઘ વધારીઓ તેણઇ લષીઓ એ લેષ;
ત્રિણિ પષ્યિં ઉપાસિરા તુમ મનિ કસ્યો વિશેષ. ૯૬
સમઝી આવો તો ભલું સહૂ મનિ હોઇ સંતોષ;
વલતો ઉત્તર ગુરૂ લષઇ નહી મનિ રાગ નઇં રોષ. ૯૭
25 વિજયદેવસૂરિગુરૂતણઇ આદેસિં ચોમાસિ,
સૂરતિબંદિરિ આવવું જોયો તુમે વિમાસિ. ૯૮
વિજય પષ્ય સંઘ સાથિ મિલી સાગરસિઉં નહી લાગ;

તુમે બિહુ સમંઝી જે કહે.તે અહ્ન સૂધે માંગ. ૯૯
વરીઆવિં ગુરૂ આવીઆ ભરૂઅચિનો સંઘ સાથિ;
સૂરતિસંઘ સહૂ સામહ્યો સફલ.કરઇ નિજ આથિ. ૧૦૦
શુભ મૂહૂરત લગઇ તિહાં રહઇ વંદઈ વધારી સંઘ;
5 વિજયતિલકસૂરિ ગાયતાં તેહ ઉઠ્યા ઉલંઘ. ૧૦૧
દોસી સોમા પ્રેમજી તેણુઇ અતિ આદર કીધ;
રહો વાસો ગુરૂપદકજિં કરીય મેલ પ્રસીધ. ૧૦૨
તે કહઇ તિહાં આવ્યા પછી કરઇ મૂહૂરત ગુરૂરાજ;
હરખ્યા સહૂ શ્રાવક ઘણું સીધાં વંછિત કાજ. ૧૦૩

10 ॥ ઢાલ ॥

વીવાહુલાનો ઢાલ.

માઇ ધિન્નસુપન એ, એ દેસી.

પંચશત મુદ્રા અંગપૂજાઈં દિન આદિ,
એમ દિનં પ્રતિ ઓછવ અધિકા હોઇ આહાલાદિ;
15 દિન ત્રીજઇ વધારીઆ શ્રાવક આવ્યા પંચ,
વાંદીનઈં કહઇ પ્રભુ કરવો હવઇ સ્યો સંચ. ૧૦૪
ગુરૂ કહઇ સ્યા માટિં તે કહઇ કારણુ એક,
જો તે ચિત્તિ આવઇ તો થઇયિ સહૂ એક;
તો ગુરૂ કહઇ કુહુ તે વાંકું જે તુમ ચિત્તિં,
20 અમ તુમ ગુરૂ એકજ આણુ ધરૂં તસ પ્રીતિં. ૧૦૫
તો કહઇ તે શ્રાવક શ્રીવિજયતિલકસૂરિ રાય,
હવઈ ગીત તેહના કુહુ એમ કોઇ ન ગાય;
તો સહૂઇ ચરણે આવી વંદઇ ભાવિં,
અસી સીષ સુગુરૂની અહ્નનઇં છઇ એ સભાવિં. ૧૦૬
25 તો પ્રભુ તસ ભાસઇ અહ્નનઈં તસ ઉપગાર,
એમ કરતાં સામીદ્રોહપણું એ અપાર;

વલી ગીત અહ્મારાં જિમ તુમે કુહુ તિમ કીજઇ,
એમ નહી કહઈ વલતું અવર ઉપાય ધરીજઇ. ૧૦૭
...............................................;
...............................................;
5 શ્રીવિજયદેવસૂરિ વિજયતિલક રાજ,
એ બિહુનાં નં ગાવાં તો સહી સમરઇ કાજ. ૧૦૮
પ્રભુ પભણુઇ એહવું અમથી એ નવિ થાય,
સુણી ઉત્તર એહવો તે આવ્યા તિમ જાય;
ચોમાસામાંહિં વરસંતઇ વરસાતિ,
10 નવસારીથી તે પ્રીતિવિબુધ આયાતિ. ૧૦૯
વડી નદી ત્રિણિ તે વાહણિ ઉત્તરી જાણિ,
આસાઢ વદિ સાતમિ બાર ગાઉથી માનિ;
તેણઇ સાસન હેલિઉં કહવાણું જગમાંહિં,
વિણુ અલગું માંડિઉં ગછભેદપણું તિહાઈ. ૧૧૦
15 શ્રીવિજયાણંદસૂરિં તે પણિ મનમાં નાણિઉં,
તે દેખી સઘલે શ્રાવકિ મન તે તાણિઉં;
રાજનગર પંભાતી સૂરતિનઈ સંઘિં લષીઉં,
આદેસ તુમારઇ આચારજિ સાહૂ સુષિઉં. ૧૧૧
તે ઉપરિ અલગું વિણુ એ કુણુ ગછ રીતિ,
20 એમ આણ તુમારી ન હુઇ જણાય ચિત્તિ;
વિણુ આણિં કીધું તો તસ દેવી સીષ,
છાવરસ્યો જો તો વારૂ નહી એ દીષ. ૧૧૨
લષઇ વિજયદેવસૂરિ કારણિ કીધું એવ,
સાગરમાં જાતાં શ્રાવક રાષણ હેવ;
25 વાંચી તે સંઘિં કર્યો વિચાર તે ઊંડા,
મેલ ધર્મ્મ જાણીનઇ કીધુ પણિ નહી રૂડા. ૧૧૩
આગલિ એ ન ચાલઇ જિમ હૂતું તિમ કીજઇ,
પૂછઇ નિજ ગુરૂનઈ તે કહઇ છેહ ન દીજઇ;

જે કહઇ તે કરવું જે કરઇ તે તિમ હોઉ,
અલગું નવિ કરવું ભેદ મ કરસ્યો કોઉ. ૧૧૪

સુણી સાવય સાવી કહઇ એ ધિન ગુરૂરાજ,
જૂઓ તેહનું કરણી એ તો વહઇ હજી લાજ;
5 તો તરણ તારણ એ વિજયાણંદસૂરિંદ,
સેવા એ ગુરૂની કરવી મનિ આણંદ. ૧૧૫

॥ ઢાલ ॥

દૂહા.

મરૂમંડલિ સીરોહીઇ વિજયદેવ ચોમાસિ;
10 વિજયતિલકસૂરીતણું થૂભ અછઇ જિહાં પાસિ. ૧૧૬

તિહાં મુનિ શ્રાવક ભાવસ્યું જાય વંદન કાજિ;
વારઇ તેહ ભટ્ટારકો નવિ જાવું મુઝ રાજિ. ૧૧૭

સંઘવી મેહાજલ ભલો ધર્મ્મતણો તે થંભ;
પાંચ રૂપઇઆ દિનપ્રતિં દેહરઇ ખરચ નહી દંભ. ૧૧૮

15 દાતા સવેગી સદા ક્રિયાવંત ગુણવંત;
તે તે ગુરૂનઈં વીનવઇ અવધારો માહંત. ૧૧૯

વીર પરપરિ હીરગુરૂ બીજા જે કો સૂરિ;
કુણિં નવિ થૂભ નિષેધિઉં જસ નામિં સકટ દૂરિ. ૧૨૦

વારિઉં એ નવિ જાયસ્યઇ થાસ્યઇ ફિરી વિરોધ;
20 અવિચારિઉં નવિ કીજીઇ કાં ન ધરો શુભબોધ. ૧૨૧

એક અવિચારિઉં સૂરિપદ બીજુ ભિન્ન વખાણ;
ત્રીજું લેખિં લિખિત તે ચોથું વારિઉં ગાન. ૧૨૨

થૂભ નિષેધ એ પાંચમું અવિચાર્યા એ કીધ;
હાથે આવિઉં કાં પૂઓ કહીઇ સહૂ અપ્રસિદ્ધ. ૧૨૩

॥ ઢાલ ॥

રાગ ગોડી.

દેશી યોગનાંની.

રોસવસિં તે કરઇ કદાગ્રહ કહણુ ન માનઇ એક રે,
5 પૂરવસૂરિતણાં જે સહૂઇં વાંધાં થૂભ અનેક રે;
હીર જેસિંગતણાં જે વાંદસિ તે વંદેસિઇ ભાવિં રે,
સાવય સાવી જે શુભ ભાવી તે નિત વંદઇ સુભાવિં રે. ૧૨૪
તે પણિ સઘલઇ દેસિ સાંભલિઉં વલતા લિષીઆ લેખ રે,
પ્રભુ કાં શાસ્ત્ર સિદ્ધાંત ઉથાપો તેહ ન માનઇ રેષ રે;
10 હવઇ સુણો શ્રીવિજયાણંદસૂરિ સૂરતિ કરી ચોમાસ રે,
ઘણદીવી વડસાલિ પધાર્યા યાત્રા કારણિ પાસ રે. ૧૨૫
તિહાં ભરૂઅચિ ડુંગરજી દોસી કીકીબહુનિ સુજાણ રે,
ભણી ગણી જિનધરમિં નિપુણ સાધુભગતિ સુપ્રધાન રે;
પરિકર સહિત તિહાં આવી વંદઇ વિનતી કરઇ એક સાર રે,
15 કયરવાડઇ મેઘ સેઠ પ્રતિષ્ઠા મન ધરઇ એ સુવિચાર રે. ૧૨૬
લાભ ઘણો પ્રભુ તુમનઇં હોસ્યઇ તિહાં આવિં ગુરૂરાજ રે,
જિમ સૂરતિ મુદ્રાઇં પ્રભાવન પ્રમુખ લાભ સિરતાજ રે;
નૃપતિ હુકમ ફુરમાન કર્યાં છઇ ગ્રામાધીશ ભારમલ્લ રે,
તે પણિ પુસી અછઇ એણી વાતિં કહઇ તે કીજઇ ભલ્લ રે. ૧૨૭
20 ગુજ્જરધરે પુરિ ગામિ નગરિ એ કુંકુમપત્રિ પઠાવી રે,
સંઘ તેડાવ્યા મુઝનઇં કહઇ તું શ્રીગુરૂ તેડી આવી રે;
બ્રહ્મચારી રાઘવજી ષંભાતી ધરમ કામિ પ્રવીણ રે,
તે પણિ જંબૂસરિ શાંત વુહુરો આવ્યા ધરમાધીન રે. ૧૨૮
શીઘ્ર પધારો તપગચ્છનાયક દાયક સિવસુખ સાર રે,
25 મૂહુરત ફાગુણ વદિ ચોથિનઇ દિન નિરધારિઉં ઉદાર રે;
રાજનગર ષંભાતી જ્યોતિષી સૂરવિજય પંન્યાસ રે,
સહુ મિલી સંઘ સાથિં જોયુ મુહુરત એ સર્વાંસ રે. ૧૨૯

કહઇ ગચ્છપતિ શ્રીવિજયદેવસૂરિ તાસ તણો આદેસ રે,
હોસ્યઇ તો હું કરીસિ પ્રતિષ્ઠા માહરઇ એહ વિસેસ રે;
સૂરતિનો સંઘ કહઇ પ્રભુ સુણીઇ લષિઉં આવિઉં છઇ એવ રે,
રાજનગરનઇં સંઘિં પાઠવિઉં માણુસ આદેસ હેવ રે. ૧૩૦
5 આજકાલિ પણિ તે આવેસિઇ કરયો સઘલાં કામ રે,
શુભ મૂહૂરત સાચવયો પ્રભુજી નહી એ વિલંબનો ઠામ રે;
તવ પ્રભુ વેગિં સૂરતિ પધાર્યા રહી દિન બિ મંડાણિ રે,
રાનેરિ થઈ વરીઆવિ પધાર્યા ભરૂઅચિ કીદ્ધ મંડાણ રે. ૧૩૧
કયરવાડાનો સંઘ તિહાં આવી પધરાવ્યા ગુરૂરાજ રે,
10 માણુસ સહસ દસ તિહાંકણિ મિલિઉં એક પ્રતિષ્ઠા કાજ રે;
બિંબ અઢીસઇં નાહાનાં મોટાં રયણ પીત પાષાણુ રે,
કરઇ પ્રતિષ્ઠા સંઘ સભાઇં અંજન વાસ સુવાન રે. ૧૩૨
પાંચ દિવસ સંઘભગતિ કરી બહૂ ઘૃત સૂષડી અષૂટ રે,
ચ્યાર સહઇ વલી યાચક અધિકા મિલિઆ બાંધઇ મોટ રે;
15 સંઘ સઘલ પહરાવઇ વસ્ત્રિ નવનવે બહૂ મૂલ રે,
જણ પ્રતિ આપી સર્વ સંતોષ્યા યાચકજન અનુકૂલ રે. ૧૩૩
રૂપઈઆ દસ સહસ વ્યય કીધા સીંધાં સઘલાં કાજ રે,
તે દિનથી ધન સંતતિ સુખ ભરિ વાધ્યો અધિકી લાજ રે;
સંઘ વોલાવ્યા સહૂઇ નિજઘરિ વષાણ સુણઇ નિતમેવ રે,
20 કરઇ પ્રભાવના સામીવત્સલ માસકલપ ગુરૂ હેવ રે. ૧૩૪

॥ ઢાલ ॥

દૂહા.

રાજનગરથી મોકલ્યુ માણુસ એક ગુરૂ પાસિ;
તે વલતું નવિ લષી દીઇ તે થેલ્યો તસ આસિ. ૧૩૫
25 બીજુ ત્રીજું તિમ વલી તેહની તેહજ રીતિ;
સીષ દેઇ વાલઇ નહી દંભ ધરઇ નિજચિત્તિ. ૧૩૬

તેણઇ પ્રતિષ્ઠા દિન લગઇ રાખ્યા તે ત્રિણિ દૂત;
તે દિન વોલ્યા પછી સવે વોલાવ્યા એ સૂત. ૧૩૭
રાજનગરે પંભાતિમાં બિણુ અલગું મંડાવિ;
ગચ્છભેદ વલી તેણઇ કીઓ કાંઇઇ ચિત્તિ વિભાવિ. ૧૩૮
5 તે સુણી રાજનગરતણો સંઘ વિચારઇ ચિત્તિ;
એથી એતો નીંપનું એ નહી કુહુનો મિત્ત. ૧૩૯

## રાગ, માલવી ગોડો.

સુરસુંદરીના ઢાલની દેસી.

શ્રીમુનિવિજયના સીસ સોહાયા શ્રીદેવવિજય ઉવઝાયા;
10 ગુરૂભાઈ દર્શનના સ ભાયા નિજ ગચ્છપતિ વચનિં ઉજાયા. ૧૪૦
સાધુ પરિકર સઘલો લેલી સંઘ સમુદાય સઘલો મેલી;
કરઇ વીનતી શ્રીગુરૂ પાસઇં સુણો વીનતી સહૂ એમ ભાસઇ. ૧૪૧
મેલ કીધો હુતો વિજયદેવિં થયું ભિન્નપણું તેહની ટેવિં;
એહના મનમાંહિ હતું કૂડું એણઇ લચ્છણિં દેખાડયું ભુંડું. ૧૪૨
15 અહ્મારઇ હવઈ તુહ્મે નાથ મત કરયો તેહનો સાથ;
કૂડા કપટીસ્યું ન કરો સંગ મનમઇલાસ્યું કિસો રંગ. ૧૪૩
દૂધિં ધોયો ન ઉજલ કાગ તેહસિઉં નહી આપણો લાગ;
જેહનઈ નહી વચનની મામ તેહનું સિઉં આણઇ કામ. ૧૪૪

उक्तं चः—

20 વારીતો જે નવિ રહઇ વોલાવ્યો નવિ જાય;
મેહલિઉં ટારસસીદરૂં જિમ ભાવઇ તિમ જાય. ૧૪૫
શ્રીવિજયાણંદસૂરિંદ કહઇ વાચ સુણો નહી ફંદ;
તસ કહણ કરો અંગીકાર પણિ ભિન્નપણું નહી સાર. ૧૪૬
જો આપણુ તેહનઇ મિલિઆ તો વાંક ન ગણવો સલીઆ;
25 એમ વાર વાર નહી વારૂ મન હાથિ કરો ઉપચારૂ. ૧૪૭
કહઇ સંઘ સુણો ગુરૂરાજ એહ સાથિં નહી અહ્મ કાજ;
જેણઇ હીરજેસિંગનઇ હેલ્યા તેહ સિઉં વલી તુહ્મનઇ ભેલ્યા. ૧૪૮

તોહઇ પણિ તે મનિ મયલો બોલિઉ નવિ પાલઇ પહલો;
એહની તે મુકો આસ તુહ્મો ગછપતિ લીલવિલાસ. ૧૪૯
પટા લિષીઆ ઠામો ઠામિં વિજયાણંદસૂરીનામિં;
ધરમ જાણી કર્યો હુતો મેલ તેણઇ કીધો છોકર પેલ. ૧૫૦
5 લિખ્યા બોલથી ગછપતિ ચૂકયો તે માટિં એ ગછપતિ મુંકયો;
ગચ્છનો નહી એસ્યું સંબંધ જૂદા હૂઆ એ જાણો પ્રબંધ. ૧૫૧
પાંચ નગરિં પાંચ લેખ મુંકયા રાજનગર ષ ભાતિ નહી ચૂકયા;
બર્હાનપુર સૂરતિમાંહિં દર્શન જુદું કરઇ ઉચ્છાહિં. ૧૫૨
સિવપુરી નડોલાઇ જાલોરિ મેહાજલ કરઇ ન્યાતનિં જોરિં;
10 ગછ આવ્યો સઘલો હાથિં વાચક પંડિત મુનિ સાથિં. ૧૫૩
શાંતિદાસથી એ રીસાણો અપયશ જગમાંહિં ગવાણો;
ગુજરાતિથી વિહાર કરાવ્યો વલતો તે દુષ ઉપાવ્યો. ૧૫૪
મરૂમંડલિ ભાષરિ સેવઇ નિજકરણીનાં ફ્લ લેવઇ;
હવઇ વિજયાણંદસૂરિંદ કયરવાડઇ અતિ આણંદ. ૧૫૫
15 જંબૂસરિ આગ્રહ જાણી પૂજિં ચઉમાસી ચિત્તિ આણી;
સીણોર સપેડાધીશ તામ્ર લિષિત કરાવી જગીસ. ૧૫૬
સંઘિં તિહાં ગુરૂનઇં તેડાવ્યા કયરવાડાના સંઘસિઉં આવ્યા;
ડભોઇઇ કીદ્ધ મંડાણ સપેડાનો સંઘ સુજાણ. ૧૫૭
આવી સામહિઉં તિહાં કીધ કીધા ઓછવ અતિહિં પ્રસીદ્ધ,
20 પુણ્યવિજય વાચકપદ આપ્યું લેશ્યા પાસ લોઢણ પુણ્યથાપ્યું. ૧૫૮
સપેડઇ પૂજ્ય પધાર્યા તિહા શ્રાવક ભાવ વધાર્યા;
સીણોરિં ગુરૂજી પધારઇ લાભ ઝાઝા તિહાં તે વધારઇ. ૧૫૯
તેહવઇ આવિ તેડુ ષભાતી પધારો ગુરૂ શિવતાતી;
વેગિં ગુરૂરાજ તિહાં આવ્યા સંઘ સહુઇનઇ મનિ ભાવ્યા. ૧૬૦
25 તિહાંથી રાજનગરિ સીધાવ્યા શાંતિ ભાવવિજય મનિ ભાવ્યા,
વાચકપદ તેહનઇં દીધાં કાજ સઘલાં સંઘનાં સીધાં. ૧૬૧
સોભાગી તપગછરાય જેહનઇં નામિં નવનિધિ થાય;
વિવહારી શ્રાવક ભાવિં ધન ષરચઇ ઉલટ આવિં. ૧૬૨

કે કરઇ સીઅલ ઉચાર ઉપધાન વહુઇ કે સાર;
કે માલારોપણ કીજઇ ધર્મ્મદાસસાહિં જસ લીજઇ. ૧૬૩
વિસા ળદા કેસવ ધર્મધોરી કીરતિ જગમાંહિં ગોરી;
શ્રીગુરૂ જિહાં જિહાં પધારઇ સુદ્રાઇ લહણુ વધારઇ. ૧૬૪
5 પ્રભાવના પૂજા અંગ એમ ઓચ્છવ અધિકા રંગ;
તપગછપતિ એ ઘણું જીવો આયુ અવિચલ હોયો અતીવો. ૧૬૫

॥ ઢાલ ॥

રાગ ધન્યાસી.

ઉધારમાંહિં.

10 આવઇ આવઇ ઋષભનો પૂત્ર ભરતનૃપ ભાવસ્યું એ. એ દેશી.
નડૂલાઈ નગરી સોહામણી એ,
તિહાં વસઇ ઇચ્છિતનિધાન તો, સંઘપતિ ગુણભર્યો એ;
સીપા વીરપાલ કુલદિનમણી એ,
મેહાજલ ગુણગેહ તો, મનોરથ બહુ ધરઇ એ. ૧૬૬
15 ચ્યાર બંધવની જોડલી એ,
ચાંપા કેસવ પ્રધાન તો, કૃષ્ણો ગુણમણી એ,
જસવંત સંઘવી અતિભલો એ,
વલી જયમલ વડવીર તો, કાકો બહુ ગુણી એ. ૧૬૭
કમરાજ ગુણરાજ જોડલી એ,
20 મેહાજલના સુપુત્ર તો, ગુણમણિ આગરા એ;
નાથો નારાયણ દીપતા એ,
કેસવવંશ અવતંસ તો, લચ્છમી કીરતિ ઘણી એ. ૧૬૮
વર્દ્ધમાન રૂડા સોહામણા એ,
ચાંપાનંદન સુખકાર તો, જગજન મોહતા એ;
25 ધનરાજ સુખરાજ બેલિ ભલી એ,
કૃષ્ણાનંદન ગુણવંત તો, ગુણગણ શોભતા એ. ૧૬૯

હરચંદ સઘવી બહુ ગુણી એ,
દાની વિનઈ અપાર તો, જયમલ સુત વડો એ;
ઋષભદાસ લક્ષ્મીદાસ ભલા એ,
જસવંતના જસવંત તો, રૂપિં રાજતા એ. ૧૭૦
5 નિજ નિજ વંસ વધારતા એ,
વટશાષા વિસ્તાર તો, દિન દિન વાધયો એ;
ચ્યારબંધવ સીહ સારિષા એ,
કરઇ યાત્રા વીચાર તો, વિમલાચલતણી એ. ૧૭૧
પૂજ્ય વાંદીજઇ ઉલટ ધરી એ,
10 તેડીજઇ મરૂદેસિ તો, ઉચ્છવ ઘણા કરી એ;
ચ્યાર બંધવ ચિતિ આવીઉં એ,
જોવરાવી મુહુરત સાર તો, ઓછવ રંગ ઘણા એ. ૧૭૨
સંઘપતિ વીનતી બહુ કરઇ એ,
સઘ આગલિ સુજાણ તો, યાત્રા કારણિં એ;
15 સંઘ મુખ્ય સા કચરો.ભલો એ.
ઠાકુરસી સુત તાસ તો, વલી શ્રાવક સુણો એ. ૧૭૩
સા રૂપો જેસિ ગજી એ,
વલી સા જીવો પ્રધાન તો, નાથો સુત વડો એ,
સા તોલા.સુત રૂઅડો એ,
20 સૂરજી અતિ સુકુમાલ તો, ચદ્રસેન સુત વડો એ. ૧૭૪
ધના ટીલા બેહૂ જોડલી એ,
હેમો મરૂ સુત તાસ તો, અતિહિ શોભતા એ;
સા ભોજો વલી શોભતો એ,
સા દૂલ મનમાં ગેલિ તો, મુનિજન પોષતો એ. ૧૭૫
25 સા વેલો બહુ હરષસ્યું એ,
મનોહર સામલ સાથિ તો, ચ્યારે સુત ભલા એ;

ચાંપા તાલા બેહૂ જોડિ ભલી એ,
કેસવ કર્મસી ઉદાર તો, તેજો નાથો સીપો (?) સહી એ. ૧૭૬
સંઘપતિ કેરી વીનતી એ,
કીધી સંઘિં પ્રમાણુ તો, બહુ જન હરષીઆ એ;
5 સાકી તો વલી સુત વડો એ,
ઝીપો રાયચંદ જાણિ તો, ધરમી અતિભલા એ. ૧૭૭
બાંધવ બેહુ સારિષા એ,
પીથો નાથો વલી સાર તો, પ્રમુખ સંઘ ઘણો એ;
વાચક દેવવિજય ગુણી એ,
10 ભાવવિજય શુભભાવ તો, સાથિં વિરાજતા એ. ૧૭૮
નડોલાઈ નગરીથકી એ,
મેહાજલ સંઘનાહ તો, મનોરથ ચિત્તિ ધરી એ;
વિમલાચલગિરિ યાતરા એ,
સંઘપતિ કરઇ પ્રયાણુ તો, સંઘ સાથિં કરી એ. ૧૭૯
15 કે આવઇ આવઇ શેત્રુંજગિરિ સાર કે, ભાવ ભલઇ કરી એ;
સોહઇ સોહઇ પ્રબલ પ્રભાવ કે, ભરતતણી પરિં એ. આંચલી. ૧૮૦
દેસિં દેસિં કુંકુમતરી એ,
પાઠવી દૂત પહાવિ તો, ભલી પરિં તે સહુ એ;
નડુલાઇનગરીથકી એ,
20 વરકાણઇ કરઇ યાત્ર તો, પૂજઇ રંગ ધરી એ. કે આવ૦ ૧૮૧
સંઘ આવઇ ઠામ ઠામના એ,
દેસનગરના સાર તો, ઉદાર આડંબરિં એ,
હય ગય રથ સવિ સજ્જ કર્યા એ,
પાખરીઆ કેકાણુ તો, નીસાણે નાદ ગડગડ્યો એ. કે આવ૦ ૧૮૨
25 મરૂમંડલ મેવાડનો એ,
સંઘ મિલીઓ બહુ રંગિ તો, અંગિ આનંદ ઘણો એ;

સીરોહીસંઘ આવીઓ એ,
રાય તિહાં અષયરાજ તો, મિલીઆ રંગ ઘણુઇ એ. કે આવ૦ ૧૮૩
જોડિ નીસાણુની રાય દીઇ એ,
વલી દીઇ સુભટના વ્રંદ તો, હરષિ બોલાવીઆ એ;
5 આણુ લહી નિજ નૃપતણી એ,
સાજ ભલઇ સંઘ સાથિ તો, સીરોહીથી સંચરઇ એ. કે આવ૦ ૧૮૪
પાટણિ દેવ જુહારીઆ એ,
કુંણુગિરિં કીદ્ધ મંડાણુ તો પુહુતા સંપેસિરઇ એ;
સંઘ ઘણુા આવી મિલઇ એ,
10 યાત્રા કરી બહુ ભાવ તો, હરષ ઘણુઇ કરી એ;
તિહાંથી ચાલ્યા ઉલટ ઘણુઇ એ,
સંઘ આવ્યો સિરપેજ તો, તેજ અધિક તપઇ એ. કે આવ૦ ૧૮૫
દોસી મનિઆસિઉં મિલી એ,
કરઇ વીનતી ગુરરાજ તો, યાત્રા કારણિ એ;
15 રાજનગરીસંઘ સામહો એ,
ધોલકઇ કીદ્ધ મંડાણુ તો, ચોમાસું ફાગુણતણું એ. કે આવ૦ ૧૮૬
વિજયાણુંદસૂરી આવીઆ એ,
વલી વાચક સિદ્ધચંદ તો ભાવવિજય ભલા એ;
પંડિત મુનિ બહુ પરવર્યા એ,
20 સાધુ સવાશત માન તો, બીજા સહૂ મિલી એ. કે આવ૦ ૧૮૭
સાધુ દર્શનિ થઈ પાંચસઇ એ,
સ્વપરપષ્યના જાણિ તો, વાણિ અમી સુણી એ,
બારસઇ સેજવાલાં ભલાં એ,
એકશત રથનું પ્રમાણુ તો, ઉંટ અઢીસઇ સવે એ. કે આવ૦ ૧૮૮
25 પંચસઇ સાર તુરંગમા એ,
તેતા તે અસવાર તો, સુભટ સવે મિલી એ;

હથિઆરબંધ સહસ સુણ્યા એ,
વલી ઉપરિ પંચસત્ત તો, માઝનઇ જાણિઇ એ. કે આવ૦ ૧૮૯
દેવગાયન સમ ગાયના એ,
ગાય ગીત રંગ રેલિ તો, રીતિ ભલીપરિં એ;
5 તિમ નારી કોકિલ સરિ એ,
રૂપિં રંભસમાનિ તો, ગાય ગેલિસિઉં એ. કે આવ૦ ૧૯૦
બારેછડ ગાડાં ઘણાં એ,
થાકાં જન વિશ્રામ તો, તરસ્યા જલ પીઈ એ;
વીસ સહસ માણુસ ભલાં એ,
10 શ્રાવક અવર લોક તો, પાર ન પામીઇ એ, કે આવ૦ ૧૯૧
વાટિં જે જે ગરાસીઆ એ,
લોપ્યા તાસ ગરાસ તો, ચોર નાસી ગયા એ;
પાલીતાણઇ પધારીઆ એ,
ચ્યાર જોડિ નીસાણ તો, ગુહિરાં ગડગડઇ એ. કે આવ૦ ૧૯૨
15 ......................................,
................................................;
પંચશબ્દ ભેરી ભલી એ,
તિવલ નફેરી નાદ તો, સરણાઈ ભલી એ; કે આવ૦ ૧૯૩
વીણા તાલ મદ્દલ વલી એ,
20 ઘુઘરના ઘમકાર તો, પેલા પેલઈ ઘણું એ;
ડુંગર મોતી વધાવીઓ એ,
નવ નવ નાટારંભ તો, ગીત સેત્રુંજતણાં એ. કે આવ૦ ૧૯૪
પરવ મંડાવી સાકરજલિં એ,
એલચી વાસિત સાર તો, કુમકુમે છાંટણાં એ;
25 ચોકી ચકલઇ સુભટ ઘણા એ,
દીસઇ ઠામો ઠામિ તો, સંઘપતિ મેલ્હકા એ. કે આવ૦ ૧૯૫
ગિરી ગરાસીઆ જે હુતા એ,
ઊડી ગયા તે અપાર તો, અતિ અપમાનીઆ એ;

જાણી ગિરિના ગરાસીઆ એ,
આવ્યો માણસ મેલિ તો, કહઇ કિમ દુહવીઆં એ. કે આવ૦ ૧૯૬
અહ્મ હકમ વિણુ એણઇ ગિરિં એ,
ન ચડઇ કો નરનારિ તો, તુમ જન કિમ ચડઇ એ;
5 કહઇ સંઘપતિ નૃપ હકમસિઉં એ,
યાત્રા કરઇ સહૂ લોક તો, લાગ કસ્યો તુહ્મ તણો એ. કે આવ૦ ૧૯૭
ઓહોસિ કરતાં સુભટ સવે એ,
સજ્જ કર્યાં હથીઆર તો, હક્કારવ હૂઆ એ;
નાઠા ગિરિના ગરાસીઆ એ,
10 પઇઠા જઇ ગઢિ ગાઢિ તો, સંઘદલિ વીંટીઓ એ. કે આવ૦ ૧૯૮
નિવારઇ માણસ ભલાં એ,
ઠામિ ગયા સવે તેય તો, મીનતિ બહુ કરઇ એ;
સંઘદલ બલ દેષી કરી એ,
છાના છપીઆ તેહ તો, કહઇ મુઝ કાંઇ દીઓ એ. કે આવ૦ ૧૯૯
15 સંઘ સવે યાત્રા કરઇ એ,
નિરભય થઈ રલીઆતિ તો, પુણ્ય પોતઇ ભરઇ એ;
સૂરજિકુડિ્નુ શુચિ કરી એ,
ધોતિ પષાલી સાર તો, સાર કેસર ઘસઇ એ. કે આવ૦ ૨૦૦
............ .. ............ ... .. ,
20 .. ............ ........................;
અરચઇ દેવ સુભાવસિઉં એ,
ભાવન ભાવઇ ઓહોલાસિ તો, માગ ન જનતણો એ. કે આવ૦ ૨૦૧
અગર ધૂપ તિહાં મહઇ મહઇ એ,
એક ગાયન નાચ ત તો, ઓછવ અતિઘણા એ;
25 એમ દિન દસ તિહાંકણિ રહ્યા એ,
દિન દિન ભોજન દાન તો, સ ઘનઈ બહુ માનસિઉં એ. કે૦ ૨૦૨
વીસ સહુસ માણુસ ભલાં એ,
નિત નવલાં પકવાન તો, જાસક સહૂ જમઇ એ,

કરઇ સવિ સંઘની પહુરામણી એ,
સંઘપતિ સુત કમરાજ તો, સજ્જનિ પરિવર્યા એ. કે આવ૦ ૨૦૩
યાત્રા કરી બહુ ભાવસિઉં એ,
રૂપઈઆ સહુસ પાંચ તો, ભંડારિં દીઇ એ;
5 તલપદ લોક પશુ સવે એ,
ભોજન દેઈ પકવાન તો, વાન વધારીઓ એ. કે આવ૦ ૨૦૪
લોક કહઇ ધન વ્યય ઘણો એ,
કીધો એણઇ અપાર તો, યાત્રા કારણિં એ;
યાત્રા કરી બહુ ભાવસિઉં એ,
01 આવ્યા અમદાવાદિ તો, દસ દિન તિહાં રહ્યા એ. કે આવ૦ ૨૦૫
સંઘવત્સલ વલી તિહાં હવાં એ,
સંઘવી કહઇ ગુરુરાજ તો, સીરોહી રીઇ એ;
શ્રીવિજયાણંદસૂરીસિરૂ એ,
સંઘ સાથિં કરી યાત્ર તો, રાજનગરથી પાંગર્યા એ. કે આવ૦ ૨૦૬
15 મરૂમંડલિ પધારીઆ એ,
ઓછવ અધિક મંડાણ તો, ભવિયણ બુઝવઇ એ;
સીરોહી પુજ્ય પધારીઆ એ,
ઓચ્છવ કીધા અપાર તો, સામહીઉ ભલું એ; કે આવ૦ ૨૦૭
સીરોહીથી સંઘપતિ ચાલીયા એ,
20 આવ્યા નડોલાઇમાહિં તો, વાજાં વાજતઇ એ.
બીજું ચોમાસુ ધવલીઇ એ,
ત્રીજું નડુલાઇ ચોમાસ તો, ચોથું વાઘસિણિ એ. કે આવ૦ ૨૦૮
લૂણાવાસિ પધારીઆ એ,
સાહ કાહાનો પુણ્યવંત તો, બિંબ ભરાવીઆં એ;
25 કરી પ્રતિષ્ઠા તિહાં ભલી એ,
વાચકપદ એક દીધ તો, સીરોહી આવીઆ એ. કે આવ૦ ૨૦૯

ગુજ્જરધરથી સહૂ સંઘિં એ,
પાઠવીઆ પરધાન તો, શાંતિવિજયગણી એ;
સંઘ વીનતી સઘલી કરી એ,
પધારઇ ગુરૂરાજ તો, રાજનગર ભણી એ. કે આવ૦ ૨૧૦

5 ॥ ઢાલ ॥

રાગ ધન્યાસી.

રાજનગરિ ગુરૂરાજ પધાર્યાં ભવિયણ અતિ આણંદ જી;
ધર્મધ્યાન બહુમાન ઉપાય પામઇ પરિમાણંદ જી. ૨૧૧

દાન દીઇ બહુ ગુરૂઉપદેસિં પાલઇ સીલ સુભાવિં જી;
10 તપ તપઇ વરભાવન ભાવિં ધન વાવઇ ગુરૂ આવિં જી. ૨૧૨

વાચક વિબુધ બહુ મુનિ પરવરીઓ રાજઇ શ્રીગુરૂરાજ જી;
વિજયતિલકસૂરિ પાટપનોતો દીપાવઇ ધર્મકાજ જી. ૨૧૩

ઉદયવંત અધિકો મહિમંડલિ પ્રતિપો જગ ઉપગારી જી;
મેરૂમહીધર મહી રવિ સસિહર સાયર થિરતા ધારી જી. ૨૧૪

15 તિહાં લગઇં એ આસીસ અનોપમ તાર્યાં બહુ નરનારી જી,
એ ગછધારી બહુ હિતકારી સાચો પરઉપગારી જી. ૨૧૫

સંવત સસિ રસ નિધિ મુનિ વરસિં પોસ સુદિ રવિકર યોગિં જી;
રાસ રચિઓ એ આદર કરીનઇં શાસ્રતણઇ ઉપયોગિં જી. ૨૧૬

વીસલનયરિ કેસવસા નંદન ધિન્ન સોમાઇ માય જી;
20 શ્રીરાજવિમલવાચક સીસ અનોપમ મુનિવિજય ઉવઝાય જી. ૨૧૭

તાસ સીસ પભણઇ બહુ ભગતિં દર્શનવિજય જયકારી જી;
તે ગુરૂની હું આણ આરાધું જેણઇ લાજ વધારી જી. ૨૧૮

નયર બરહાનપુરમંડણ મોટો શ્રીમનમોહનપાસ જી;
તાસ પ્રસાદિં એ વિસ્તરયો મહિમંડલિ એ રાસ જી. ૨૧૯

25 જે ગીતારથ જગહિતકારી તેહ તણો હું દાસ જી;

ધર્મવંત વલી ગુણના રાગી આણી અધિક ઉહોલ્લાસ જી.

કૃપા કરી મુઝ ઊપરિ સહૂઇ કરવો શુદ્ધ પ્રબંધ જી;
કાહાનો માતર ગાથા છંહિં જેહુ અશુદ્ધ હોઇ બંધ જી. ૨

જિહાં લગઇ એ શાસન શ્રીજિનનું જિનઆણાના ધારી જી;
5 તિહાં લગઇ એ ભણયો સુણયો રાસ વિજય જયકારી જી. ૨

ઇતિ શ્રીતપાગચ્છાધિરાજશ્રીહીરવિજયસૂરિવચનારાધક
ભટ્ટારકશ્રીવિજયતિલકસૂરિરાસઃ સાગરહુંડીગર્ભિતઃ સંપૂર્ણઃ ॥ ચિ
રંજીયાત્ ॥ શ્રીબરહાનપુરનગરે લિખિત પં૦ દર્શનવિજયેન ॥ છે
સ્વાન્યપરોપકારબુદ્ધિયુક્તેન ॥ કુમતનિરાકરણાય । કર્મનિ
10 ર્જરણાય ચ ॥ શ્રીરસ્તુ । કલ્યાણં ભવતુ ॥